શ્રીમંત સરકાર મહારાજા સાહેબ સયાજીરાવ
ગાયકવાડ સેનાખાસખેલ સમશેર
બાહાદુર એમના ઉદાર
આશ્રયથી

# प्राचीनकाव्यमाळा.

## ग्रंथ ११.

# भालण, नाकर, मुकुंद, दयाराम ने गिरिधर-कृत कविता.

સંશોધન કરી ટીકા સહિત પ્રસિદ્ધ કરનાર
હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા
અને
નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રી.
વડોદરા.

સંવત ૧૯૪૫-૪૬ સન ૧૮૮૯-૯૦.
કીમત ૧-૮-૦

# પ્રસ્તાવના.

યથાર્થ રાજ્યધર્મ જાણનાર વિવેકી રાજ્યકર્ત્તા પોતાની પ્રજાનું અનેક પ્રકારે કલ્યાણ કરવું એજ ઈશ્વરકૃપાથી પોતાને પ્રાપ્ત થયેલા સર્વોપરિ પદનું સાર્થક થવું માને છે. તે કલ્યાણ કરવાના વિવિધ પ્રકાર છે. વસુંધરા ( પૃથિવી )નો જે પ્રદેશ પોતાનો છે તેમાં અન્નફળાદિ ઉત્પન્ન કરવાની શક્તિ છે તેનો, તથા તે માં ધારણ થયેલ વસુ ( ખનિજ ધન રત્નાદિ )ને બાહિર્ કઢાવી તેનો, પોતાની પ્રજાની સુખવૃદ્ધિને અર્થે, ઉપયોગ કરે છે, પ્રજાની સુખશાન્તિમાં ભંગ ન થતાં તેનો વધારો થવા અનેક પ્રકારની યોજના કરે છે; નિર્મળ જળાશય, સુગમ માર્ગ, ઔષધાલય આદિથી શરીરની સુખાકારીનાં સાધન નિર્માણ કરે છે; તથા વિદ્યાલય, પુસ્તકાલય, ગ્રંથવૃદ્ધિ, આદિ મનની સુખ શાન્તિનાં સાધન આપે છે. ન્યાયથી, નીતિથી, પ્રીતિથી, સમભાવથી, ઉદારતાથી, પ્રજાને સ્વપ્રજા તુલ્ય ગણી પિતાવત્ સર્વનું પાલન તથા હિત કરવું એજ ધર્મ તથા સ્વાર્થ માની અન્તર્થ જે રાજા પ્રજાનું રંજન કરવા પ્રવર્તે છે, તેની પ્રજા સુખી થાય છે, તથા તેના મનોરથ સફળ થઇ, તે અક્ષય કીર્ત્તિને પામે છે. એ આદિ અનુભવસિદ્ધ થયેલા પ્રમાણિક સિદ્ધાન્તો છે.

શ્રીવડોદરા રાજ્યના વિદ્વાન્, શક્તિમાન્ અને પરમ પવિત્ર મહારાજાધિરાજ શ્રીમન્ત સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર એમના પૂર્વોક્ત ઉદાર વિચારો અને સિદ્ધાન્તો પર બહુ ભાવ, તથા તેવા ઉત્તમ વિચારોને આચારમાં આણી પ્રજાનું કલ્યાણ કરવાનો તેમનો મહાન્ પ્રયત્ન, એ સાંપ્રતકાળમાં સર્વ સ્થળે પ્રશંસનીય ગણાતાં દૃષ્ટાંતરૂપ થઈ પડ્યાં છે.

શ્રીમંત મહારાજાધિરાજના એ ઉદાર ભાવથી ઉત્તેજાઇ તા૦ ૮ મે સન ૧૮૮૯ ની એક સ્મરણી તેઓ નામદારની સેવામાં રજુ કરવામાં આવી હતી. તેનો આશય એ હતો કે વડોદરા રાજ્યમાં થઇ ગયેલા ગુર્જર કવિઓના અપ્રસિદ્ધ ગ્રંથો પ્રસિદ્ધિમાં આવે તેવી યોજના રાજ્યઆશ્રયથી થાય તો સારૂં.

પ્રાચીનકાવ્યસંગ્રહ એ નામનાં ગુજરાતી કવિતાનાં પુસ્તક વડોદરા રાજ્યના ડાઇરેકટર ઑફ વર્નાક્યૂલર ઇન્સ્ટ્રક્શન રાવસાહેબ **હરગોવિંદદાસ** દ્વારકાદાસ તથા વડોદરાનિવાસી શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર એમની તરફથી પ્રસિદ્ધ થવાનો આરંભ થઇ ચૂકેલો હતો, અને તે સારૂ ઘણાં સ્તુતિપાત્ર પ્રયત્નથી હસ્તલિખિત ગ્રંથનો સારો સંગ્રહ તેમણે કર્યો હતો. વડોદરા રાજ્યનું દેશી કેળવણીખાતું મારી દેખરેખ નીચે સુપરત થયા પછી આ સંગ્રહ બાબતમાં મેં તપાસ કરી. તે ઉપરથી જોવામાં આવ્યું કે રત્નાદિ ધનના ભંડાર દટાઇ રહ્યા હોય છે તેમ અનેક વિષયો પર રચેલી કવિતાના ભંડાર દટાઇ પડી રહ્યા હતા, અને તે ભંડારને પ્રજાના ઉપયોગસારૂ બાહ્ય લાવી તે દ્વારા સદ્વિચારને પુષ્ટિ આપવી એ લાભકારક થશે એમ લાગ્યું. આ કવિઓમાં પ્રેમાનંદ, રત્નેશ્વર, વલ્લભ, ભાલણ, દયારામ, હરિભટ્ટ, ભોજોભક્ત, ધીરોભક્ત, ગિરિધર આદિ બહુ પ્રસિદ્ધ અને લોકપ્રિય કવિઓ આવી જાય છે. **રાધાબાઈ** તથા **દીવાળીબાઈ** નામની બે સ્ત્રી કવિઓની કવિતા પણ મળી આવી છે. અને બાપુસાહેબ ગાયકવાડ એ નામના પ્રસિદ્ધ થયેલા ઈશ્વરભક્ત-ની કવિતાનો પણ સારો સંગ્રહ છે. આ સર્વ કવિતા શોધી અને ટીકા સાથે છપાવતાં ત્રણ વર્ષ લાગશે એમ અજમાયશ થઈ છે. એ કામ પૂર્ણ કરવા શ્રીમંત સરકાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ એમણે રૂ. ૧૨,૦૦૦) બાર હજારની રકમ મંજુર કરી કીમતી આશ્રય આપ્યો છે અને તેથીજ આ પુસ્તકો પ્રસિદ્ધિમાં આવી શકશે. આ ઉદાર અનુજ્ઞાથી ગુર્જર પ્રજા અને સર્વ ગુર્જરવાસી ઉપર ઉપકાર થયો છે. એમ સર્વ સમજુ જનોને લાગ્યા વિના રહેશે નહિ.

કવિતા વિષે એક ઇંગ્રેજ કવિ લખે છે કે:—

Poetry is itself a thing of God;
He made his prophets poets, and the more
We feel of poesy do we become
Like God in love and power.

BAILEY.

કવિતા સ્વતઃ ઇશ્વરની એક વસ્તુ છે. ઈશ્વરે કવિઓનેજ પોતાના ભવિષ્યદ્વાદી કર્યા છે. અને કવિતાને જેમ આપણે અધિક અનુભવીએ છીએ તેમ આપણે સ્નેહમાં અને શક્તિમાં ઇશ્વર પેઠે થઈએ છીએ.

કવિ વિષે વર્ડ્ઝવર્થ કહે છે કેઃ—

Blessings be with them, and eternal praise,
Who gave us nobler loves, and nobler cares,
The Poets, who on earth have made us heirs,
Of truth and pure delight by heavenly lays.

WORDSWORTH.

જેઓએ આપણને શ્રેષ્ઠતર પ્રેમ તથા શ્રેષ્ઠતર ઉત્કંઠા આપ્યાં છે તે કવિઓ ઉપર આશિર્વાદ તથા અનંત પ્રશંસા હો; જેમણે દિવ્ય કાવ્યવડે આ જગત્ ઉપર આપણને સત્યના અને સ્વચ્છ આનંદના ઉત્તરાધિકારી કર્યા છે.

આપણા દેશમાં તો કવિને રવિ સમ ગણી તેની બહુ પ્રકારે પ્રશંસા કરવામાં આવે છે.

સ્વદેશમાંના કોટ, રાજમહાલય, ધર્મશાળાઓ, દેવાલય, જળાશય, વિશ્રામસ્થાન, આદિ કીર્તિસ્તંભ પૂર્વના રાજા કે ધર્માત્મા ગૃહસ્થો કરાવી ગયા હોય છે, તેનો જીર્ણોદ્ધાર કરવો એ મહાપુણ્યનું કાર્ય છે, એમ ધર્મશાસ્ત્રમાં કહ્યું છે, અને સારા રાજાઓ તેમ કરાવે છે પણ ખરા. અને તેથી સર્વ પ્રજાના સુખભોગમાં વૃદ્ધિ થઇ તેમનો આશિર્વાદ મેળવે છે.

કવિના દ્રવતા અન્તઃકરણમાં ઉત્પન્ન થઈ સહૃદયજનોનાં અંતઃકરણમાં પ્રવેશી ત્યાં વસી સુખાનંદ દેનાર કવિતા તેનો જીર્ણોદ્ધાર પણ પ્રશંસનીય અને પુણ્યપ્રદ છે. બાળકથી વૃદ્ધ—રંકથી શ્રીમાન્ સુધી સર્વને દુઃખમાં વિશ્રામસ્થાન અને સુખને અધિક કરનાર કવિતા એ પણ સાધન છે. એવા એક સુખપ્રદ

સાધનનો જીર્ણોદ્ધાર પ્રજાના કલ્યાણસારૂ શ્રીમંત મહારાજાધિરાજ કરાવે છે એ તેમના પ્રજારંજન કરવાના ઉચ્ચ ભાવમાંનું એક સુચિન્હ છે.

વડોદરા રાજ્યમાં થઈ ગયેલા કવિઓની અપ્રસિદ્ધ પ્રાચીન કવિતા સંભાળથી પ્રસિદ્ધિમાં લાવવાના હેતુથી નીચે પ્રમાણે કમિટિ નીમવામાં આવી છે.

## પ્રમુખ.

દિવાન બાહાદુર મણિભાઈ જશભાઈ.

## મેમ્બરો.

રાવબાહાદુર અંબાલાલ સાકરલાલ. એમ. એ. એલ. એલ. બી.

ખાનબાહાદુર જમશેદજી અરદેશર દલાલ. એમ. એ. એલ, એલ. બી.

રાવસાહેબ પીતાંબરભાઈ જેઠાભાઈ.

રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ.

દરેક ગ્રંથની બનતા સુધી અનેક પ્રતો મેળવી તેને શોધી અને ટીકા શબ્દાર્થ આપી વિશેષ ઉપયોગી કરવી વગેરે સર્વ કામ રાવસાહેબ હરગોવિંદદાસની સંભાળ નીચે શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર તથા કવિ છોટાલાલ નરભેરામ આદિ લાયક માણસનાથી ચલાવવામાં આવ્યું છે. પુસ્તકો સંબંધી સર્વ વ્યવસ્થા અને જવાબદારી આ કમિટિ તરફ છે. કમિટિમાંથી કોઇનું ખાનગી હિત કે સ્વાર્થ આ સંબંધમાં ન છતાં માત્ર લોકહિતાર્થે કામ જાણી કમિટિએ આ કામ માથે લીધું છે.

વડોદરા રાજ્ય નિવાસી કવિઓની કવિતા ઉપરાંત ગુજરાતના બીજા પ્રસિદ્ધ કવિઓની અપ્રસિદ્ધ કવિતાનો ઘણો જથો રાવસાહેબ હરગોવિંદદાસ તથા શાસ્ત્રી નાથાશંકરની પ્રશંસનીય શોધથી એકઠો થયેલો છે, અને વધારે જથો એકઠો કરવા પ્રયત્ન કમિટિ તરફથી જારી રાખવો એમ ધારણા છે. આ સર્વ કવિતા પણ પ્રસિદ્ધિમાં લાવવા યોજના તૈયાર થાય છે, અને તે ઉદ્યમ સફળ થવા ઈશ્વર પાસે પ્રાર્થના છે.

આશા છે કે આ પ્રાચીન ગુર્જર કવિઓની સુંદર તથા બોધક કવિતાથી વાંચનારનું જ્ઞાન તથા સદ્દગુણ, રસજ્ઞતા, રૂચિ, રસિકતા, સહૃદયતાદિ ઉચ્ચ પ્રકારનાં થઇ વૃદ્ધિ પામશે, અને ગુર્જરવાસી અન્ય સમર્થ કવિઓની કવિતાની પણ તીવ્ર યાચના થઇ પ્રકટ થશે.

આ પ્રાચીન કાવ્યમાળાને, કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતના રાજ્યકર્ત્તાઓ તરફથી તથા બીજા ઘણા સદ્દગૃહસ્થો તરફથી ઉદાર આશ્રય મળ્યો છે, તેમાટે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

વડોદરા.
સંવત ૧૯૪૬ ના વૈશાખ
સુદી ૧, તા૦ ૨૦ એપ્રિલ સન
૧૮૯૦, રવિવાર.

મણિભાઈ જશભાઈ.

# कविचरित्र.

## भालण.

હવે સો પચાશ વરસ ઉપર થઇ ગયેલા પુરૂષોનાં ચરિત્ર જ્યારે સંપૂર્ણ રીતે મળતાં નથી ત્યારે જો ભાલણ સરખા પ્રાચીન કવિનું જીવન વૃત્તાંત યથાસાંગ મળી આવવું એ તો જાણે વિષમ હોયજ એમ છતાં તેની જેટલી હકીકત આજસુધીમાં અમારી પાસે આવી છે તેટલી આ જગોએ આપી સંતોષ પામીએ છીએ. ભાલણ કવિ સંવત્ ૧૪૯૫માં પાટણમાં જન્મ્યો હશે એમ અનુમાન થાય છે. એના પિતાનું નામ મંગળજી હતું. પિતા સારા વિદ્વાન હતા. તેમની પાસેથી તથા ગુરૂઓ પાસેથી તેમણે સંસ્કૃતાદિનો અભ્યાસ કરેલો હતો. એમનું બીજું નામ પુરૂષોત્તમજી મહારાજ હતું. તે ત્રિવેદી મોઢ બ્રાહ્મણ હતા.

ભાલણનું બાલ્યવય કેમ વ્યતીત થયું તે વિષે કાંઇ હકીકત મળી નથી પણ તેમની યુવાવસ્થામાંથીજ તેમણે ગ્રંથો રચવાનો આરંભ કર્યો હશે એમ જણાય છે. તેમણે કરેલાં હિંદી તથા ભાષાંતરરૂપ ગૂજરાતી પુસ્તકો પરથી તેમના હિંદી તથા સંસ્કૃત ભાષાના જ્ઞાનનું અનુમાન થઈ શકે છે. એમણે પેહેલો ગ્રંથ કયો રચ્યો હશે અને છેલ્લો કયો રચ્યો હશે તે વિષે પણ કાંઇ જાણીશકાતું નથી. માત્ર તેમની કવિ તરિકેની જીંદગી વીતી છે એમ તેમનાં કાવ્યો પરથી અનુમાન કરવા સિવાય બીજું કોઇ વિશેષ કાર્ય તેમણે કર્યું હોય એમ માનવાનું કારણ મળતું નથી.

ભાલણ કવિનું ઘર પાટણમાં ધીવટા જીલ્લામાં છે, તેમાં આજ તેમની ગાદી, પાવડીઓ, વસ્ત્રો, અને પૂજાના યંત્રો વગેરે છે. એક પૂજારી તેની પૂજા કરે છે. આ ઉપરથી ભાલણ કોઇ મહાત્મા થઇ ગયા છે એમ સમજાય છે. એ વિષે એમ કહેવામાં આવે છે કે, ભાલણના ઉત્તરવયમાં તેમને કોઇ પરમાનંદ અથવા સદાનંદસાગર નામે પરમહંસ ગુરૂ મળ્યા હતા તેમની

પાસેથી તેમણે બ્રહ્મતત્વનો ઉપદેશ લેઇને પછી સંન્યસ્ત દિક્ષા લીધી હતી, તેમ યોગાભ્યાસ પણ આરંભ્યો હતો. ગૃહસ્થાશ્રમી છતાં કાવ્યનાં પુસ્તકો રચ્યા પછી છેવટે જ્ઞાન પામી નિવૃત્ત થઇ ઘેર બેઠાં યોગાભ્યાસ આચરનાર પુરૂષને લોકો મહાત્મા પદવી આપે એ વાસ્તવિક છે. તેની બ્રહ્મતત્વની જીજ્ઞાસા બાળપણની અથવા તરૂણવયની હોવી જોઇએ. એના પ્રમાણમાં આપણે પુરૂષોત્તમ કૃત બ્રહ્મતત્વ નામે અષ્ટકનો ઉપયોગ કરી શકીએ છીએ. એક સંસ્કૃત ભાષામાં અનુષ્ટુપ્ વૃત્તથી આ અષ્ટક તેમણે રચેલું છે, અને તેમાં અદ્વૈતનું પ્રતિપાલન કરેલું છે. પણ તે એવું અશુદ્ધ છે કે, કોઇ સંસ્કૃત ભાષાના સારા જ્ઞાનવાળો તેવું લખે નહિ કે બીજાએ તેવું લખ્યું હોય તો તરતજ, તેનો નાશ કરે. પણ આ તો તેમ લખેલું આપણા હાથમાં આવે છે માટે એમ અનુમાન થાય છે કે સંસ્કૃત ભાષાના થતા અભ્યાસમાં કવિતા કરવાના શોખથી અને પોતાની અદ્વૈત તત્વપર રૂચિ હોવાથી આ સ્તોત્ર તેવી અશુદ્ધ ભાષામાં તેમણે બાલ્યાવયે રચેલું હશે. જે મોટા કવિ હોય છે તે જન્મથીજ કવિતા રચવાની પ્રીતિવાળા હોય છે અને તેથી ભાષાની શુદ્ધિ કે અશુદ્ધિ ઉપર લક્ષ્ય ન આપતાં પોતાના મનગમતા વિષયને તે કવિતારૂપે લખે છે એ વાત એટલી સુગમ છે કે તેને પ્રતિપાદન કરવાને વખત રોકવાની જરૂર નથી. મહંત નારાયણભારતી અનુમાન કરે છે તેમ કદાચ ભાલણે કરેલું અષ્ટક તેના કોઈ નવા વિદ્યાર્થીએ લખ્યું હોય તો તે અશુદ્ધ લખાયું હોય.

એમ છતાં જવાન અવસ્થામાં ભાલણ દેવી ઉપાસક અથવા શાક્ત પંથી હતા. એવી દંતકથાઓ ચાલે છે. તેમાંની એક એવી છે કે,–કોઇ મ્લેચ્છ રાજ્યવંશી પાટણની હુકમત ભોગવતો હતો. તે વખત તેની પાસે કોઇએ ચાડી કરી કે, ભાલણની પાસે સેંકડો ખુબસુરત ઓરતોનો જમાવ થાય છે અને તેમનો ધર્મ ચલાવનાર પૂર્વે થયેલો કનૈયો ગોપિયો સાથે રમતો હતો, તેજ રીતે ભાલણ કૃષ્ણાવતારના બાને વિષય કરે છે. એવું સાંભળીને તર્ત ભાલણને પકડી મંગાવ્યો. તે વખતે તેના ગળામાં પુષ્પોનો હાર હતો. કપાળમાં ચંદન ચઢેલું હતું, અને માથું ઉઘાડું હતું. તેવાજ રૂપમાં એક કોટડી મધ્યે કેદ કરી તાળું વાશી દીધું. ત્યારપછી સાંજની વખતે મ્લેચ્છ હાકેમ પોતાની સ્વારી સાથે પાટણના દરવાજા બાહેર પૂર્વ દિશાએ મીરાંને સલામ કરવા ગયો. તે ઠેકાણે જુએ છે તો મીરાંના ઓટલા ઉપર તેજ બ્રાહ્મણ, તેજ રૂપમાં ( જેને કેદ કર્યો છે તે ) બેઠેલો દીઠો. તે ઉપરથી કચેરીમાં

તપાસ કરાવ્યો તો કોટડીમાં પણ જાણે રસ્તે ચાલી આવ્યો હોય એ રીતે શરીર ઉપર તથા પગે રજ વળગેલી હતી. એવું જાણવામાં આવ્યા પછી તર્ત ભાલણને મુક્ત કર્યો હતો ! ! ભાલણ શાક્ત મતનો હતો તેના પુરાવામાં કોઈ કહે છે કે સપ્તશતીનું ભાષાંતર કર્યું હતું માટે તે દેવી ભક્ત હોવો જોઈએ. કવિ પોતાને મનમાનતો વિષય ગ્રહણ કરે તે ઉપરથી તેની ધર્મશ્રદ્ધાનું અનુમાન કરવું એ બરાબર નથી માટે તેણે રચેલા સપ્તશતીના ભાષાંતર ઉપરથી તેને શાક્ત કહેવાય નહિ. તેણે રામ બાળલીલા પણ ગાઈ છે અને કૃષ્ણનો શૃંગાર પણ ગાયો છે. તેના ઘરમાં નારસિંહીની ચિત્રપ્રતિમા અને યંત્ર પૂજામાં છે તે ઉપરથી પણ તે શાક્ત હોવા જોઈએ એમ કહેવાય નહિ કેમકે યોગસાધના નિમિત્ત કેટલાંક બહિઃસાધનમાં સાધક "यथाभिमतध्यानाद्वा" એ યોગ સૂત્રના કથન પ્રમાણે યથારૂચિ ધ્યાન કરીને સમાધિ પ્રાપ્ત કરે છે. અમને તો એમ લાગે છે કે ભાલણ મૂળથીજ અદ્વૈતમતનો હશે. અદ્વૈતમતને માનનાર તત્વવેત્તાને કોઈ દેવ દેવી સાથે વિરોધ નથી હોતો પણ તે તે દેવ દેવીઓને ઇશ્વરરૂપ માનીને તે પ્રેમાસ્પદ જાણે છે. એ રીતે ભાલણે રામ, કૃષ્ણ, અને દેવીના ગુણ ગાયા હશે. તો પણ "ભાલણપ્રભુ રઘુનાથ" એવું તેની કવિતામાં વારંવાર આવે છે તે ઉપરથી નિષ્કલંક શુદ્ધ સત્વમૂર્ત્તિ રામચંદ્ર ઉપર તેની વધારે પ્રીતિ હશે એમ લાગે છે. બીજા દેવ દેવીઓ કરતાં અદ્વૈતમતવાળા રામને બ્રહ્મજ્ઞાનના ઉત્તમ અધિકારી માની તેમના પ્રતિ અપૂર્વ ભક્તિ ભાવ રાખે છે એ પ્રસિદ્ધ છે.

ભાલણની ત્યાગ દશા પછી તેમનું માહાત્મ્ય ઘણું વધ્યું હશે એમ લાગે છે કેમકે તેમના વિષે તેમના અનુયાયી ચમત્કારિક વાતો કહે છે. તેમણે દાતણની ચીરીનું વૃક્ષ બનાવી દીધું, કેદમાંથી નીકળી ગયા, વગેરે. ભાલણની મૂર્ત્તિ એક પતરા ઉપર ચીતરેલી છે તેમાં તે ઉડ્ડીયાનબંધ લગાવીને પ્રાણાયામ કરતા હોય અને યોગધ્યાનમાં નિમગ્ન હોય એમ દેખાય છે.

ભાલણની સમાધ પાટણથી ઇશાનમાં બે માઈલ ઉપર હરિહર મહાદેવની નજિક છે. સંન્યસ્ત દશામાં મૃત્યુ પામેલાને દાટવામાંજ આવે છે. પણ ભાલણે તો જીવતાં સમાધ લીધી હતી એમ કહેવાય છે. સંન્યસ્ત દશામાં તેમનું શું નામ રાખ્યું હતું તે જાણવામાં નથી. તેમ તે કયી સાલમાં

મૃત્યુ પામ્યા તે પણ નક્કી થઇ શકતું નથી. કદાચ તેમની ઉમ્મર ઘણામાં ઘણી નેવું વરસની ધારીએ અને જન્મ સંવત્ ૧૪૯૫ માં ધારી તો સંવત્ ૧૫૮૫ માં તેમણે દેહત્યાગ કર્યો હોય એમ લાગે છે. પણ આ વાતને તાણી આણેલાં અનુમાન સિવાય બીજું પ્રમાણ નથી.

ભાલણે ઘણા ગ્રંથો કર્યા હશે એમાં શક નથી પણ તેની કરેલી સપ્તશતી, કાદંબરી, નળાખ્યાન, રામબાળલીલા, ઉદ્ધવઆવાગમન, ભાગવત દશમસ્કંધ, ભીલડી સંવાદ, ધ્રુવાખ્યાન, અને રૂક્મિણીવિવાહ, એ સિવાય બીજા ગ્રંથો હાથ લાગ્યા નથી. એ સઘળા ગ્રંથોમાંથી કોઈ ગ્રંથમાં તેણે કવિનામ ધારણ કર્યું નથી એ તેના વખાણવા યોગ્ય વિનયની જાણવા જેવી નિશાની છે.

ભાલણને ત્રણ પુત્ર હતા. તેમાંના વિષ્ણુદાસે રામાયણનો ઉત્તરકાંડ લખીને સંવત ૧૫૪૫.માં પૂરો કર્યો છે. તેના ભાઇ આદિત્યરામને નવલરામ અને અવલરામ એવા બે પુત્રો હતા; અવલરામના વૈજનાથ અને વિશ્વનાથજી. વૈજનાથના સિદ્ધનાથજી અને તેની પુત્રી શિવકુંવર બે ચારવર્ષ ઉપર હયાત હતી, જેનો પુત્ર હરગોવિંદ ભાલણના ઘરનો વારસ થયો છે. આ પેઢીનામું અમને બરાબર લાગતું નથી; કેમકે ભાલણને થયે લગભગ ચારસો વરસ થવા આવ્યાં તેટલામાં ઘણી પેઢીઓ થવી જોઇએ; વચેની પેઢીઓ ગળત થઈ હશે એમ લાગે છે. ભાલણના ભાઇની પેઢીઓ ઉપર પ્રમાણે ગણવામાં આવે પણ ભાલણના ત્રણ પુત્રો પૈકી કોઇનો વંશ વધ્યો કે ત્રણે અપુત્ર હતા તે સંબંધી કોઈ કંઇ બતાવી શકતું નથી. વિશ્વનાથના પુત્ર શિવનાથજી હાલ સુધી ઔરંગાબાદમાં હતા એમ કહે છે. ભાલણનો બીજો પુત્ર ભીમ નામે હશે એમ કેટલાક અનુમાન કરે છે. તેનો ત્રીજો પુત્ર ચતુર્ભુજ નામે હતો. ચતુર્ભુજે મોઢેરા પુરાણનું ભાષાંતર કાવ્યરૂપે કર્યું છે.

ભાલણના પૂર્વજ દવે કહેવાતા પણ કથાવાર્તા કરવાના રોજગારથી ભટ્ટ ઉપનામ તેમને પ્રાપ્ત થયું હશે. ભીમભટ્ટ જેણે ઉદ્ધવના નામથી રામયણ લખ્યું છે તેજ ભાલણનો પુત્ર હશે એમ કોઇ અનુમાન કરે છે પરંતુ તેણે લંકાકાંડ સંવત્ ૧૬૮૭ માં પૂરો કર્યો છે તે ઉપરથી તે ભાલણસુત ભીમ નજ હોવો જોઇએ એમ નક્કી પણે કહી શકાય. વિષ્ણુદાસે સંવત ૧૫૭૫ માં રામાયણનો ઉત્તરકાંડ લખ્યો છે, આ વાત જેવી ભાલણના

જન્મ સાથે મળતી આવે છે, તેવી ભીમની વાત મળતી નથી આવતી માટે ભાલણનો ત્રીજો પુત્ર ભીમ તે કયો એ નક્કી કરવા જેવું છે. નૃસિંહ મેહેતાની સાથે હારમાળામાં વિવાદ કરનાર ભીમ તે ભાલણનો પુત્ર એમ કોઇ કહે છે આ વાત સંભવીત દેખાય છે પણ તે પુરાવાથી સાબીત થવી જોઇએ. ભાલણે સંવત્ ૧૫૪૫ માં નળાખ્યાન લખ્યું છે. તે વખતે તેની ઉમ્મર ૫૦ વરસની હોય તો તેનો જન્મ ૧૪૯૫ માં થયો સંભવે છે. ભાલણના બીજા ગ્રંથોમાં સાલ મળતી નથી પણ તેના ઘણા ગ્રંથો હાથ લાગ્યા પછી આ બાબત પર કાંઇ વધારે અજવાળું પડી શકશે એમ ધારી હાલ એ વિષે કાંઈ નિર્ણય પર આવવાથી વિરામીએ છીએ.

---

# कविचरित्र.

## नाकर.

---

મોટો શિવવિવાહ અને ધ્રુવાખ્યાનનો રચનાર નાકર નામે કવિ સંવત ૧૭૦૦ માં વડોદરામાં થઈ ગયો છે. વડોદરામાં એ કઇ જગોએ રહેતો હતો તે કાંઇ નક્કી માલમ પડતું નથી. કોઈ કહે છે કે એ મદનને ઝાંપે રહેતો અને કોઇ કહે છે કે એ ઘડિયાળીપોળમાં રહેતો હતો. એ બે સિવાયનું કોઈ વળી ત્રીજુંજ ઠેકાણું બતાવે છે. એ જાતે દેશાવાળ વાણીઓ હતો. તેના પિતાનું નામ વીકાજી હતું. આટલી હકીકત જે ગ્રંથ ઉપરથી મળી શકે છે તે કરતાં વધારે જાણવાનું કાંઈ સાધન નથી માટે હાલ તો તેના જીવનવૃત્તાંત સંબંધી વિશેષ ન બોલતાં તેના રચેલા ગ્રંથોના સંબંધમાં જે જાણવામાં આવ્યું છે તેજ કહીએ છીએ. નાકરે ઉપર કહેલા બે ગ્રંથો સિવાય મહાભારત કડવાંબદ્ધ રચેલું છે જેમાંનું સભા ને વિરાટપર્વ અમને મળી ચૂક્યું છે. આ કવિ ગ્રંથો રચી રચીને બ્રાહ્મણોને અર્પણ કરતો હતો. એવા હેતુથી કે તેવડે બ્રાહ્મણો કથા કરી નિર્વાહ ચલાવે તેનું તેને પુણ્ય થાય તથા તેની કીર્ત્તિ પણ વધે. એ રીતે શિવવિવાહ અને ધ્રુવાખ્યાન તેણે રચીને બ્રાહ્મણને આપ્યાં, પણ તે નાનાં હોવાથી કથા કરતાં બ્રાહ્મણને ફાવી નહિ, માટે તેનાં મોટાં રચી આપ્યાં. શિવવિવાહ તથા ધ્રુવાખ્યાન બન્નેમાં એક બીજાનો ઉલ્લેખ કરેલો છે તે ઉપરથી એ બેમાં પેહેલું કયું રચાયું તેનો નિર્ણય થઇ શકતો નથી, તેમ તે રચાયાની મિતિ પણ એકજ લખી છે; માત્ર શિવવિવાહ રચ્યાની તિથિ લખી નથી પણ "કાર્ત્તિકી મંગળવાર" એમ લખ્યું છે અને ધ્રુવાખ્યાનમાં કાર્તિક સુદ ૧૧ મંગળવાર એમ લખ્યું છે. કાર્ત્તિકી શબ્દવડે કાર્ત્તિકી એકાદશી લઇ શકાય. જો એમ હોય તો સાથે રચવા માંડેલા બન્ને ગ્રંથો તે દિવસે પૂર્ણ કર્યા હોવા જોઇએ. અને તેમ હોય તોજ એક ગ્રંથમાં બીજા ગ્રંથનો ઉલ્લેખ સંભવે છે. કવિ ગ્રંથની સાલ બતાવતાં "સંવત ષટ્દશશત ઉપર" એમ લખે છે. તેથી ૧૬૦૦ ની પછીના ગમે તે વરસમાં કે ૧૭૦૦ માં કે પછી દશસત ઉપર ષટ્ એટલે

૧૦૦૬ માં, એ ત્રણ સાલો સમજાય છે. તેમાં છેલ્લી સંભવિત નથી લાગતી. પેહેલી ( ૧૬૦૦ ) પણ ન હોવી જોઇએ, કેમકે જો "૧૬૦૦ ઉપર" એમ લખે તો ૧૬૦૦ ઉપર કેટલામી સાલ તે લખવાનું કવિ શામાટે છોડી દે ! માત્ર વચલી ( ૧૭૦૦ ) સંભવે છે, કેમકે તે સાલ જાણે કવિઓને ઉત્પન્ન થવાનો કાળ હતો. એજ વખતમાં સામળ, પ્રેમાનંદ, અને બીજા ઘણાક કવિઓ થઇ ગયા છે. પ્રેમાનંદનો જન્મ સંવત્ ૧૭૦૦ ની લગભગ કલ્પવામાં આવે છે એટલે કદાચ નાકરનો પ્રસંગ પ્રેમાનંદની સાથે નહિ હોય; અને નહિજ હશે, કેમકે જો તે પ્રેમાનંદનો સમકાલીન હોત તો બીજાઓની પેઠે તેને પણ પ્રેમાનંદ પાસે તાલીમ લેવાનો પ્રસંગ આવ્યો હોત. આથી એમજ જણાય છે કે સંવત્ ૧૭૦૦ માં તેણે આ ગ્રંથો રચ્યા છે માટે તેનો જન્મ સંવત્ ૧૬૬૦–૭૦ માં હોવો જોઇએ. એ કવિના મૃત્યુ વિષે તો અનુમાન કરવાનું પણ સાધન મળતું નથી, પણ જો અમે અમારી શોધમાં સફળ થઈશું તો કોઇ વખત પ્રજાને એ કવિના યથાસ્થિત ચરિત્રથી માહિત કરી શકીશું.



# कविचरित्र.

## मुकुंद.

નાકરની પેઠે મુકુંદનું ચરિત્ર પણ મળી આવ્યું નથી. માત્ર એટલું જાણવામાં આવે છે કે તે ગુગળી જાતનો બ્રાહ્મણ દ્વારકામાં રહેતો હતો અને તેણે કેશવાનંદ નામના કોઇ પુરૂષ પાસેથી હિંદી સાહિત્યના ગ્રંથોનો અભ્યાસ કર્યો હતો. હિંદી સાહિત્યનો તેણે સારો અભ્યાસ કર્યો હશે એ તો તેના બે ગ્રંથો જો આ પુસ્તકમાં દાખલ કર્યા. છે તે ઉપરથી પણ જણાય છે. સંવત્ ૧૭૦૮ની સાલમાં તેણે ભક્તમાળ (બ્રહ્મજ્ઞાની ૧૦૮ ભકતોનાં ચરિત્રનું પુસ્તક) લખવાનો આરંભ કર્યો હતો. પ્રથમ તેણે કબીરને સર્વથી શ્રેષ્ઠ માનીને તેનું ચરિત્ર લખ્યું છે. કબીરને તે પોતાની માળાનો મેર કરીને વર્ણવે છે, અને હિંદુ તથા મુસલમાન બન્નેને સમાન રીતે રીઝાવનાર કબીર સરખા મહાજ્ઞાનીને એવી ઉપમા ઘટે પણ છે. ગોરખચરિત્ર એ આઠમો મણકો છે. બીજા પણ મણકા હશે પણ તે હજી મળી આવ્યા નથી. સંવત્ ૧૭૦૮માં તે ગ્રંથ રચવા જેટલી શકિત ધરાવતો હતો માટે તેનો જન્મ સંવત્ ૧૬૬૫—૭૫ માં હશે એમ અટકળી શકાય છે અને તેથી વડોદરામાં જ્યારે નાકર કવિ ગ્રંથો રચતો હશે ત્યારે દ્વારકામાં મુકુંદ કવિ ભકતમાળ બનાવતો હશે એમ લાગે છે. અસ્તુ મુકુંદ કવિ પોતાની જ્ઞાતિ તથા ગુરૂનું નામ પોતાના કાવ્યમાં આપે છે પણ પિતા માતા સંબંધી કાંઈ ઇસારો કરતો નથી. ગુગળીઓ રણછોડજીના પૂજારા છે તેથી તે દેવની શ્રદ્ધા તેને વિશેષ હશે, કેમકે પોતાના ગ્રંથમાં રણછોડજીનું નામ તે ઘણી વખત બોલે છે. આ કવિના મરણની સાલ મળી આવી નથી.

આ પુસ્તકમાં છેવટે દયારામ તથા ગિરિધર કવિના ગ્રંથો દાખલ કરેલા છે. તે બે કવિનાં ચરિત્ર પાછળ તેમના ગ્રંથોમાં આપી ગયા છીએ માટે અહીં આપ્યાં નથી.

# ગ્રંથવિવેચન.

જૂના કવિઓમાંથી જેનાં પુસ્તકો હાથ લાગી શક્યાં છે તેમાંનો ભાલણ એક છે. ભાલણ સંસ્કૃત ભાષામાં નિપુણ હતો એ તેના ગ્રંથો ઉપરથી જણાય છે. એણે રચેલા ગ્રંથોમાંથી રામબાળલીલા, ઊદ્ધવઆવાગમન, રૂક્મિણીહરણ અને નળાખ્યાન એ ચાર ગ્રંથો આ પુસ્તકમાં દાખલ કર્યા છે. બહુધા ભાલણે સંસ્કૃતમાંથી પદ્યમય ભાષાંતર જેવા કરેલા ગ્રંથોમાંથી નળાખ્યાન, સપ્તશતી અને કાદંબરી એ જાણવામાં છે તેમજ રૂક્મિણીહરણ પણ ભાગવતમાંથી ભાષાંતરરૂપે ગ્રહણ કર્યું હોય એમ જણાય છે, પણ આ પુસ્તકમાં દાખલ કરેલો પેહેલો ગ્રંથ જે રામબાળલીલા અને ઉદ્ધવઆવાગમન તે સંસ્કૃતનું ભાષાંતર હોય એમ દીસતું નથી. એ સ્વતંત્ર રીતે લખેલા બન્ને ગ્રંથો કવિની ઉત્તમ વર્ણનશકિત બતાવી આપે છે. રામ સરખા ઉત્તમ પાત્રની બાળલીલા જેવી રીતે વર્ણવવી જોઇએ તેવી રીતે કવિએ વર્ણવી છે, એટલુંજ નહિ પણ મનુષ્યસ્વભાવનું, બાલ્યાવસ્થાનું ઉત્તમ ચિત્ર આપવામાં પણ તેણે ઓછી નિપુણતા બતાવી નથી. રામબાળલીલાનું વર્ણન દીવાળીબાઇએ કરેલું છે તે, જેટલું સાદુ હોઈને ચિત્ત વેધક છે તેટલુંજ આ અલંકૃત હોઇને મનોહારિ છે. કસાયલા કવિની કલમથી જે લેખ લખાય છે તેમાં શું વિશેષ હોય છે તે જોવાનો આપણને અહીં એક સારો પ્રસંગ મળે છે. આ વર્ણન ભાલણે પદરૂપે કર્યું છે અને તે પદ પણ એવાં કે જે મૃદુવાદ્યની સાથે ગાવામાં કામ લાગે. કેટલાંક પદ નૃત્યના તાળને અનુકૂળ પડે એવાં પણ છે. જુઓ પદ ૧૦ મું તેમાં લખે છે કે,—

"શીશ સાંકડે રાખીને, ઘાલે માથે ચાક,
વળી ઘુઘરીઆળી ગોફણીને, માથે મોતી લાગ;
મૈયા લાલને શણગારે, ચાલો જોવા જઇએ."

જુઓ પદ ૧૨ મું.—

" મૈયા બાવરી થઇ રે, મૈયા બાવરી થઈ;
પ્રભુને લૂગડે લપેટયા, લાલ દીઠા નહિ રે,
મૈયા બાવરી થઇ "

ઇત્યાદિ એમાં પદોની ધાટીજ માત્ર વખાણવા લાયક છે એમ નથી. વર્ણન પણ તેવુંજ છે. પદ ૧૫ મામાં બાળકને શાંત કરવા સંબંધી સ્વભાવ-વર્ણન કરતાં કવિ લખે છે કે,—

" કરૂં થાપટ થાપટ પાણ, કરૂં થાપટ થાપટ પાણ;
રમો રમો રઘુબા રામ, કરૂં થાપટ૦
થાપ્યા બ્રહ્મા થાપ્યા શંકર, થાપ્યા નિગમ ચાર. ૧
વિશ્વાવસુ ને વસુધા થાપી, કોઈ ન પામે પાર;
કરૂં થાપટ૦ ૨

ઇત્યાદિ વાંચનારને તરતજ સમજાશે કે એ વર્ણન બાળલીલાને કેવું તાદૃશ બતાવી આપનારૂં છે! આ ઉત્તમ અને વત્સલ રસથી પરિપૂર્ણ ગ્રંથ અમને પૂરો મળી શકયો નહિ એ માત્ર શોચનીય છે.

ઉદ્ધવઆવાગમન એ પણ રામ બાળલીલાના જેવોજ સુંદર ગ્રંથ છે. ઉદ્ધવ ગોકુળમાં આવ્યા પછી ગોપીઓ તેમને પ્રશ્ન કરવા માંડે છે ત્યાંથી એનો આરંભ થાય છે, અને તેમાં ગોપીએ, રાધા તથા યશોદા વગેરેના મનોવિકાર વર્ણવી બતાવ્યા છે." કુબજા ઉપર પ્રીતિ કરીને અમને વીસારી મૂકયાં" એ વર્ણન કરતાં કવિએ કાંઈક પરકીયાખંડિતાનું સ્વરૂપ વર્ણ્યું છે.

ત્રીજો ગ્રંથ રૂકિમણી હરણ છે તથા ચોથો નળાખ્યાન છે. આ બે ગ્રંથો વિષે વધારે બોલવા જેવું નથી; કેમકે તે ઘણે અંશે ભાષાંતરરૂપ છે. કેવળ ભાષાંતર છે એમ નથી તેમ વિષય માત્રનું ગ્રહણ કરીને પ્રેમાનંદની પેઠે સ્વકલ્પનાથી વિસ્તાર કર્યો છે એમ પણ નથી. કેટલીક જગોએ સંબંધ મેળવી-ને મૂળ ગ્રંથના શ્લોકનું વર્ણન પડતું મૂકયું છે, કેટલીક જગોએ મૂળમાં નહિ તેવું સ્વતઃ કલ્પિત લખાણ પણ કર્યું છે, તેમ કેટલીક જગોએ શ્લોકનું શબ્દશઃ ભાષાંતર પણ છે. પરંતુ એકંદરે તેને ભાષાંતરરૂપજ કહેવું ઠીક પડે છે, કેમકે ઘણો ભાગ તેવું છે. રૂકિમણીહરણના કડવા ત્રીજામાં, રૂકિમણીએ મો-કલેલો બ્રાહ્મણ કૃષ્ણની પાસે ગયો પછી કૃષ્ણ તેને સમાચાર પૂછે છે. તે વર્ણવતાં

કવિ શું લખે છે તે જોવાથી અસલ મેળવ્યા સિવાય પણ વાંચનાર જાણી શકશે કે એ ભાષા અને ઘાટી સંસ્કૃત ગ્રંથોની છે. તે લખે છે કે—

" ધર્મસ્થાનક ધરોછો, દૃઢ આવે સંતોષ;
લૌલુપ્યપણું છાંડે નહિ, વિપ્રને મોટો દોષ;
યથા લાભ સંતોષ વર્તે, તજે નહિ નિજધર્મ;
અખિલ કામના તેહની, પોહોચે પાળતાં નિજધર્મ.

ઇત્યાદિ. રૂક્મિણીહરણ પાછલા બે ગ્રંથોની પેઠે પદબંધ નથી, પણ કડવાબંધ છે, અને તે કડવામાં પ્રાસાનુપ્રાસ વગેરેની રચના પણ ઠીક કરી છે. જેમ,—

" પ્રહાર સાલે, રૂધિર ચાલે, વીર ઝાલે શીશને;
યોધ બળિયા, ભૂમિ ઢળિયા, જાણે બળિયા ઇશને;
થયા ખોડા, પડયા ઘોડા, કર્યા ઓડા હળધરે;
ઊંટ નાસે, પ્રહાર ત્રાસે, પેર પાસે, શી કરે.
શૂર સાથી, હણ્યા હાથી, ભરે ભાથી, બાણની;
ભીડ ભારી, મહી સારી, પાગ પસારી, પ્રાણની. "

ઇત્યાદિ ( કડવું ૯ મું ).

રૂક્મિણીહરણ પ્રેમાનંદ કવિએ પણ ભાગવતમાં લખેલું છે, પણ તે અપૂર્ણ હોવાથી રૂક્મિણીને કૃષ્ણ લેઈ ગયા તે પ્રસંગ તેના શિષ્ય સુંદરે પૂરો કરેલો છે. આ બે મોટા કવિઓના એકજ વિષયના ગ્રંથોને પડછે નાખી દોકડા આપવાનું કામ અમે રસજ્ઞ વાચકને માટે રહેવા દેઇએ છીએ.

નળાખ્યાન વિષે પણ એજ પ્રમાણે છે, એટલે તે બન્ને કવિએનું લખેલું છે. પ્રેમાનંદનું નળાખ્યાન તો સુપ્રસિદ્ધ છે એટલે તે વિષે કાંઇ કહેવા જેવું નથી. આ ગ્રંથ પણ વાંચનારને પ્રત્યક્ષજ છે. મહાભારતમાં વ્યાસ મહાત્માએ લખેલા નળાખ્યાનનું આ અમે પાછળ કહ્યું તે પ્રકારનું ભાષાંતર છે, એ નીચે આપેલા થોડા નમુના ઉપરથી વાંચનાર જાણી શકશે—

નળાખ્યાનના આરંભમાં નળનું વર્ણન કરતાં વ્યાસ લખે છે કે—

अतिष्ठन्मनुजेंद्राणांमूर्ध्निदेवपतिर्यथा ।
उपर्युपरिसर्वेषामादित्यइवतेजसा ।

ભાલણ તે જગોએ લખે છે કે,—

કીર્તિવંત બળવાન હરીશો, નળનામે રાજાન;
તેના ગુણ અમિ કેઈ પેરગાઈ, ઇંદ્ર જેવો મતિમાન.
તેજે તો તિ સૂર્ય સરીખો, પૃથ્વીપતિનું પામ્યો માન;

ब्रह्मण्योवेदविच्छूरोनिषधेषुमहीपतिः ।

બ્રાહ્મણને અતિદાન દેતો, નામ હતું દાતાર;
દયાવાન નવ રાય છિં, વેદનો પામ્યો પાર.

अक्षप्रियःसत्यवादीमहानक्षौहिणीपतिः ।

શૂર સાચો તપસ્વી છિં, દ્યુત વિદ્યા સમજિ પ્રાણ;
સત્યવાદી સેનપતિ છિં, કો કરિ ગુણ વિખાણ.

इप्सितोनरनारीणामुदारःसंयतेंद्रिय ।

સ્વરૂપ સુંદર જોઈને, કામની વાધિ કામ;
ઉદાર મનનો રાયજી, જેવા રઘુવર રામ.

रक्षिता धन्विनांश्रेष्ठःसाक्षादिवमनुःस्वयम् ।

શરણાંગતનું રક્ષણ કરતા, પુરૂષ છિં પુણ્યવાન;
ધનુષ્યધરમાં મનુ જેવો, નળરાજા બળવાન.

સોળમા અધ્યાયમાં, ભીમ રાજાએ દમયંતીને અને નળને શોધવા મોકલેલા બ્રાહ્મણોમાંનો એક સુદેવ નામે બ્રાહ્મણ સુબાહુના દેશમાં જઇ ત્યાં દમયંતીને જુએ છે. તે પ્રસંગનું વર્ણન કરતાં વ્યાસ તથા ભાલણ શું લખે છે તે નીચે આપ્યું છે,–

यथेयंमेपुराद्दष्टातथारूपेयमंगना ।

પૂર્વે જેવી જોઈ દમયંતી તેના જેવી રૂપવાન;

कृतार्थोस्म्यद्यदृष्ट्वेमांलोककान्तामिवश्रियम् । ८

( એનો અર્થ ભાષાંતરમાં નથી ).

पूर्णचंद्रनिभांश्यामांचारुवृत्तपयोधराम् ।

પૂર્ણિમાના ચંદ્ર જેવું, મુખ દિસે ગુણવાન. ૯

સુંદર વર્ણવાળી દમયંતી આ, સ્તન ભારે નમંતી;

कुर्वतींप्रभयादेवीसर्वावितिमिरादिशः । १०

ઉજેહ કરતી ચહુ દિશામાં, દમયંતી મતિવંતી. ૧૦

पौर्णमासीमिवनिशांराहुग्रस्तनिशाकराम् ।

ગ્રહણકરી રાત્રી છે, પતિ ચંદ્રથી થઈ મલીન.

पतिशोकाकुलांदीनांशुष्कस्रोतांनदीमिव ॥ ११

विध्वस्तपर्णकमलांवित्रासितविहंगमाम् ।

हस्तिहस्तपरामृष्टांव्याकुलामिवपद्मिनीम् ॥ १२

અહીં નદી તથા કમળવાળી તલાવડીની ઉપમા આપી દમયંતીને વર્ણી છે. ભાલણે તે સઘળાને ઠેકાણે માત્ર એટલુંજ લખ્યું છે કે,

પુષ્પ ખરિયાં વૃક્ષનાં, તેવી નારી દીસે દીન. ૧૨

એવી રીતે ઘણે ભાગે ભાષાંતર જેવું, કેટલીક જગોએ ભાષાંતર છોડી દીધેલું, કેટલીક જગોએ મૂળનો અર્થ બદલી નાખેલો, કેટલીક જગોએ મૂળમાં નહિ તેવો વધારો કરેલો, એવી રીતે ભાલણે અપૂર્વ નળાખ્યાન લખ્યું છે. મૂળ ગ્રંથ સાથે બધું નળાખ્યાન સરખાવીએ તો ઉપર કહ્યું તેવુંજ જણાશે તથાપિ કવિએ તેની સંબંધ ઘટના એવી કરી છે કે ક્યાં શું છોડયું છે અને ક્યાં શું વધાર્યું છે તે સૂક્ષ્મ અવલોકન કર્યા વિના ધ્યાનમાં આવે એવું નથી. કવિનો મત કદાચ એમ હશે કે સંસ્કૃત ગ્રંથોમાંથી જે વિષય પ્રાકૃતમાં લાવવા તેના મૂળ કથાભાગમાં કાંઈ ફેરફાર ન કરવો; અને તેથીજ કદાચ પ્રેમાનંદે દમયંતીના સ્વયંવરમાં જે રસમય વર્ણન કરી શ્રોતાઓને હસાવ્યા છે તેવો કપોળ કલ્પિત ભાગ આ કવિએ લખવો દુરસ્ત નહિ ધાર્યો હોય.

આ નળાખ્યાન કવિની બીજીવારની કૃતિ છે. પ્રથમ તેમણે જે નળાખ્યાન લખ્યું હતું તે કોઇ લેઈ ગયું અને તેણે પાછું ન આપ્યું ત્યારે આ ફરી લખી કાઢયું છે. કવિની પ્રથમ કૃતિ આના કરતાં કદાચ વધારે સુંદર હશે એમ અનુમાન થાય છે. કેમકે ઉત્સાહના પેહેલા તરંગનું તે કાર્ય હતું. આ વિષે કવિ નળાખ્યાનને છેવટે લખે છે કે,—

" નાગર માટે શ્રમ દુવેળા, કવિને કરમે લાગ્યો જી;
ધ્રુવાખ્યાન ને નળાખ્યાન એ, પુનરપિ કરી અનુરાગ્યો જી.
ગાંધીને કે'વું મરી માટે, મૂર્ખ જાણે નહિ મરીની ખોટ જી;
ગુરૂકૃપાએ કવિતા સાગરમાં, આવે ગ્રંથરૂપી ભરતી ઓટ જી. "

ઇત્યાદિ.

આ કવિની ભાષામાં આજના કરતાં કાંઇક ફેરફાર દેખાય છે. છે, કરેછે, તે, હવે, અમે, વગેરેને બદલે છિં, કરિછિં, તિ, હવઇ, અમિ, વગેરે રૂપ લખ્યાંછે.

ભાલણ પછી નાકર કવિકૃત શિવવિવાહ અને ધ્રુવાખ્યાન આ પુસ્તકમાં દાખલ કરેલાં છે. નાકર જાતે વાણીઓ હતો તથાપિ તેની કવિતા ઠીક છે. શિવવિવાહ અને ધ્રુવાખ્યાન ઘણા કવિઓએ લખેલાં છે તથાપિ નાકરે તે વિસ્તારથી વર્ણવીને મોટાં કર્યાં છે. સંસ્કૃતમાં પાર્વતીપરિણય નામે પુસ્તક છે, તેમજ કુમારસંભવ કાવ્યમાં પણ શિવવિવાહનો પ્રસંગ છે, તેના જેવું તો આ નથી તથાપિ કેટલીક જગોએ પ્રસંગ ઠીક વર્ણવ્યા છે. જો કવિએ હજીપણ એને વિસ્તારી રસમય કરવા ધાર્યું હોત તો બન્ને વિષયોને તે સુંદરકાવ્ય રૂપે વર્ણી શકે એવા એ ફળદ્રૂપ વિષય હતા ! પતિની આજ્ઞા ન માનવાથી સતીનો નાશ થયો, અને પતિમાંજ ચિત્ત રાખવાથી પાર્વતીને શિવ સરખા પતિ મળ્યા, એ બોધ શિવવિવાહમાંથી મળે છે. દૃઢ નિષ્ઠાનું કેટલું મોટું બળ છે, તથા સદાચારથી અને ઇશ્વરભક્તિથી મનુષ્ય કેવી ઉચ્ચતમ પદવી પામી શકે છે તે આપણને ધ્રુવાખ્યાન શીખવે છે.

આ પુસ્તકમાં ત્રીજા મુકુંદ કવિના ગોરક્ષ તથા કબિરચરિત્રના બે ગ્રંથ દાખલ કરેલા છે. મછંદર નામે યોગીના શિષ્ય ગોરક્ષનાથની ચમત્કારિક ઉત્પત્તિ તથા ગુરૂ શિષ્યના યોગસિદ્ધિ સંબંધી ચમત્કારનું વર્ણન આ ગ્રંથમાં

છે. આ ગ્રંથ કડવાબદ્ધ છે. કબીરચરિત્રમાં કબીરની અનેક રીતે કહેવાતી ચમત્કારિક ઉત્પત્તિ, કબીરની દૃઢતા, તેની એક નિષ્ઠા, તેનું જ્ઞાન, તેનું મહાત્મ્ય, તેની ચમત્કારિક યોગસિદ્ધિ વગેરેનું વર્ણન છે. કવિની કવિતા સારી છે. ભાષામાં કોઇ કોઇ જગોએ હિંદુસ્તાની ઢબ દાખલ કરી દીધી છે. કબીરચરિત્રમાં કેટલાંક કવિત હિંદી ભાષામાં છે તે ઘણાં સરસ છે તથા તે ઉપરથી વાંચનારને સેહેજ માલમ પડે છે કે મુકુંદે હિંદી ભાષાના સાહિત્યના ગ્રંથોનુ સારૂં અધ્યયન કર્યું હોવું જોઈએ.

નવમો ગ્રંથ દયારામકૃત ભાગવતાનુક્રમણિકા છે. ભાગવત ગ્રંથ જ્ઞાન, ભક્તિ, અને વૈરાગ્ય ત્રણેનો બોધ કરનારો પ્રમાણભૂત ઉત્તમ ગ્રંથ છે, એ સર્વ કોઇને વિદિત છે. એ ભાગવતમાં જે તત્વ સમાયલું છે તેનાં મુખ્ય બેતાળીસ પ્રકરણ પાડીને તે દરેક પ્રકરણમાં શું શું વર્ણાયું છે તે પ્રથમ કહ્યા પછી દરેક પ્રકરણમાં કયા સ્કંધના કેટલા કેટલા અધ્યાયનો સમાવેશ થાય છે તે કહ્યું છે તે પછી પ્રત્યેક સ્કંધના અધ્યાય તથા તે અધ્યાયની કથાનો, સંક્ષેપમાં નિર્દેશ કરી બતાવ્યો છે. આ ગ્રંથ જેમણે ભાગવત જાણેલું હોય તેમણે તે તે કથાઓ સ્મરણમાં રાખવા ને બહુ ઉપયોગી છે. પાછલાં પુસ્તકમાં આપણે હરિદાસકૃત ભારતની અનુક્રમણિકા જોઇ છે તેના જેવી આ છે; ફેર માત્ર એટલો કે હરિદાસે અધ્યાયવાર અનુક્રમ બતાવ્યો નથી અને દયારામે બતાવ્યો છે.

બીજો ગ્રંથ કૃષ્ણજન્મખંડનો ગરબો છે. એમાં કૃષ્ણના જન્મથી આરંભીને કૃષ્ણ બાળલીલા અને કૃષ્ણચરિત્ર સંક્ષેપમાં ગાયું છે. દયારામભાઈએ છૂટક પદ અનેક કરેલાં છે, તેમાંથી કેટલાંક સારાં સારાં પદ પણ આ પુસ્તકમાં દાખલ કરેલાં છે.

દયારામ પછી ગિરિધર કવિકૃત તુલસીવિવાહ અને પદ એ દાખલ કરેલાં છે. જાલંધરની સ્ત્રી વૃંદા એજ તુલસી છે. એ તુલસી અવંતીના રાજાને ત્યાં પુત્રી થઇને અવતરી તથા વિષ્ણુભગવાન સાથે તેનો વિવાહ કર્યો એ સંબંધી વર્ણન એ ગ્રંથમાં છે. એ વિવાહ ગિરિધર કવિએ અતિ સુંદર વર્ણવ્યો છે. વિષ્ણુની જાનમાં નારદ વેવીશાળિયા, દેવો જાનઇઆ, અને વરના તરફથી સ્ત્રીઓમાં પાર્વતી આગેવાન, ઇત્યાદિ વર્ણન રમૂજ આપે તેવું છે. ગિરિધરનાં પદોમાં કેટલાંક તો હિંદોળાનાં કીર્તન છે જે

હિંદોળાના પ્રસંગમાં ઓચ્છવોમાં ગાવાને કામ લાગે એવાં છે, તથા બીજા કેટલાંક હિંદુસ્તાની છે. હિંદુસ્તાની પદો તરફ જોતાં એમ લાગે છે કે એ પદ ગિરિધર કવિએ કવિતાની પરિપકવ અવસ્થાએ કરેલાં હશે, કેમકે તેમાં જે જે અલંકાર આપી વર્ણન કરેલું છે તે તે મનને ચમત્કાર ઉપજાવે એવું છે.

આ રીતે ચાર ભાલણનાં, બે નાકરનાં બે મુકુંદનાં, ત્રણ દયારામનાં અને બે ગિરિધરનાં, મળીને તેર પુસ્તકો આ કાવ્ય ગ્રંથમાં સંગ્રહેલાં છે. દયારામનાં તથા ગિરિધરનાં પદ એ પણ એક જૂદું જૂદું પુસ્તક ગણી લીધેલું છે. આ સંગ્રહથી જૂદા જૂદા કવિઓની જૂદી જૂદી કાવ્યશૈલી એકત્ર જોવાને બની આવશે અને રસરીતે તેમાંથી કોઇ અપૂર્વ આનંદ પ્રાપ્ત થશે.



॥ श्रीजगदीश्वरायनमः ॥

भालणकृत

# रामबाळलीला.

## પદ ૧ લું.

થયા મંગળ તેજ પ્રકાશ, એ રૂપ કુણ કળે;
અવનિકારણ શ્રીઅવિનાશ, મહારૂપ કુણ કળે. ૧
કિરીટ મુકુટ શિર સાર, એ રૂપ કુણ કળે;
શોભે દિનકરનો ઝળકાર, મહારૂપ કુણ કળે. ૨
શોભે મૃગમદ તિલક લલાટ, એ રૂપ કુણ કળે;
સુદ અષ્ટમી સોમનો ઘાટ, મહારૂપ કુણ કળે. ૩
શોભે અંબુજનેણ વિશાળ, એ રૂપ કુણ કળે;
ભરી ભૃકુટી તે ધનુષ્ય આકાર, મહારૂપ કુણ કળે. ૪
મકરાકૃત કુંડળ કાન, એ રૂપ કુણ કળે;
અંગ ઇંદુ હળદર વાન, મહારૂપ કુણ કળે. ૫
શોભે લાલ પ્રવાળી અધૂર, એ રૂપ કુણ કળે;
હાસ્ય વદનમાં અમૃત પૂર, મહારૂપ કુણ કળે. ૬

---

૧ મંગળ-મંગળરૂપ. અવનિકારણ-પૃથ્વીના કારણરૂપ કે પૃથ્વીમાં કારણરૂપ. ૫ મકરાકૃત-મગરના જેવી આકૃતિવાળાં. અંગ ઈ૦—તેના ઇંદુ સરખા અંગ ઉપર હળદર ચોળેલી હતી.

૬ લાલ પ્રવાળી-પરવાળાં જેવા કે કુંપળો જેવા લાલ. અધુર-અધર-ઓઠ.

નાસિકા શુદ્ધ શુકની ચંચ, એ રૂપ કુણ કળે;
ઝળકે હીરાકણીશા દંત, મહારૂપ કુણ કળે. ૭
ભૃગુલાંચ્છન કૌસ્તુભ હાર, એ રૂપ કુણ કળે;
ઉર હાર સહિત શણગાર, મહારૂપ કુણ કળે. ૮
શુદ્ધ શંખ સરીખી કોટ, એ રૂપ કુણ કળે;
જાણીએ અધર્મ ઉપર દોટ, મહારૂપ કુણ કળે. ૯
પેટ પોયણી કેસરીલંક, એ રૂપ કુણ કળે;
કશ્યાં પીતાંબર પીળે રંગ, મહારૂપ કુણ કળે. ૧૦
જંઘા કોમળ કદળી પાય, એ રૂપ કુણ કળે;
જેમાં મુનિઓનાં મન લલચાય, મહારૂપ કુણ કળે. ૧૧
કર આણંદકંકણ પાણ, એ રૂપ કુણ કળે;
શંખ ચક્ર ગદા અંબુજ જાણ, મહારૂપ કુણ કળે. ૧૨
ચરણે ચિન્હ પડ્યું સંજુગત, એ રૂપ કુણ કળે;
ધ્વજ ચર્મ ને પદ અકુંશ, મહારૂપ કુણ કળે. ૧૩
માતા દેખી થયાં દિગ્મૂઢ, એ રૂપ કુણ કળે;
જય ઓળખ્યા ગરૂડારૂઢ, મહારૂપ કુણ કળે. ૧૪
પ્રભુ ભાગીએ મનની ભ્રાંત, એ રૂપ કુણ કળે;
રઘુલાલ ખેલવાની ખાંત, મહારૂપ કુણ કળે. ૧૫
તતક્ષણ થયા લઘુરૂપ, એ રૂપ કુણ કળે;
ધ્રાણી ભાલણના સુરભૂપ, મહારૂપ કુણ કળે. ૧૬

## પદ ૨ જું.

કરે સ્તુતિ કૌસલ્યા માત, આગે તપ તપ્યાં વિખ્યાત;

---

૧૨ આણંદકંકણ–અનંત કંકણ (રક્ષા માટે). કર અને પાણની પુનરૂક્તિ છે. અંબુજ–કમળ. ચર્મ–ઢાલ.

જે પૂરણ પ્રેમ અખંડ, સચરાચર સકળ બ્રહ્માંડ. ૧
જે ભૂમિતણા ભૂપાળ, કેમ માનું હું નાનું બાળ;
તારી માયાએ ભૂલે બ્રહ્માય, ગુણ નેતિ નેતિ કરી ગાય. ૨
શિવ સનકાદિક ધ્યાનમાં ધ્યાય, જેની માયામાં સહુ ભૂલાય;
મુને અચરજ અદકું થાય, મુખડું જોઈ મન હરખાય. ૩
વિશ્વંભર તને શું ધવાડું, જક્તકર્તાને શું રે રમાડું;
માતા ભ્રમાકાર થઈ જ્યારે, મેલી વૈષ્ણવી માયા ત્યારે. ૪
ઉંઆ ઉંઆં સુણતાં જાગી, ધાગી ભાલણની ભ્રાંતિ ભાગી.

## પદ ૩ જું.

રાજા દોને વધાઈ પ્રભુ પ્રગટ્યા છે ઘરમાંઈ. ટેક.
તતક્ષણ ત્રંબાળું વાગ્યાં ઘડિયાળ;
ગરણ ચોંપે ચતુરા કર મોતીની થાળ. રાજા દો૦ ૧
ધીનકિત ધીનકિત મૃદંગ બાજે, ગુણકા કરતી ગાન;
કનકપાત્રમાં ઘૃત ભરીને, આપ્યાં ભૂમિદાન. રાજા દો૦ ૨
કુંકુમકેરા પૂર્યા સાથિયા, આંગણે કેળના થંભ;
તરીઆ તોરણ બાંધ્યાં બારણે, થઇ રહ્યો નાટારંભ. રાજા દો૦ ૩
નવપલ્લવ ફુળી રહી પૃથ્વી, દિનકર તેજ અપાર;
સૂત સનકાદિક ઓર બ્રહ્માદિક, વેદ વદે મુખ ચાર. રાજા દો૦ ૪
પવન પાવક અતિ ઉજ્વળ, દિનકર તેજ અપાર;
સુર કારણસારૂ અવતરિયા, સંકટ હરવા ભૂમિભાર. રાજા દો૦ ૫
જાણ જોષી જુગતે તેડયા, જન્માક્ષર જોવરાય;

---

૧ તતક્ષણ ઈ૦—તત્કાળ ત્રંબાળુ ( નગારાં ) અને ઘડિયાળ વાગ્યાં. અને ચતુરા ( સ્ત્રીઓ ) કરમાં મોતીની થાળ લેઈને ચોંપથી ગરણ ઉપાડતી હતી–( ઉતાવળી આવતી હતી. )

૫ પાવક–અગ્નિ.

પળમાં પરાક્રમ એવું ભાસે, તત્ક્ષણ ત્રિભુવન રાય. રાજા દો૦ ૬
ભૂપતિ કે'છે જુઓ વળી, નિરમો એવું નામ;
રોમ રોમ વ્યાપી રહ્યો છે, મહારાજીવલોચન રામ. રાજા દો૦ ૭
રૈયત સહુકો જોવા આવે, દશરથજીને દ્વાર;
દે છે આદર વેંચે સાકર, શણગાર્યા સહુ બાળ. રાજા દો૦ ૮
નગરનિવાસી જોવા આવ્યાં, નાનાં મોટાં વૃદ્ધ બાળ;
એ સુત બાળક સબ જુગ પાળક, કહે ભાલણ ભય હરનાર. રાજા દો૦ ૯

## પદ ૪ થું.

હેલી હીંડો હીંડો મારા લાડકડા લઘુ વેશ, રૂડા રામને તેડે. ટેક. ૧
કાળો છે પણ કળ્યો ન જાય, નૌતમ નવલે રંગ;
નીલમણિશો શોભે છે રાઘવ, કોસલ્યા ઓછંગ. હેલી હીંડો૦ ૨
બંદીજન બારણીએ બોલે, જાચક જે જે વાણ;
લૂણ ઉતારે માવડી, ત્યાં દશરથ દે છે દાન. હેલી હીંડો૦ ૩
મહીમંડળના મુનિ સૌ આવ્યા, પ્રભુને નામે પાગ;
રાયે તો તપ પુરાણ કીધાં, આખી અવધનું ભાગ્ય. હેલી હીંડો૦ ૪
મુખડું જોતામાં મોહ પામે, મનડું ગળ્યું અમારૂં;
સર્વ કળાએ શોભે શ્રીવર, કોટિ કામ ઓવારૂં. હેલી હીંડે૦ ૫
માનનીઓ મોતીએ વધાવે, સજીને શીણગાર;
ભાલણપ્રભુ રઘુનાથ મહારો, મુક્તિનો દાતાર. હેલી હીંડો૦ ૬

## પદ ૫ મું.

એવા દશરથના બાળ, લાલ પારણે ઝૂલે;
શામસ્વરૂપ દેખીને, મહારૂં અંગ ફૂલે.
એવા દશરથના બાળ૦ ૧

---

૭ રાજીવલોચન—કમળનેત્ર.
૨ નીલમણિ—કાળો મણિ. ૪ અવધ—અયોધ્યાપુરી.

મૈયા ઢળકતી ઢળકતી તાણે દોરી, રહ્યા સૂત સનકાદિક કર જોડી;
હવે મૈયા હાલરૂં ગાશે ને મનમાંથી હસે, વળી શેષ ને શારદા ગ્રહેવા ધસે.
એવા દશરથના બાળ૦ ૨
મૈયા હાલો હાલો મુખે હાલ કહે, વળી શ્રુતિ ને વેદ જેને કંઠે રહે;
અદપડિયાળી આંખડી મીંચીને ઉઘાડે, બાળક બહાર કાઢીને મૈયા પોઢાડે.
એવા દશરથના બાળ૦ ૩
ખાંતે ધાવે ખેલણી, વળી પડી રહે મૂકે;
એવા રમતા રામનામ, શામ ના ચૂકે.
એવા દશરથના બાળ૦ ૪
ઝડપ નાખેજ રમતે તો, પાયેવતી તોડે;
કહે ભાલણ રામ મહારો, જનમથકી છોડે.
એવા દશરથના બાળ૦ ૫

## પદ ૬ ઠું.

રામ રંગે રીખે એવા કૌસલ્યા કુંવર, લાલા રંગે રીખે. ટેક. ૧
છબ છબ કરતા છેડા પલકે, પાયે ચાલે ચતુર
ચાર મળીને ઉઘાડા કંપેરે. રામ રંગે૦ ૨
કર ગ્રહીને લાવે કૌસલ્યા, પરઆળે મેલે;
ગોત્રજ માનો ઘૃતદીવડો, તે મૂઠીમાં ઘાલે. રામ રંગે૦ ૩

---

૨ ગ્રહેવા ઈ૦—શેષ અને શારદા રામને લેવાને ( રમાડવાને ) ધસે છે.

૩ શ્રુતિ ને વેદ–( પુનરૂક્તિ ). અદપડિયાળી—અર્ધ ઉઘાડી.

૪ ખેલણી—ધાવણી. મૂકે–છાનામાના. શામ–શ્યામ–રામ.

૫ ઝડપ ઈ૦—રમતાં રમતાં ઝડપ નાખે.

૨ રીખે–રખડે–રમે. પાયે ઈ૦—રામ વગેરે ચારે કુંવર પગે ચાલે અને ઉઘાડા ધ્રુજે.

સુમિત્રા તો લાવે શેલડી, બાળકને આપે;
કટકા તો કોરાણે ફેંકે, પાળી લઈ ચાવે રે. રામ રંગે૦ ૪
ઘૂઘરા ઘસે ને ખડખડ હસે, ત્યારે બોધ કરે માતા;
બાલપણાને બલિહારી, જાય શંકર વિધાતા રે. રામ રંગે૦ ૫
ઘૂઘરા ધમકે અતિ ઘણા, ચમકે ને ઉતાવળા ચાલે;
પગતણી જે કોમળ આંગળીઓ, ચાણીઆરે ઘાલે રે. રામ રંગે૦ ૬
અતિ આકુળિત થઇને રે મૈયા, બારણીએ બેસે;
રાયતણા મસ્તાના મેગળ, તેના વચ્ચે જઇ પેસે રે. રામ રંગે૦ ૭
અતિ અડપલા કુંવર આપણા, કહો દિન કેમ જાશે;
ભાલણપ્રભુને પકડી બાંધ્યા, પ્રેમને પાશે. રામ રંગે૦ ૮

## પદ ૭ મું.

દેવ ડગલાં ભરે, પ્રભુ પગલાં ભરે. ટેક. ૧
ડગમગ કરતાં પગલાં ભરતાં, ઉતાવળા ચાલે રાજકુમાર;
લથડતા સિંહાસન ઝાલે, બીતા અપરમપાર. દેવ૦ ૨
સિંહાસન મૂકાવે રાજા, છૂટા મૂકાવે હાથ;
થરથર ધ્રૂજે કાંઈ નવ સૂઝે, ઝાલી રહે કોઉ સાથ. દેવ૦ ૩
આકૃણિયે વળી ઊભા થાયે, ઉલાળે અલંકાર;
સદાએ અર્ધાંગે કમળા, શો કરશે શણગાર. દેવ૦ ૪
મન માન્યા મસ્તાના ચાલે, જેમ મા'લે માતંગ;
ભાલણપ્રભુ રઘુનાથ મારો, સદાએ રહે સતસંગ. દેવ૦ ૫

## પદ ૮ મું.

રામ બાળા બોલો, બોલોને બછલાલ રઘુ બાળા બોલો. ટેક. ૧

---

૭ આકુળિત થઇને–અકળાઈને. મેગળ–હાથી.
૩ કોઉ સાથ–સાથમાંનો કોઇ હોય તે ઝાલી રહે.
૧ બછ–વત્સ.

કર જોડીને કહે કૌસલ્યા માત, કોઈ બોલાવો રામ એકવાર;
કહેતા સારૂ સૌનાં કામ. રામ બાળા બોલો૦ ૨
ચતુરા એક ચકલું લઈ આવી, મુખમાં પડાવ્યો સાદ;
આદિતવારે કર્યો ટુચકો, જેમ બોલે રઘુનાથ. રામ બાળા બોલો૦ ૩
હસતે મુખે કરે હુકારા, લખારા અપાર;
શિશુપણું સંપૂરણ ભાસે, આદ્યપુરૂષ અવતાર. રામ બાળા બોલો૦ ૪
જ્ઞાનદૃષ્ટિથી ગુરૂ નમે છે, ઉત્તર અળગો આલે;
વિરંચિ તારો વડો દીકરો, આ શા માંડ્યા ખ્યાલ. રામ બાળા બોલો૦ ૫
પળમાં બ્રહ્માંડ ભાગો સરજો, વાણી ન પહોચે વેદ;
અગમને તારી ગમ નહિ, તો કુણે કળાએ ભેદ. રામ બાળા બોલો૦ ૬
વસિષ્ઠ સામું વેગે જોતાં, મુખેથી કહ્યું ગાત;
ભાલણપ્રભુ રઘુનાથ મારો, મુક્તિનો દાતાર. રામ બાળા બોલો૦ ૭

## પદ ૯ મું.

નાચો નાચો નિર્મળ નામ, રામ લાલા. ટેક. ૧
શીશ ઘુઘરીઆળા ઘૂમતા કેશ ફરકે;
નાથ નાચે ને દુષ્ટનાં મન થડકે. નાચો૦ ૨
કાને મકરાકૃત કુંડળ ઝળકે;
રામ નાચે ને દુશ્મનનાં મન ભડકે. નાચો૦ ૩
કંઠે કૌસ્તુભમણિ માણુક અનંત;
વળી ઘૂઘરીઆળી ગોફણી ને કરડે તીને દંત. નાચો૦ ૪
ઉરલગુ ભૃગુલાંચ્છન માળા;
નાચો થેઈ થેઈ જગતપ્રતિપાળા. નાચો૦ ૫

---

૨ સારૂ–સિદ્ધકરૂં. ૫ વિરંચિ–બ્રહ્મા. (વિષ્ણુની નાભિમાંના કમળમાં બ્રહ્મા થયા છે માટે).
૫ ઉરલગુ–છાતી લગત.

પ્રભુ ઢળી પડે ને બેઠા થાયે;
મૈયા ચુંબુન કરીને ચાંપે પાયે. નાચો૦ ૬
પાયે રૂમઝુમ નેપૂર વાજે;
કટિકંદોરે મેખળાના ઘોર ગાજે. નાચો૦ ૭
ચાલો સખી જોવા જઇયે;
ભાલણપ્રભુને ચાંપું હઇયે. નાચો૦ ૮

## પદ ૧૦ મું.

મૈયા લાલને શણગારે, ચાલો જોવા જઇએ. ટેક. ૧
શીશ સાંકડે રાખીને, ઘાલે માથે ચાક;
વળી ઘુઘરીઆળી ગોફણી ને માથે મોતી લાગ. મૈયા૦ ૨
કાને મકરાકૃત કુંડળકેરી જોડ;
નાકે બુલાખ ને મુખમાં તંબોળ. મૈયા૦ ૩
મૈયા મુખડું ધોઇને કરે કેસરની આડ;
વળી નેત્ર સંમારીને કરે ટબકડું ગાલ. મૈયા૦ ૪
કંઠે કૈસ્તુભમણિ માણેક ઓપંત;
વળી ઘુઘરીઆળું ઘૂલરૂં ને કરડે તીને દંત. મૈયા. ૫
બાંહે બાંજુબંધ બેરખામાં સોનાની સાંકળ;
વળી વીંટીએ જડિયા હીરા જેમ તારામંડળ. મૈયા૦ ૬
કટિ ત્રોટી કંદોરે ઘૂઘરીના ઘોર;
વળી ફેરી પેરી ઝાંઝરી ને પાની રાતીચોળ. મૈયા૦ ૭
હેલી રાજનીતિનાં રમકડાં એ માગે ધનુષ્ય ચાપ;

---

૨ સાંકડે રાખીને—એ પગ વચ્ચે દબાવીને. ૩ બુલાખ—નાકના વચલા પડદામાં ઘાલેલી વાળી.

૪ સંમારીને—આંજીને. ૫ તીને—ઝીણે. ૭ ત્રોટી—એક જાતનું ઘરેણું. ફેરી—મોટી પડતી એવી કે જે ઢળકતી રહે.

ભાલણનાપ્રભુ તારી ગહન ગતિ અમાપ. મૈયા૦ ૮

## પદ ૧૧ મું.

બાઇ કોઇ બતાવે રામ લાલા. ટેક. ૧
મેં તો કેડેથી ઉતાર્યો કશું કામ પડ્યું;
મારી નજર ચૂકી ને રૂડું રતન રડ્યું. બાઇ૦ ૨
હાં હાં ઊઠો અનુચર જુઓ પાણી પીજો પછી;
બાઈ બ્રહ્માંડે ભરાણો એને ખમા ખચીત. બાઇ૦ ૩
મુનિ વસિષ્ઠ વેદમાંથી કરે મન વિચાર;
બાઈ રોમ રોમ એ રામ રમે સકળ સંસાર. બાઇ૦ ૪
હાં હાં ઊઠો અનુચર જુઓ, જઇ ચારે દેશ;
બાઈ રામ તારો શોધે વળી શેષ ને મહેશ. બાઇ૦ ૫
રાજા રાતા તાતા થાયે, ને કરે સરજૂમાં શોધ;
ભાલણપ્રભુ રઘુનાથ ભરાણા, કૌસલ્યાની ગોદ. બાઇ૦ ૬

## પદ ૧૨ મું.

મૈયા બાવરી થઈ રે, મૈયા બાવરી થઈ;
પ્રભુને લૂગડે લપેટ્યા, લાલ દીઠા નહિ રે. મૈયા૦ ૧
હેલી ગોદમાં ઘાલીને હીંડે બા'ર માંના;
એવો ચંચળ ચકોર રહ્યો કેમ છાનો. મૈયા૦ ૨
હેલી આશ્ચર્ય એવું, તે શું કહેવું તુંને;
આવો ચંચળ ચકોર, બાળ વરશે કોને. મૈયા૦ ૩
પરબ્રહ્મમાં પરાક્રમ નથી થોડું;
એવું સરજ્યું હશે વિરંચીએ વિશ્વમાં જોડું. મૈયા૦ ૪
શિવ સનકાદિક ઇમ ચવે જે, વ્યાપ્યો ચૌદ લોક;

૨ રડ્યું-ગબડી ગયું. ૫ સરજૂ— અયોધ્યા પાસેની નદી.

વળી કેશ આવે નેત્રમાં તો ઉંચા કરે કોક. મૈયા૦ ૫
હેલી શાં તપ કીધાં માતાએ, આ ઓછગે મહાલે;
ભાલણપ્રભુ રઘુનાથ, માતાનો પાલવ ઝાલે. મૈયા૦ ૬

## પદ ૧૩ મું.

પ્રીતે પાડે કૌશલ્યાજી સોર, રઘુબા મારો ક્યાંરે રમે;
મારો કોમળ બાળ કિશોર, રઘુબા મારો ક્યાં રે રમે. ૧
નથી લાડકડો લક્ષ્મણ સંગ, રઘુબા મારો ક્યાં રે રમે;
આનંદમાં ઉઘાડે અંગ, રઘુબા મારો ક્યાં રે રમે. ૨
માતા શોધી વળ્યાં ધ્રામોધ્રામ, રઘુબા મારો ક્યાં રે રમે;
છપ્યા ભગતના ભીંતર માંય, રઘુબા મારો ક્યાં રે રમે. ૩
દેશ દેશ દોડાવોને ભૂપ, રઘુબા મારો ક્યાં રે રમે;
શકે હરિ ગયા ભારે ભૂપ, રઘુબા મારો ક્યાં રે રમે. ૪
જેને હોય કુંવારી કન્યાય, રઘુબા મારો ક્યાં રે રમે;
પ્રીત કારણ પરપંચ થાય, રઘુબા મારો ક્યાં રે રમે. ૫
કોઈ શોધો રે શિવજીનાં મન, રઘુબા મારો ક્યાં રે રમે;
જેને લગ્ન લાગ્યાં નિશદિન, રઘુબા મારો ક્યાં રે રમે. ૬
મૈયા ઊભી થાય ને ઢળે ધરણ, રઘુબા મારો ક્યાં રે રમે;
ઋષિના હૃદયમાં ખુંચ્યાં ચરણ, રઘુબા મારો ક્યાં રે રમે. ૭
ગઈ મિથુલા તે મેહેલ માંય, રઘુબા મારો ક્યાં રે રમે;
પોહોડ્યા પારણે પુરૂષપુરાણ, રઘુબા મારો ક્યાં રે રમે. ૮
મહાનિદ્રામાં છે મારો નાથ, રઘુબા મારો ક્યાં રે રમે;
ધણીભાલણના સુખ સાથ, રઘુબા મારો ક્યાં રે રમે. ૯

---

૫ ચવે-વર્ણન કરે—બોલે.

૮ મિથુલા-મંથરા દાસી. પુરૂષપુરાણ—આદિ પુરૂષ.

## પદ ૧૪ મું.

મૈયા કાંય કરો ચિંતાય, તમારો પારણે રાઘવરાય;
પોઢ્યા પારણે રાઘવરાય. ટેક. ૧
પારણે પો'ઢ્યા પુરૂષપુરાણ, જાણિયે કોટિ ઊગ્યા ભાણ; મૈયા૦
દાબ્યા નીચે લક્ષ્મણે છેક, જાણે નારાયણ પર શેષ. મૈયા૦ ૨
શીશે શિથિલ થઈછે વેણ, કુંકુમ ખરી પડ્યાં છે નેણ; મૈયા૦
નાસિકા નિદ્રામાં ભરપૂર, વેરી વિઘ્ન રહ્યાં જેમ દૂર. મૈયા૦ ૩
કૌસ્તુભ ઘલરૂં ખુંચ્યું બાંહ્ય, જાણીએ ભેટ્યાં ચારે ધામ; મૈયા૦
દુસાલો ઝૂલી રહ્યો જેમ ચરણ, કમળા ચાંપતી હોય જેમ ચરણ. મૈયા૦ ૪
કટિ કંદોરો ખુંચ્યો ખેલ, જાણીએ વિરંચીએ પાડી વેલ; મૈયા૦
ઉઘાડી અદપડિયાળી નેણ, ભાલણ ભવ ભવ ભજશે વેણ. મૈયા૦ ૫

## પદ ૧૫ મું.

કરૂં થાપટ થાપટ પાણ, કરૂં થાપડ થાપટ પાણ;
રમો રમો રઘુબા રામ, કરૂં થાપટ થાપટ પાણ. ૧
થાપ્યા બ્રહ્મા થાપ્યા શંકરૂં, થાપ્યા નિગમ ચાર;
વિશ્વવસુ ને વસુધા થાપી, કોઈ ન પામે પાર. કરૂં થાપટ૦ ૨
ત્રણ ભ્રાત ને માત પિતા રે, ગાય ગણી કર માંય;
અગમ અગોચર અતિશે ઊંડા, કરતાનાં ઘર કાંય રે. કરૂં થાપટ૦ ૩
પાંપણમાં પરઠે ને સંહરે, તેને હુલાવે માત;*

---

૩ શીશે ઇ૦—માથા ઉપરની વેણ વીખરાઈ ગઈ છે.
* અપૂર્ણ છે.

## ઉદ્ધવઆવાગમન.

### પદ ૧ લું.

### રાગ ગોડી.

ઉદ્ધવજી તમે ભલે પધાર્યા, જોવા સમાચાર જી,
માધવજી તે શું કરે છે, મથુરાનગરી મોઝાર;
હરિની વાત કહો, સાંભળતાં દુઃખ જાય. ટેક. ૧
ગૌ દોવી તે વીસરી, થઈ બેઠા રાજાન જી;
ગોવાળિયા દેખી લાજે છે, મનમાં શ્રીભગવાન. હરિ૦ ૨
ત્યાં વાંસળી નથી ઝાલતા, જેણે થયા અતિ મોટા જી;
બ્રહ્માદિકે કળ્યા નવ જાયે, જે મનમાં અતિ ખોટા. હરિ૦ ૩
માતપિતા વીસરિયાં તો, અમારૂં શું લેખું જી;
ચૌદ લોક નિહાળીએ પણ, એવો કોય ન દેખું. હરિ૦ ૪
હું તો અતિ ભોળી થઇ, સ્નેહ ઘણો ધરી આણ્યો જી;
એક જાતિ જાણી મળી પણ, ક્ષત્રી નવિ જાણ્યો. હરિ૦ ૫
વંશ વગાડી વિઠલે, અતિ લગાડ્યો ભામો જી;
મેલી ગયા શો ઓરતો, જેણે માર્યો મામો જી ! હરિ૦ ૬
ચતુરપણું સહુ જાણિયું, અમને દીધો છેહ જી;
રૂડું કુળ જોઇને કીધો, કુબજા સાથે નેહ ! હરિ૦ ૭
આહીરડાં અમો ક્યમ ગમું, જો મળી નગરની નારી જી;
કામી જન કોનો ન હોયે, તમે જુઓ મન વિચારી. હરિ૦ ૮
ત્રણલોકનું શું ગજું, જો મન હોય તો આવે જી;
એવો કો એનો નહિ, જે કથા અમારી ચલાવે. હરિ૦ ૯

---

૬ વંશ–વાંસળી. મેલી ઇ૦—જેણે મામાને માર્યો તે અમને મેલીને ગયા તેમાં શો ઓરતો રાખવો ?

દૂધ દહીં કયમ સંભારે, જો મદ્ય માંસ અતિ મીઠું જી !
ગોકુળમાંહી તે કયમ મિલે, જે કોણે નવિ દીઠું. હરિ૦ ૧૦
યશોદા નંદ ન સાંભરે તો, અમને કયમ સંભારે જી;
માશીનું તો શું ગજું, મામાને જે મારે. હરિ૦ ૧૧
હજી શું પરણ્યા નથી, ઘણી વધારી લાજ જી;
બંધનમાં શાને પડે, જો દાશીએ સરે કાજ. હરિ૦ ૧૨
ઉદ્ધવજી શું શું કહું પેહેલાં, રમાડ્યાં રાસ જી;
ધૂતારો જાણ્યો નહિ, જે કરી જાય નિરાશ. હરિ૦ ૧૩
માંહો માંહે વારતા, નિશદિન એને કાજે જી;
વિરહ એનો વીસારીને, અમો વાતે વે'લા લાજે ! હરિ૦ ૧૪
જોગણી કરવા મોકલ્યા, મનમોહન વારૂ કીધું જી;
જેવા સાથે પ્રીતિ કીજે, તેવું સુખ ત્યાં દીધું. હરિ૦ ૧૫
અમો આવ્યું જાયે નહિ, નારીતણું શરીર જી;
કઠિન થયા તો ક્યાંથી આવે, અહીંકણ યાદવવીર. હરિ૦ ૧૬
જ્ઞાન કથા રહેવા દ્યો તે, અમને ફીકી લાગે જી;
જાણું સુંદરવર આવીને, દાણ મહીનું માગે. હરિ૦ ૧૭
ઉદ્ધવજી અમો જાણું છું, નંદ અક્રૂરનું જ્ઞાન જી;
હવે અમને શું વાંછે, એમ કહાવે જ્ઞાન. હરિ૦ ૧૮
એક વાર અમશું આવીને, પ્રભુજી માંડે આળ જી;
કપટી કપટી કહીને દીજે, રીસ ભર્યાં અમો ગાળ. હરિ૦ ૧૯
બીજો રસ કયમ ગમે જેણે, રાસતણો રસ ચાખ્યો જી;
ભલી ચતુર તે કુબડી, જેણીએ વશ કરી રાખ્યો. હરિ૦ ૨૦

---

૧૧ માશી–પૂતના. ૧૪ અમો ઈ૦—અમારી વાતે તો એ વેહેલા લાજે છે ! ૧૬ અહીંકણ—અહીંસુધી. અથવા અહિકણ–સાપના કણા જેવા. ૧૯ આળ માંડે–અડપલું કરે.

## પદ ૨ જું.

### રાગ ગોડી.

ઉદ્ધવજી કહે સાંભળો, વ્રજવિનતા કહું વાત જી;
તમે રખે એને માનુષ જાણો, પૂરણબ્રહ્મ સાક્ષાત. શ્રીભગવાનજી. ૧
કામભાવ મનથી ત્યજી, સમરો એનું નામ જી;
જેહ પ્રકારે તમો પામો, અંતે અવિચળ ઠામ. શ્રીભગવાનજી. ૨
અસુરવંશ નિકંદન કરવા, ભૂ કરવા નિરભાર જી;
ધર્મ સત્યને દૃઢ કરવા, ચલાવવા આચાર. શ્રીભગવાનજી. ૩
સેવકને ઉદ્ધારવા, કરવા સુરનાં કામ જી;
પૃથ્વી માંહે પ્રગટ થયા છે, ભાલણપ્રભુ શ્રીરામ. શ્રીભગવાનજી. ૪

## પદ ૩ જું.

### રાગ ગોડી.

ઉદ્ધવજી તમે જ્ઞાન કહ્યું તે, જાણે મહાયોગી જી;
મારા મન માંહે તો વસિયો, નંદકુંવર અતિ ભોગી.
તો તે કેમ ગમે. ૧
તેને હૈડે તે વસે, જેનું મન હોય કાચું જી;
હું જાણું હરજી ગાયે ને, ખભે હાથ દઈ નાચું.
તો તે કેમ ગમે. ૨
કોટિ કલ્પે જે પુણ્ય હોયે, તીરથ દેહડી દમતાં જી;
એક નિશાએ તેથી અધિકું, શ્યામસુંદર શુ રમતાં.
તો તે કેમ ગમે. ૩
ધૂમ્રપાન પંચાગ્નિ સાધે, તીરથ તીરથ ભમતાંજી;

---

૩ નિરભાર–ભાર વગરની.

તેથી લક્ષ ઘણું તો હોયે, કમલનયનને નમતાં.
તો તે કેમ ગમે. ૪
તમો જઇને સુંદરવરને, એ સંદેશો કહેજો જી;
પ્રીતિ કર્યાનું એહજ ફળ જે, હૃદે અમારે રહેજો.
તો તે કેમ ગમે. ૫
સુખે મથુરામાં રહો, અમો વિરહે તમારે મરશું જી;
બીજે ભવ વૃંદાવન માંહે, તમ પાસે અવતરશું.
તો તે કેમ ગમે. ૬
મોટા છો રાયની પુત્રી, અનેક વરશો નારી જી;
જે રસ અમ સાથે હુઓ, તે નહિ પામે ભારી.
તો તે કેમ ગમે. ૭
અમો ઘણીએ લીલા કીધી, શરદતણી તો રાતે જી;
કાળ હવે તે નિર્ગમિયે છીએ, તે વેળાની વાતે.
તો તે કેમ ગમે. ૮
પ્રાણજીવન તમો અમારા, કરગરતાં કર જોડી જી;
એવડો અવગુણ શો વંચ્યો, જે પ્રીતિ એવડી તોડી.
તો તે કેમ ગમે. ૯
અમો એમ જાણ્યુ નહિ જે, વા'લા નિર્ગુણ થાશો જી;
દીન થઇને કરગરતા તે, છેહ દઇને જાશો.
તો તે કેમ ગમે. ૧૦
મોટમ જોતાં મા'વજી, સંદેહ મનનો ભાગ્યો જી;
પ્રીતિ અમારી વીસરી ને, કુબજાશુ રંગ લાગ્યો.
તો તે કેમ ગમે. ૧૧
અમને શીખવવા મોકલિયા, યાદવજીએ યોગી જી;

મળતાં શાને દેખાડ્યો, ભોળવવાને ભોગી.
તો તે કેમ ગમે. ૧૨

ભસ્મ જટાધારી મુદ્રા, નથી મોકલ્યાં તેહ જી;
તેહને એવું ફળ જોઇએ, કાળા શું કરે નેહ.
તો તે કેમ ગમે. ૧૩

કાળા સઘળા ધૂતારા, કોણે કળ્યા નવિ જાય જી;
મન વાળ્યું વળે નહિ તો, કીજે કશો ઉપાય.
તો તે કેમ ગમે. ૧૪

પતિ ઘર વા'લાં વિસારીને, પ્રીતિ એશું માંડી જી;
એવો જાણ્યો નહિ જે, રસમાં જાશે છાંડી.
તો તે કેમ ગમે. ૧૫

તે મન પાછું ક્યમ વળે, જેણે મોરલીનો રસ ચાખ્યો જી;
તે વા'લો ક્યમ વિસરે, જેણે હૈડે ચાંપી રાખ્યો.
તો તે કેમ ગમે. ૧૬

કુબજા સરખી કોટિ કરજો, તમે અમારે એક જી;
ભાલણપ્રભુ રઘુનાથ ઓળખ્યો, ન ગમે તમ વંત્રક.
તો તે કેમ ગમે. ૧૭

## પદ ૪ થું.

### રાગ ધનાશ્રી.

ઉદ્ધવજી કહો શું કીજે, સરજ્યું કો નવિ છૂટે રે;
કાઢ્યા પ્રાણ ન નીસરે, જોતાં મરવું ખૂટે રે. ઉદ્ધવજી० ૧
મુજને સહુએ રાંક કહે છે, હું સરખી નહિ ઘાટી રે;
મુખ આગળથી મા'વજી ગયા, તેણે દુઃખે નવિ ફાટી રે." ૨

---

૧ મરવું ખૂટે—એક મરવું બાકી છે. (જશોદા કહે છે).
૨ ઘાટી—ઘટ્ટ—કઠણ.

જિવ્હાએ કહીએ તે જૂઠું, કાયાને ક્યમ દમીએ રે;
ઘર સૂનું કરી ગયો કુંવર, તોય બેશી જમીએ રે. ઉદ્ધવ૦ ૩
સાચી પ્રીત દશરથ રાજાની, જીવ નહિ જેહને જુઓ રે;
બીજી માયા મન ન આણી, જીવન જાતે મુઓ રે. " ૪
બાઈ મુને બાળક વા'લાં, એવું સહુને કે'તી રે;
તે બોલ્યું તો પળિયું સાચું, ચાલ્યા પછી નવિ રહેતી રે. " ૫
માખણને કાજે મેં બાંધ્યો, ત્યારે પ્રીતિ જાણી રે;
મેલી જાતાં મા'વજીએ, દેખાડ્યું પય પાણી રે. " ૬
કાલિંદીમાં પડિયા દેખી, ઉપરે નવિ ઝંપાવી રે;
કાલાવાલા કાંઠે કીધા, તે રીસ મન માંહે આવી રે. " ૭
ચાર દિવસ રોઈ રહ્યાં જ્યાંલગી, દુઃખ હતું તાજું રે;
રથ પૂઠેથી પ્રાણ ન ગયા તો, હવે હું કહેતી લાજું રે. " ૮
બાહ્યાભ્યંતર ન રહ્યું, રઘુનંદનશું સાચું રે;
મરતાં એનું સ્મરણ કરજો, ભાલણપ્રભુ એ જાચું રે. " ૯

## પદ ૫ મું.

### રાગ મારૂ.

ઉદ્ધવ હું હરજીએ વાહી;
મન જાણતી જે છું અતિ ડાહી. ટેક. ૧
એમ ન જાણ્યું જે કુબજા મળશે;
મારૂં સાચું સગપણ ટળશે. ઉદ્ધવ૦ ૨

---

૬ પય પાણી—દૂધ અને પાણી જૂદું કરી બતાવ્યું. પોતાનું પારકું બતાવી આપ્યું !

૯ બાહ્યાભ્યંતર ઈ૦—બાહારથી અને અંતરથી રઘુનંદન રૂપ કૃષ્ણથી સાચું સગપણ ન રહ્યું !

વા'લો ફીટીને વેરી થાશે;
નિર્ગુણ નેહ ઉતારી જાશે. ઉદ્ધવ૦ ૩
એવડું તેને સાસેં સસશે;
અછતા મારા અવગુણ વસશે. " ૪
વળી મન જોઉં વિમાસી;
શોક્ય થઈ કંસની દાસી. " ૫
ચતુરપણું હરજીનું જાણ્યું;
ક્રોડ જીવ્હાએ ન જાય વખાણ્યું. " ૬
કામીનું મન જ્યાં ત્યાં વેહેશે;
અલિ કેરકુસમ પર જઈ બેસે. " ૭
જો અમી ચઢાવે મળતી;
તો હું મન માંહે નવિ બળતી. " ૮
હરજીએ ચંદ્રમા લીધો ચૂંટી !
ભર્યા નગર માંહે મળી એક કુંઠી ! " ૯
ભલી મળી એ જુગતી જોડી;
કાળો વર ને કન્યા ખોડી ! ! " ૧૦
મેલી ગયાનો નહિ કાંઇ લાંછો;
આછી નારી મળ્યે નર આછો. " ૧૧
ધૂરત નર નારી ધૂતારી;
કહોને કોણ ચા'શે હું હારી. " ૧૨

---

૪ એવડું ઈ૦–એવડું તે તેના હૃદયમાં શું આવશે કે તે મારામાં અવગુણ ન છતાં તે તેના મનમાં આવશે ?

૭ અલિ ઈ૦–અલિ (ભમરો) કેર (કેરડાના) કુસુમ (ફૂલ) પર જઇને બેસે. ૮ જો ઈ૦—જો અમારા કરતાં ચઢાવે (ચઢતી) કોઈ મળતી હોય તો. ૧૧ લાછો–લાંછન. ૧૨ કહોને ઈ૦–કોણ કોને ચાહાશે ? કેમકે હું (રાધા) તો હારી છું.

તેનો કેમ વિશ્વાસજ આવ્યો;
જેણીએ પેહેલો નાથ મરાવ્યો. ઉદ્ધ૦ ૧૩
હવે આશ કીજે તે કૂડી;
મોહન મન વશી એ રૂડી. " ૧૪
જો કાંઈ કામણ મોહન જાણું;
તેણેકરી નંદસુતને આણું. " ૧૫
આવે રહેશે નહિ સગાઇ;
હું ન ભણી દાસીની ચતુરાઈ. " ૧૬
જે જૂઠી મારી જાણે ઝટ;
જેણે વા'લો થયો લંપટ. " ૧૭
હું સરખી નહિ દુઃખણી નારી;
અવગુણ પાખે હરિએ વિસારી. " ૧૮
હું તેણે દુઃખે કરી સૂકી;
મૂળગડાં ઘરનાં ધી ચૂકી. " ૧૯
પાવન દાસી કીધી નાથે;
ત્યારે તમો હતા શું સાથે. " ૨૦
ભૂધરને ભલી જોડજ બાધી;
લક્ષ્મી પાયે, ચઢાવે લાધી. " ૨૧
જાણું કાંઇ કરીને મરીએ;
તો પુનરપિ વિરહે અવતરીએ. " ૨૨
વા'લા એવા થાજો સુખદાયક;
સીતાવલ્લભ ત્યાં શઠ નાયક. " ૨૩

---

૧૯ મૂળગડાં–મૂળગાં–સમૂળાં.

૨૧ લક્ષ્મી ઇ૦–લક્ષ્મી પાયે (પાખે–કરતાં) એક ચઢતી–સવાઇ. ૨૩ શઠનાયક–એક જગોએ પ્રીતિવાળો છતાં બીજીને બાહારથી પ્રીતિ દેખાડનારો. " शठोयमेकत्रबद्धभावोयः । दर्शितबहिरानुरागोविप्रियमन्यत्रगूढमाचरति " सा० द०

ભવ દેજો તો એ વૃંદાવન;
મિત્ર મળે તો એ જુગજીવન. ઉદ્ધ૦ ૨૪
તમને જે કહીએ તે છાજે;
શઠ કહેતાં ભાલણ જન લાજે. „ ૨૫

## પદ ૬ ઠું.

### રાગ ગુજરી.

ઉદ્ધવ સાચું કહો નિરધાર;
કુબજા અમથી રૂપે રૂડી, ચતુરાઈ અપાર. ઉદ્ધ૦ ૧
જેને દેખીને મોહ પામ્યા, તત્ક્ષણ દેવમોરાર;
ગોકુળની સર્વ પ્રીતિ વીસારી, ક્ષણ ન લાગી વાર. „ ૨
ચંદનમાટે સુંદર કીધી, ટાળી સેહેજે આકાર;
ગુણ અવગુણ બીજો નવિ જોયો, તેનો કાંઈ લગાર. „ ૩
દાસી કંસતણી ત્રિવિક્રમા, કેવળ એ બહુજાર;
કસ્તુરી ક્યમે નવિ થાયે, જોતાં આદે છાર. „ ૪
મેં તો બીજો કોયે ન દીઠો, એકજ નંદકુમાર;
પુનરપિ મનમાં તેહને વાંચ્છું, વૃંદાવન અવતાર. „ ૫
ઓળંભા શું તેહને કા'વું, જુઓ વીર વિચાર;
ભાલણપ્રભુએ વન મોકલી, સીતા સરખી નાર. „ ૬

## પદ ૭ મું.

### રાગ ગુજરી.

ઉદ્ધવ કહે વાત કહું ખરી;
રાધા નથી ચૌદ લોકમાં સુંદરી. ઉદ્ધ૦ ૧

---

૪ બહુજાર—ઘણા જાર પુરૂષ જેના છે એવી. કસ્તુરી ઇ૦—જે ત્યાં આદે (પ્રથમ) છાર (રાખોડી) છે તે કેમે કરીને પણ કસ્તુરી થાય નહિ.

એવી પ્રીતિ નહિ કરે કોય, જેવી તમે કરી;
તન મન ધન સમર્પ્યાં સહુએ, નિશ્ચલ ધ્યાન ધરી. ઉદ્ધ૰ ૨
કોટિક પરણો લાખેક રાખો, મોટો છે એ હરિ;
દાસી કાહા લેખા માંહિ, જે સેહેજે ઉદ્ધરી. " ૩
મથુરામાં રાજા થઇ બેઠા, મારી કંસ અરિ;
રખે જાણો મન મોહ્યેથી, વ્રજવિનતા વીસરી. " ૪
ક્ષણુ ક્ષણુ સંભારે છે તમને, નયણે નીર ભરી;
ન જાંણીએ શું એ કીધું છે, લીધું મન હરી. " ૫
નીસાસા મે'લે છે મોહે, વૃંદાવન સમરી;
ભાલણપ્રભુ રામ જાણે છે, ક્યાંહાંએ જાશું ફરી. " ૬

## પદ ૮ મું.

### રાગ ગુજરી.

ઉદ્ધવ સાંભળો મારા વીર;
વાંસલડી વાઈ હું વાહી, સુંદરશ્યામશરીર. ઉદ્ધ૰ ૧
વ્રત કરવા માંહે હુતાં, જ્યારે હરિયાં ચીર;
કાત્યાયની કને વર માગ્યો, કાલિંદીની તીર. " ૨
જાતા સાથે હું ગઇ, મન રહ્યું નહિ ધીર;
ચતુરાઇ અમ માંહે ક્યાંથી, જોતાં દેહ આહીર. " ૩
રાસ રમાડીને ભોળવી, શરદ નિશા સમીર;
ભાલણપ્રભુને સંભારીને, નયણે ભરિયાં નીર. " ૪

## પદ ૯ મું.

### રાગ ગુજરી.

ઉદ્ધવ કોને જ્ઞાન ગમે;
મારૂં મન વૃંદાવન માંહે, રસિયા સાથે રમે. ઉદ્ધ૰ ૧

---

૪ સમીર—વાયુ.

મૂરખ સર્વ મોક્ષને ભામે, તીરથ વન ભમે;
ક્ષુધા તૃષા ને શીત ઉષ્ણ ઘન, બહુ વિધ દુઃખ ખમે. ઉદ્ધ૦ ૨
અછતો તે સાચો મન જાણે, સાચા સાથ ન રમે;
ધૂર્ત્ત કહ્યું સત્ય માનીને, દેહુડીને દમે. " ૩
નેમ વ્રત ઉપવાસ કરીને, પંચામૃતને જમે;
ભોગ ત્યજી ભોમિ સૂએ, ઉત્તમ વય નીગમે. " ૪
મરકટ ત્યાં વૈરાગ્ય કરીને, બાહેરી બહુ શમે;
ભાલણપ્રભુ રામચંદ્રજી સરખા, એવા નરને ગમે. " ૫

## પદ ૧૦ મું.

### રાગ ધનાશ્રી.

ઉદ્ધવ કહેજો કૃષ્ણને રે, અહીં આવે એક વાર,
અવગુણ શા શા માહેરા રે, તે મુખે કહોની મુરાર;
મારા વા'લા વિરહ સહ્યો ન જાય. ટેક. ૧
આહીરડાં અમો કેમ ગમું રે, લૂલરી લાગ્યો રંગ;
ચતુરપણું સર્વ જાણિયું રે, જ્યાં ત્યાં બેસે ભૃંગ. મારા૦ ૨
હું ગુણવંતી ગોરડી રે, નિરગુણું નરશુ નેહ;
અણજાણે આણીઓ રે, તેં કાં દીધો છેહ. મારા૦ ૩
નિસાસે નિદરડી ગઈ રે, સ્વપ્ન ક્યાંથી હોય;
દર્શન અતિ દુર્લભ થયું રે, ક્યમે ન પામું સોય. મારા૦ ૪
હૈડે પાવક પરજળે રે, નયણે નીર ન માય;

---

૪ ઉત્તમ—જુવાનીનું ઉત્તમવય નીગમે-નિર્ગમે છે.

૫ મરકટ ઈ૦—મર્કટ સરખો વૈરાગ્ય કરીને બાહારથી શમે છે-શાંત થાય છે.

૨ લૂલરી-લૂલી-કુબ્જા.

ભસ્મ ન થાયે તે ભાગી રે, આંસુડે હોલાય. મારા૦ ૫
અન્ન ઉદક મેં પરહર્યાં રે, છાંડ્યા સર્વ શૃંગાર;
દ્રુમતળાઈ પાથરૂં રે, અંગે લગાડે અંગાર. મારા૦ ૬
મેં તુજ કારણ મા'વા રે, મેલ્યાં પતિ પરિવાર;
ધૂતારો જાણ્યો નહિ રે, વાહી વિશ્વાધાર. મારા૦ ૭
મુરલીનાદ તે સાંભળી રે, મોહ્યું મારૂં મન;
કામણગારો કહાનુઓ રે, તેડી વૃંદાવન. મારા૦ ૮
માતપિતા વીસારિયાં રે, ગોવાળિયાને ગાય;
વૃંદાવન વીસારિયું રે, તો અમને દુઃખ શું થાય. મારા૦ ૯
શામળિયાજી સાંભળો રે, શે નવિ લીધાં સાથ;
વિણ અપરાધે મેલિયાં રે, ભાલણપ્રભુ રઘુનાથ. મારા૦ ૧૦

## પદ ૧૧ મું.

### રાગ ધનાશ્રી.

ગોકુળ ક્યમ આવે, હરિને પ્રીતિ જડી;
કોટિ ઉપાય કીજે જો, આપણ ક્યાં મિલે કુબડી. હરિ૦ ૧
પૂરણ પુણ્ય પ્રતાપે પામ્યાં, અંતર ગાંઠિ પડી;
ભૂવેશ્યા વૈભવ બહુ જાણે, જે વરશે વડી. હરિ૦ ૨
કોટિ કલ્પ વૃંદાવનનું સુખ, મથુરા એક ઘડી;
ભાલણપ્રભુ રઘુનંદનને, વાત એ ચિત્ત ચઢી. હરિ૦ ૩

## પદ ૧૨ મું.

### રાગ ધનાશ્રી.

મેં તો પ્રીતિ રાખી નવ જાણી;
એક મનાં મળી ના હરિશુ, મથુરા ગયા શારંગપાણિ. ૧

---

૬ દ્રુમતળાઈ—ઝાડનાં પાંદડાંની પથારી.
૨ ભૂવેશ્યા—પૃથ્વીમાં વેશ્યાજેવી. વરશે વડી—મોટી ઉમરની.
૧ એક મનાં—એક મનથી.

કોઇકિ પૂર્વે પૂણ્ય પ્રભાવે, ગોકુળ આણ્યા હુતા તાણી;
નહિ તો આહીરડાં ઘેર ક્યાંથી, નેતિ નેતિ નિગમ કહે વાણી. ૨
ઘણુંએ ચતુર ડાહી હું હતી, એણી વાતે અતિ વેહેવરાણી;
ઘણુંએ દાન દેતો જે મુજને, સહિયરો માંહે અતિ ઠગાણી. ૩
મેં જાણ્યું કહીંએ નહિ ત્રૂટે, જો કીધી છું તો પટરાણી;
ક્ષણ એક માંહી વિપરીત થઈ રે', જેમ છિલ્લરનું સૂકે પાણી. ૪
આજથકી હું વરીશ વિઠ્ઠલને, જો કો મુને આપે આણી;
ભાલણપ્રભુ રઘુનાથતણે કર, લોક વદે તે હું વેચાણી. ૫

## પદ ૧૩ મું.

### રાગ રામગ્રી.

ગોકુળિયે પધારો મારા કા'નજી, જીવનના જીવન નાથ;
બળભદ્ર બાંધવ સાથ, મોહન મોરલી લ્યો હાથ. ગોકુળિયે૦ ૧
કુબજાકેરે કારણે, અમશું તોડચો નેહ;
લોકડાં માંહે લાજિયે, કા'ણી કહેતાંજી એહ. ગોકુળિયે૦ ૨
આશા અંબરને તાંતણે, મારા વળગ્યાજી પ્રાણ;
નથી જાતાજી નીસરી, તમારા ચરણની આણ. ગોકુળિયે૦ ૩
છૂટડે બોલે રે જી બોલતાં, પ્રીતડી જાણી રે લાલ;
અંતર એવું જાણે નહિ, જે કુહવાશે હાડ. ગોકુળિયે૦ ૪
સર્વસ્વ સોંપું શ્યામજી રે, વાલમ મારા વા'લોજી મન;
તાણી તેશુ ન તોડિયે રે, જેણે સોંપ્યાંજી તન. ગોકુળિયે૦ ૫
અવગુણ કોટિ વીસારજો, ગુણ મારો ગ્રહેજોજી એક;

---

૩ વહેવરાણી–વાહી–છેતરાઈ. ૪ છિલ્લર –ખાબોચિયું.

૩ આશા ઈ૦–આશારૂપી વસ્ત્રના તાંતણા સાથે. કુહવાશે–હાડ કોહી જશે એમ જાણતાં ન હોતાં.

સંસાર માંહે તો કો નહિ, વા'લું તમ વત્રેક. ગોકુળિયે૦ ૬
રાસ રમાડીને ભોળવ્યાં રે, જાણ્યો નહિ ધૂતાર;
તારે કાજેજી પરહર્યાં, પેહેલું પતિ પરિવાર. ગોકુળિયે૦ ૭
નારી જનમ કો મા વસો, કોય મ કરશોજી પ્રીત;
કો'ને ક્યમે મળશે નહિ, વા'લાજી સરખા મીત. ગોકુળિયે૦ ૮
લખડાં લાડ કર્યાં ઘણાં, ન લહ્યોજી તેનો મર્મ;
ઉજળું દૂધ મેં જાણિયું, જોતાં ભાગ્યોજી ભર્મ. ગોકુળિયે૦ ૯
આશા વે'લી હું શું કરૂં, તમારી શ્યામશરીર;
સીતા સરખી જો પરહરી, ભાલણપ્રભુ રઘુવીર. ગોકુળિયે૦ ૧૦

## પદ ૧૪ મું.

### રાગ સામેરી.

ગોવિંદ ગોકુળ સામું જુઓ;
મુક્તિતણો હરિ દીજે કુઓ. ગોવિંદ૦ ૧
અનેક વા'લાં થાઓ તમારે;
પ્રાણજીવન તમે એક અમારે. ગોવિંદ૦ ૨
મેં ઘરમાયા સર્વે છાંડી;
પ્રીતિ પીતાંબર તુજશુ માંડી. ગોવિંદ૦ ૩
કુબજા સરખી કોટિક આણો;
અમને પોતાનાં કરી જાણો. ગોવિંદ૦ ૪
અવગુણ પાખે નવિ પરહરિયે;
ત્યજીએ તેહનું મન કાં હરિયે. ગોવિંદ૦ ૫
મુહૂર્ત્ત માત્ર મળ્યાની સગાઈ;
સાધુ ન છાંડે હળધરભાઈ. ગોવિંદ૦ ૬
લોક માંહે દુઃખ કે'તી લાજું;

એકવાર આવો તો ગાજું. ગોવિંદ૦ ૭
દૈવ કઠિન મુજને મરણ ન આપે;
વિરહાનળ મારા તનને તાપે. ગોવિંદ૦ ૮
નંદ યશોદાએ મનડું વાળ્યું;
નિરગુણ જાણીને સગપણ ટાળ્યું. ગોવિંદ૦ ૯
જાણુંછું હરિ ક્યાંથી આવે;
જેને નગરની નારી ભાવે. ગોવિંદ૦ ૧૦
સીતા સરખીને તમો રે મે'લી;
ભાલણપ્રભુ હું થઇછું ઘે'લી. ગોવિંદ૦ ૧૧

## પદ ૧૫ મું.

### રાગ સામેરી.

અમો ન જાણ્યું એહ, છેડે દેશે છેહ;
વેદ વચન કહે તેહ, સર્પ સંઘાતે નેહ. ૧

### ઢાળ.

સર્પ સંઘાતે નેહ કર્યો, પય પાઇ પ્રોઢો કર્યો;
ચટકો લઇ ચાલિયો, પર ભોંમિ પોતે પરવર્યો. ૨
વિષય વિષ વાધ્યું ઘણું, ગોઠમાં નહિ ગારૂડી;
મણિધરે મર્મે ડશી, ને અવનિ પડી તે આરડી. ૩
દૂધ દીધું વિષ થયું, વિશ્વાસ ત્યાં તેહનો કર્યો;
વેરણ મારી વાંસળી, તે સાંભળીને મન વર્યો. ૪
અંજન આવી કરો કે, મંદિર પ્રાણી મૂકશે;
વિરહકેરી વેદનાએ, મુક્તિ મારગ ચૂકશે. ૫

---

૧ છેડે–અંતે. ૩ ગોઠ–નેહ–હામ. ગારૂડી–વાદી–સર્પનું ઝેર ઉતારનાર.
૫ અંજન ઇ૦–જો તમે આવીને અંજન કરો નહિ તો આ પ્રાણી (જીવ) દેહરૂપી મંદિરને મૂકી દેશે અર્થાત્ દેહ ત્યાગ કરશે.

વૈદ્ય થઇ વેહેલા પધારો, એ ઔષધ છે તમ કને;
ભાલણપ્રભુ રઘુનાથજી, એકવાર આવો અમ કને. ૬

## પદ ૧૬ મું.

### રાગ આશાવરી.

ઉદ્ધવ કહેજો ઉદ્ધવ કહેજો, દેવકીને એક વાત રે;
પુત્રતણાં સુખ અમો ભોગવ્યાં, હવે તમો થાઓ માત રે. ઉદ્ધ૦ ૧
ખોળે બેસાડી મેં ધવરાવ્યો, હસતું વદન મેં દીઠું રે;
તે સુખ તો તમો નથી પામવું, અમૃતપે અતિ મીઠું રે. „ ૨
કરે કરી નવનીત માગતો, પ્રેમે કરતાં લાડ રે;
તે સુખ તો તમો નથી દેખવું, જો હિમે ગાળો હાડ રે. „ ૩
મુખ માંહે મુજને દેખાડ્યું તે, ન દેખે બ્રહ્મા ઇશ રે;
તે સુખ તો તમે નથી દેખવું, જો શિવને ચઢાવો શીશ રે. „ ૪
આંખ આંજતાં ને તિલક કરતાં, વા'લો અધવચ જાતો નાશી રે;
તે સુખ તમે નથી દેખવું, જો કરવત મૂકો કાશી રે. „ ૫
ગિરિ ગોવર્દ્ધન કરશુ તોળ્યો, ગોકુળ રાખી ગાય રે;
તે સુખ તો તમે નથી દેખવું, જો કનકે તોળો કાય રે. „ ૬
રંગે ગાતો વાંસળી વાતો, રમતો આહીર મુઝાર રે;
તે સુખ તો તમે નથી દેખવું, જો કોટિક લ્યો અવતાર રે. „ ૭
ગોપી જ્યારે ઓળંભે આવતી, જૂઠો જૂઠો રોતો રે;
તે કૌતુક બ્રહ્માદિક આવી, વિસ્મય પામી જોતો રે. „ ૮
ગૌધન ચારી ઘેર આવતો, ત્યારે દેતી સાંઇ રે;
તે સુખ આગળે સ્વર્ગ ને વૈકુંઠ, મુજને ન ભાવે કાંઈ રે. „ ૯

પુનરપિ દ્વાપર ગોકુળ માંહે, કા'નજી અવતરશે રે;
ત્યારે ભાલણપ્રભુ રઘુનંદન, અમશુ એમજ કરશે રે. " ૧૦

## પદ ૧૭ મું.

### રાગ મારૂ.

ગોપીની વિનતિ રે, ઉદ્ધવ માધવને કે'જો;
પ્રાણ અમારા ગયા ગમે તો, મધુસૂદન મથુરામાં રે'જો. ગોપી૦ ૧
એમ બોલે આહીરડાં, સાંભળો ઉદ્ધવ સ્વામી;
જઇ કે'જો રાય કૃષ્ણને, જેમ આવે ગોકુળગામી. ગોપી૦ ૨
તુજ કારણ અમો ગૃહ તજ્યાં, તજ્યાં પતિ પરિવાર;
લાજ લોપી લોકની, કરો સાર સર્વાધાર. ગોપી૦ ૩
વિરહે લઈ ગયો વિઠલો, બળભદ્રકેરો વીર;
અહોરાત્ર અમો જપું, જેમ બપૈઓ નીર. ગોપી૦ ૪
ચક્રવાક પક્ષી કયમ રહે, નિશા સમે કરે આક્રંદ;
ક્યારે કશ્યપસુત ઉગશે, તેમ સર્વ મન ગોવિંદ. ગોપી૦ ૫
વૃક્ષ વિના પંખી ક્યમ રહે, જળ વિના જળચર જ્યમ;
થોડા માંહે ઘણું કરી કે'જો, આહીરડાં રહ્યાં ત્યમ. ગોપી૦ ૬
ચંદ્ર વિના જ્યમ રજની સૂની, રવિ વિના જેમ દિશ;
દેવ વિના જ્યમ દેવળ સૂનાં, ત્યમ સૂનાં જગદીશ. ગોપી૦ ૭
શોકસમુદ્રમાં બૂડતાં, ત્રિકમજી અમને તારો;
અમ દીન ઉપર દયા કરીને, પ્રાણનાથ ઉદ્ધારો. ગોપી૦ ૮
ક્યાં કઠિન થયો કા'નુડા, અમને તોરી આશ;
ગોકુળ વેહેલા આવજો, કર જોડી કહે શું દાસ. ગોપી૦ ૯

---

૧૦ પુનરપિ–ફરીને. યુગે યુગે કૃષ્ણનો અવતાર થાય છે એમ પુરાણોમાં કહેલું છે.

૫ કશ્યપસુત—સૂર્ય.

## પદ ૧૮ મું.

### રાગ સામેરી.

ઉદ્ધવજી અમો પરહર્યાં, તે નહિ હરિનો વાંક રે;
મહામોઘાં થયાં અમો, મળ્યાં ઝાઝાં રાંક. ઉદ્ધવ૦ ૧
એ તો હદ રાઘવરામજી, જેણે સાયર બાંધી પાજ રે;
અનેક રાક્ષસ સહિત રાવણ માર્યો, એક સીતાને કાજ રે. ,, ૨
ઉપદેશ પેહેલો એટલો, ઉદ્ધવજી પધારો રે;
સુરદાસના સ્વામીને કહેજો, મરતાંને શું મારો રે. ” ૩

## પદ ૧૯ મું.

### રાગ દેશાખ.

ઉદ્ધવ કહેજો કૃષ્ણને એક સંદેશો રે;
ફેસો ને પાપ ઘણાં પાછલાં રે હાં. ૧
એકવાર મારે જો આંગણે આવે રે;
વેણુ ને વજાડે મારા શ્યામજી રે હાં. ૨
એકવાર તારૂં મુખડું નિહાળું રે;
દુઃખડું ને ટાળું પેલા ભવતણું રે હાં. ૩
રાજ વેષ આવીને અહીં દેખાડો રે;
ભલી ને ભવાડો માતા દેવકી રે હાં. ૪
અશ્વ ચઢી આવતા દેખતા હું તો જોઉં રે;
જોઉં ને કર્મ જે જાણી કર્યાં રે હાં. ૫
અમી ભરી તારી આંખડી રે દીસે અણિયાળી રે;

---

૩ સુરદાસના સ્વામી—કૃષ્ણ.

૧ ફેસોને-ફાંસી નાખો ? ફેડો. ૪ ભવાડો—ભાવતી કરો.

કાળી રે કીકી માંહે દીપતી રે હાં. ૬
કરે કરીને કર્મલડો ખવરાવું રે;
ગર્ભે નાવું વળી માતને રે હાં. ૭
દૂધ કઢ્યું માંહે સાકર ભેળી રે;
મેહેલીને પીઓ મારા નાથજી રે હાં. ૮
માખણકાજે ઝઘડો માંડ્યો રે;
રીસ ને છાંડો બાંધ્યાતણી રે હાં. ૯
જે માગો તે મા'વજી આપું રે;
સ્થાપું ને સર્વસ્વ તે આગળે રે હાં. ૧૦
આજ મારે ઘેર વેલાં જાગી રે;
કૃષ્ણ ત્રિભંગી મારો પરોણો રે હાં. ૧૧
પાતળિયા તું પ્રાણજીવન મારો રે;
તેનો તે પ્રેમ ક્યાં ઉતાર્યો રે હાં. ૧૨
સ્વપ્ના પેરે સુખડું વહી ગયું રે;
દુઃખડું તે હરી ગયું દેહને રે હાં. ૧૩
જદ્યપિ વા'લી દેવકી માત રે;
વાત ન કરો આવી તેહની રે હાં. ૧૪
ગૌ ગોવાળાં ગોવાલણી વિસારી રે;
નારી તે નેહ ઘણો આણતી રે હાં. ૧૫
કોણ આગળે કહું મનની દાઝ રે;
બાઝી તે લોક ત્યાં શું કરે રે હાં. ૧૬
કોને કાંઇ લેખવતી નહિ મન રે;

---

૭ કર્મલડો ( કવલ )—કોળીઓ. ૧૧ ત્રિભંગી—વાંસળી વગાડતાં ત્રણ જગોએથી વાંકો.

તનને દેખી અતિશે દીપતો રે હાં. ૧૭
કહાનજી તેં કીધી ઓશીઆળી રે;
વા'લીને વિરહે આવ્યા નહિ રે હાં. ૧૮
શું કરૂં મારો જીવડો ન જાય રે;
થાય રે સુખ મારે ક્યાંથકી રે હાં. ૧૯
જીવાય છે આવ્યાની આશે રે;
પાસેથી વીર જે મેલી ગયો રે હાં. ૨૦
કઠિન હૈયું દુઃખે ન ફાટે રે;
માટે ન દૈવે એવું કર્યું રે હાં. ૨૧
ખાંડણું ખાંડતાં ખલકે છે ચૂડી રે;
કૃષ્ણપાયે રાણી રૂડી રૂક્મિણી રે હાં. ૨૨
આજ મેં રાંધ્યાં ઢુંઢણ ધોઇ રે;
વાટડી જોઈ કૃષ્ણદેવની રે હાં. ૨૩
આજ મેં રાંધ્યો કુર કાતળિયો રે;
કૃષ્ણ પાતળિયો મારો પરોણો રે હાં. ૨૪
એકવાર આવીને ઠારો રે;
વારો વેદના તે વિરહની રે હાં. ૨૫
શ્યામસુંદર શી વાતલડી સંભારૂં રે;
તારૂં ને મુખડું દુર્લભ થયું રે હાં. ૨૬
ગોવર્દ્ધન ધરી ગોકુળ ઉગાર્યું રે;
વાર્યું ને માન તે વળી ઇંદ્રનું રે હાં. ૨૭

---

૨૧ માટે ઇ૦—માટે તો શું દૈવે અમારૂં હૈયું એવું કઠણ કર્યું નહિ હોય ! ૨૨ કૃષ્ણપાયે —કૃષ્ણને શરણે. ૨૩ ઢુંઢણ—ઢુંઢણી ડાંગેરનો ભાત.

૨૪ કુર કાતળિયો—ચઢતી જાતનો કે કાતળીદાર—ચઢી ન ગયો હોય એવો ભાત.

માʼવજી એમ તો માતા મ બાળો રે;
ટાળોને વેદના તે ભવતણી રે હાં. ૨૮
દેવકીનો સુત ધાવિયો મુજને રે;
તુજને તે તો કાં વળી વીસરિયું રે હાં. ૨૯
જેવી તેવી હું માતા તારી રે;
મારીને લાજ તે તો રાખવી રે હાં. ૩૦
હૈડે ચાંપ્યો ક્યમ કરી વિસારૂં રે;
વાર્યું ને મન રહે શી પેરે રે હાં. ૩૧
અવગુણ મારા કોટિક પરહરો રે;
મને ધરો સગપણ તે ધાવ્યનું રે હાં. ૩૨
ભવોભવ થાઉં ધાવ હું તારી રે;
મારીને આશ તમે પૂરજો રે હાં. ૩૩
મનની વેદના મનડું જાણે રે;
આણે ને ભવે એમ ચાલિયું રે હાં. ૩૪
ભવસાગર વાʼલા દેજો હાથ રે;
ભાલણપ્રભુ રઘુનાથજી રે હાં. ૩૫

## પદ ૨૦ મું.

### રાગ વેરાડી.

એવો દિન કહીએ આવશે, ગોકુળ બીજીવાર રે;
વૃંદાવનમાંથી વળે, પાછા પ્રાણઆધાર રે. એવો૦ ૧
જદીએ સૂણીને વાંસળી રે, સામાં સંધ્યાકાળ રે;
ગૌ આગળેથી આવતા રે, જોવા શ્રીગોપાળ. એવો૦ ૨
આપણને દેખી કરે લાલ, જે લટકા કોડે રે;
ચંચળ નયન નચાવતા રે, હીંડે મોડામોડ રે. એવો૦ ૩

મુખે અડાડી આંગળી રે, કરી દેખાડે સાન રે;
ભૂખ લાગી છે મુને રે, કંઈ આપો કહે કા'ન. એવા૦ ૪
કર દેખાડે ફેરવી રે, તમ પાછળ ભમે મારૂં મન રે;
હું બીછું તે વાતડી રે, અવળું જાણે જન. એવા૦ ૫
જે આડે આવે ગોવાળિયા રે, તેને અળગા રાખે આપ રે;
મુજ સામું નિહાળવા રે, ટાળવા તનનો તાપ. એવા૦ ૬
વળી વળી માંડે મીટડી રે, સામું જોઇ શ્યામ રે;
રાતે રમવા આવશું રે, પૂરશું પૂરણકામ. એવા૦ ૭
હું દેઉં આગલે આંખડી રે, લોકડાકેરી લાજ રે;
અંગેઅંગ મળે નહિ રે, તો ક્યમ સીધે કાજ. એવા૦ ૮
હું પાછે પગલે વળું રે, જોતી જોતી રૂપ રે;
ત્યમ ત્યમ હીંડે સાંહાંતી રે, મનકું ઓળખી ભૂપ. એવા૦ ૯
જાણું વ્રજ થાયે વેગળું રે, તો નિરખીએ નાથ રે;
પછે તો ઘરમાં જશો રે, હળધરનો ગ્રહી હાથ. એવા૦ ૧૦
મન મનોરથ ઘણુંએ કરૂં રે, પૂરો સુંદરશ્યામ;
એકવાર જો દેખિયે રે, ભાલણપ્રભુ શ્રીરામ. એવા૦ ૧૧

## પદ ૨૧ મું.

### રાગ ધનાશ્રી.

હરિ ગયા દ્વારકા રે, જે નવિ દીઠી તે સુણી;
સાંભળીએ છીએ સાગર તીરે, નગરી કનકતણી. હરિ૦ ૧
તેને ઝૂંપડાં ક્યમ ગમે, જે પામ્યા રિદ્ધ ઘણી;
સોળ સહસ્ર રાયની કુંવરી, તેના થયા ધણી. હરિ૦ ૨
ત્યાં વારતા કોયે સંભારે, કહો સખી આપણી;

---

૯ સાંહાંતી–ધીમે.

સાંભળીને હસશે તે નારી, આહીરડાં ભણી. હરિ૦ ૩
દહીં દૂધને કાજે વઢતાં, આપણે માંડી ફૂણી;
ભાલણપ્રભુ રાઘવ સંભારે, કાહા ગુણ ગણી. હરિ૦ ૪

## પદ ૨૨ મું.

### રાગ મારૂ.

ઉદ્ધવ શું કહું રે, સુખ વ્રજવાસતણું;
સ્વર્ગ ને વૈકુંઠથકી, મુજને વા'લું છે ઘણું. ઉદ્ધવ૦ ૧
શું કીજે જો શૈશવ વય ત્યાં, કો વાળીને બોલાવે;
ચિંતા રહિત રમત અતિ કરવી, તે વડ તે વડા ભાવે. „ ૨
મારૂં મન કાંઈ નથી રીઝતું, અહીં ખટ રસ ખાવે;
દધિ માખણ ચોરી ખાતા તે, રસ ક્યાંહાં આવે. „ ૩
વૃંદાવનમાં ગોપીને, વાતે લેતા વાળી;
દાણતણે ત્યાં મિષે કરીને, ગ્રહી રહેતા ખાળી. „ ૪
વાડવ વેદ ઋચા શું વિધિવત્, સાચો તો પાળી;
તેથી મુજને મીઠી લાગતી, પ્રીતતણી ગાળી. „ ૫
જાણું મણિમય મુગટ તજીને, મોરપિચ્છ ધરિયે;
શીકું સંગે લાકડી લઇને, ગૌ પૂઠે સાંચરિયે. „ ૬
રાજવેષ મુને નથી ભાવતો, તો કહો શું કરિયે;
મુરલીનાદ કરીને મોહન, સહુનાં મન હરિયે. „ ૭

---

૪ ફૂણી—ફેણ માંડીને અર્થાત્ જોસમાં આવીને.

૨ શૈશવ ઇ૦—શિશુપણાની વયને વાળીને ( પાછી આણીને ) કોણ બોલાવે ? તે ઇ૦—તે વડા ( મોટા ) વડ ભાવે ( ગમે છે ). અથવા તેવતેવડા.

૫ વાડવ ઇ૦—જેમ સાચો વાડવ-બ્રાહ્મણ વિધિવત્ વેદની ઋચા ( મંત્ર )ને પાળી જાણે છે-બોલે છે.

અહીં મર્યાદા ભોજન કરવું, પંક્તિ ભેદ રાખી;
સ્નાન હવન બળિદાન કરવું, જે મુનિ ગયા ભાખી. „ ૮
ગોવાળિયા જે ગ્રાસ આપતા, પેહેલું મુખે ચાખી;
તેહ સ્વાદ ત્યાં ક્યમે ન આવે, તેના તે સાખી. „ ૯
કનકતણો પલંગ અનુપમ, હંસપિચ્છ તળાઈ;
પાસે સેવા કરવા બહુ સેવક, ચરણ તળાંસે ધાઈ. „ ૧૦
તે મુજને ફીકું લાગે છે, લોક માંહે વડાઈ;
યમુનાતીરેં પત્ર પાથરી, સૂતા તે સુખદાઈ! „ ૧૧
ચિંતા રાજ્યતણી તો કરવી, તેણે આરત મન;
સંગી જેહ મળે તે દુઃખિયા, સુખિયા નહિ કો જન. „ ૧૨
વંશીવટ છાયાએ રમતા, તે ક્યમ આવે દિન;
ગોપીશું ક્રીડા કરતા તે, સુખ નહિ ચૌદ ભુવન. „ ૧૩
યદ્યપિ રીસ કરીને બાંધ્યો, માતાએ તાણી;
તો તેહ ઉપર આંસુ, અમે તો નવિ આણી. ” ૧૪
કૌતુક જોવાને મળ્યા તે, ગોકુળના પ્રાણી;
અહીંઆંનાં સુખ પાયે મેં તો, તે લીલા જાણી. ” ૧૫
અહીં રહ્યાથી થયા તે, બમણા પૂર્વના પિતા;
હવે ગોકુળ જઈ શું કરિયે, તે દહાડા વિત્યા. ” ૧૬
બીજે યુગે વળી એમજ રમશું, સંતત સત્ય ગીતા;
ભાલણપ્રભુ રઘુનાથ કહે, એવું વેદ વદિતા. ” ૧૭

## પદ ૨૩ મું.

### રાગ ગોડી.

ઉદ્ધવજી ત્યાં આવિયા, મથુરા નગરી મુઝાર જી;

---

૧૫ પાયે–પા ભાગે. ૧૬ પૂર્વના—અહીં રહ્યાથી પૂર્વના પિતા નંદ બમણા સ્નેહી થયા છે. ૧૭ સંતત—નિરંતર.

પ્રાણનાથને જઈ મળ્યા, કહ્યા સમાચાર જી. ૧
અતિ આનંદ ત્યાં સહી, પૂછે વૈકુંઠનાથ જી;
વ્રજવધૂ કહો શું કરે છે, નંદ યશોદા માત જી. ૨
વળતા ઉદ્ધવ બોલિયા, બોલો શારંગપાણિ જી;
પ્રેમ શો કહું વ્રજનારીનો, કહ્યો ન જાયે વાણી જી. ૩
ધન્ય વ્રજના ગોવાળિયા રે, ધન્ય ગોપી ને ગાય જી;
પ્રેમભક્તિ તે કહી ન જાયે, જિવ્હાએ મુખ માંય જી. ૪
વાસ હોય તો વ્રજ વિષે, જેનો બ્રહ્મા ન જાણે પાર જી;
સનકાદિક જાણે નહિ, પ્રેમભક્તિ નિરધાર જી. ૫
મુજને તમે ત્યાં મોકલ્યો, વ્રજમાં ગયો હું તેહ જી;
વ્રજનારીપ્રીતિ કહું જો, કહેતાં ન આવે છેહ જી. ૬
વચન સાંભળી ઉદ્ધવનાં, હરિ થયા ગદગદ કંઠે જી;
વ્રજવાસીને સંભારીને, નયણે જળ ચાલ્યાં ગંઠે જી. ૭
હરિ ઉદ્ધવને કહે, મનતણી આશે એય જી;
સહી કરીને માનજો, એ સમાન નથી મારે કોય જી. ૮
અનેક ભક્ત છે મારે, ધ્રુવ અંબરીષ પ્રહ્લાદ જી;
એક કળા આવે નહિ, વ્રજવાસી જેવાં દાસ જી. ૯
વચન સુણી શ્રીકૃષ્ણનાં, ઉદ્ધવ ગદગદ ગાત્ર જી;
વ્રજમાં તૃણ થઈ અવતરે તો, મારૂં ભાગ્ય મહાપાત્ર જી. ૧૦
એવે પ્રભુને સાંભરી, કુબજા પોતાની દાસ જી;
ભાલણપ્રભુ રઘુનાથ કહે છે, જઈએ તેને પાસ જી. ૧૧

---

૭ ગંઠે—ઢગલેઢગલા.

---

# રૂક્મિણીહરણ.

## પદ ૧ લું.

### રાગ કેદારો.

અભિમન્યુસુત ત્યાં ઉચરે, મુદિત મન માંહે ધરે;
કાંઈક પ્રશ્ન કરે, આશ્ચર્ય અદ્‌ભુત સાંભળી રે. ૧

### ઢાળ.

આશ્ચર્ય અદ્‌ભુત રાય પૂછે, જોગ કહો મુજને સ્વામી;
રાક્ષસવિવાહે રૂક્મિણી તે, કૃષ્ણજી કયમ પામી. ૨
એ સાંભળવાની છે ઇચ્છા, જ્યાં મગધ ને શિશુપાળ;
કન્યા હરી હરજી કયમ પરણ્યા, જીત્યા બહુ ભૂપાળ. ૩
જે પુણ્ય મધુર કળિમળને ટાળે, બ્રહ્માદિક ત્યાં ગાય;
નિત્યે નૌતમ શ્રવણે સૂણતાં, કોણ ચતુર નવિ દ્રાય. ૪
કહે શુક સાંભળ હો તું ભૂપતિ, કથા કહું હું પ્રીતે;
જે સાંભળતાં ભવભય છૂટે, પ્રાણી રસના રીતે. ૫
દક્ષિણ દેશ વિદર્ભ દેશમાં, કુંદનપુર શુભ ગામ;
ભીમકરાય પ્રજાને પાળે, સાધુતણો વિશ્રામ. ૬
રૂક્મિ, રૂક્મરથ, રૂક્મબાહુ, ને રૂક્મકેશી, રૂક્માલી;
પાંચ પુત્ર ને છઠ્ઠી કન્યા, રૂક્મિણી શુભ બાળી. ૭
તે શૈશવ વય છાંડ્યો શામા, પામી નૂતન રૂપ;
વરની વીમાસણ કરવા લાગ્યા, ત્યારે ભીમક ભૂપ. ૮
બંદીજન માગધ જે આવે, હરિના ગુણ તે બોલે;

---

૧ અભિમન્યુસુત—પરીક્ષિત. મુદિત—હર્ષિત ( થઇને ). ૨ રાક્ષસ-વિવાહે—હરણ કરીને. ૪ કળિમળ—કળિકાળ સંબંધી પાપ. નવિ-નવ—નહિ. દ્રાય—દ્રવિત થાય—પીગળે. ૫ ભવભય—સંસારરૂપી ભય.
૮ શૈશવ વય—બાલ્યાવસ્થાનું વય. નૂતન—નવું.

સુંદરતા સમરથપણે, કો હરિ સરખો નહિ તોલે. ૯
એક વરસમાં હણી પૂતના, તૃણાવર્ત બક કેશી;
સાત દિવસ ગોવર્દ્ધન ધાર્યો, મઘવાનો મદ ફેશી. ૧૦
ખર વૃષભ માર્યા નગપે મોટા, જળથી કાઢ્યો કાલી;
હસ્તિ હણ્યા મલ્લ મદ માર્યા, કંસ હણ્યો વનમાલી. ૧૧
જરાસંધ ત્યાં યુદ્ધે જીત્યો, કાળયવન જેણે હણિયો;
ગુરૂસુત મુઓ આણી આપ્યો, જાણે પુનરપિ જણિયો. ૧૨
એવી કીર્ત્તિ શ્રવણે સાંભળી, રામા લાગ્યો રંગ;
અવર પુરૂષનો પાણિ ન ઝાલું, વર વરૂં શ્રીરંગ. ૧૩
સહિયરો રમતે એમ કહે, એક દ્વારકા નગરી;
સાંભળિયે છીએ અતિ અનુપમ, સિંધુ માંહે જયમ મગરી. ૧૪
ત્યાંહાં ક્ષત્રી ઉત્તમ યદવકુળ, તે માંહે વસુદેવ;
તેહનો સુત એટલું કહીને, લાજી રહે તે ખેવ. ૧૫
જાણે મુક્તિપુરીથી પંખી, કોય ઊડતો આવે;
કથા કહે શ્રીકૃષ્ણજીકેરી, કો સુજને સંભળાવે. ૧૬
અન્ન ન ભાવે નિદ્રા નાવે, રાત દિવસ લે' લાગી;
સ્વપ્ન માંહે સ્વરૂપજ દેખે, વિરહ ધરે અતિ જાગી. ૧૭
વાસુદેવે તવ વાત સાંભળી, કન્યા કુળપ્રસૂત;
લક્ષણ સઘળે છે સંપૂરણ, એમ વિનવિયો દૂત. ૧૮
મન કરે મધુસૂદન વરવા, પ્રીતિ પરસ્પર વાધી;
અંતર્ગત મળ્યાં માંહો માંહે, પૂરવજનમની બાંધી. ૧૯

---

૧૦ મઘવા—ઇંદ્ર. ફેશી—દૂર કરીને.

૧૧ ખર વૃષભ—એ નામના રાક્ષસ. નગપે—પર્વતથી. હસ્તિ—કુવલયાપીડ નામે. મદ—મદવાળા. ૧૬ મુક્તિપુરી—દ્વારકા.

હિરણ્યલોમાએ હર્ષે માંડ્યો, વિવાહનો વિચાર;
કન્યા એ કોને દી જાશે, મળી નિજ પરિવાર. ૨૦
વર વારૂ વસુદેવતણો સુત, કૃષ્ણજી કમળલોચન;
સમરથ સગો મહારથી વારૂ, કુળ કર્મે પાવન. ૨૧
વાત ગમતી સાથ સહુને, વર વારૂ જગદીશ;
દ્વેષ ધરી ધરણીધર સાથે, રૂકમૈયો કહે રીશ. ૨૨

## પદ ૨ જું.

### રાગ રામગ્રી.

કુંવર કહે છે સાંભળો તાત જી;
એ શી કહોછો અવળી વાત જી. ૧

### ઢાળ.

વાત અવળી શી કહો છો, ઘડપણે ગઇ સાન;
કુળ વિભૂતિ ને વર જોઇ, દીજિયે કન્યાદાન. ૨
આહીરને ઘેર ઉછર્યો, ચારતો વનમાં ગાય;
દીકરી એહને દીજીએ, તો શોભા વારૂ થાય. ૩
મહી માખણ ચોરતો, ગોવાલણી દેતી ગાળ;
મળતાં મામો મારિયો, જ્યારે પધાર્યો મોસાળ. ૪
ઉગ્રેસન આગળ કર જોડી, મુખે કહે રાજાન;
આજ્ઞા મુજને દીજીએ, એમ કહે શામળવાન. ૫
રાજ્ય જેને કુળ નહિ તે, સદા સહુનો દાસ;
પુત્રી પરણે તેહને તો, ઘણી પહોચે આશ !! ૬
ચેદી દેશનો રાજિયો, સમરથ જે શિશુપાળ;
જેની સેવા સહુ કરે છે, ભલા ભલા ભૂપાળ. ૭

---

૨૦ હિરણ્યલોમા—રૂકમકેશી. દી જાશે—અપાશે.
૭ ચેદી-ગઓલ, પ્ર. ૨ જી.

સંબંધી તે સગો સાચો, જે કીધે સીધે કાજ;
ભરવાડ ભલો ભવાડતાં, ભૂપતિ લાગે લાજ. ૮
વીરપણું વસુદેવને નહિ, વિનય છોડાવી નાર;
કપટ કરી નસાડચો, તો ઉગર્યો કુમાર. ૯
કારાગૃહ વેઠ્યું ઘણું, ને દુઃખે દાધ્યો દેહ;
અન્ન તો જમતાં થયાં, આજ સુખે એહ. ૧૦
કુંવર ખટ કંસે હણ્યા, ત્યારે ન ચાલ્યું બળપાણ;
વિવાહ એવો કીજિયે, જેનું વિશ્વ માંહે વખાણ. ૧૧
સ્વજન સહુએ મળ્યા માંહે, જ્યારે જાચક દે આશિષ;
ઓધ્ય કહે આહીરની ત્યારે, નીચું કરવું શીશ. ૧૨
હઠ કરી હરિ ઉવેખી, તે દ્રુત પરઠાવ્યા પાસ;
દમઘોષસુતશુ વિવાહ મેળ્યો, આણી અતિ ઉલ્લાસ. ૧૩
સજાઈ વિવાહતણી, મંડપ રચ્યા વિશાળ;
ધ્વજા પતાકા સજ કરી, તે નગર તોરણ માળ. ૧૪
રૂક્મિણી ત્યારે દુઃખ પામી, તેડિયો ત્યાં વિપ્ર;
પત્ર લખીને આપિયું, ત્યાંથી ચલાવ્યો ક્ષિપ્ર. ૧૫
વાત કયહાં કરે નહિ, જેહનો અતિ વિશ્વાસ;
વેગે કરીને મોકલ્યો, જ્યાં વસે શ્રી અવિનાશ. ૧૬
વહી આવ્યો દ્વારકા, પ્રતિહારે કીધું જાણ;
મંદિર માંહે આવિયો, પેખિયા શારંગપાણ. ૧૭
ઊઠચા હરિ આસનથકી, બેસારિયા ભૂદેવ;
પૂજા કીધી પ્રેમશુ, કુશળ પૂછ્યું એવ. ૧૮

---

૮ ભવાડતાં—પસંદ કરાવતાં. ૧૨ ઓધ્ય—વંશ. ૧૩ દમઘોષસુત—શિશુપાળ.

અન્ન ઉત્તમ આરોગાવી, વિપ્ર કર્યા વિશ્રામ;
ચરણ ચાંપે ચતુર્ભુજ, ને પ્રેમે પૂછે સ્વામ. ૧૯

## પદ ૩ જું.

### રાગ રામગ્રી.

એણીપેરે પૂછે શ્રીભગવાનજી;
કહો દ્વિજ ધર્મ ધરોછો સ્થાન જી. ૧

### ઢાળ.

ધર્મ સ્થાનક ધરો છો, દૃઢ આવે સંતોષ;
લૌલુપ્યપણું છાંડે નહિ, વિપ્રને મોટો દોષ. ૨
યથા લાભ સંતોષ વર્ત્તે, તજે નહિ નિજ ધર્મ;
અખિલ કામના તેહની, પહોચે પાળતાં નિજ કર્મ. ૩
અસંતોષી સુખે ન સૂએ, ઇંદ્રલોકે જો જાય;
દરિદ્રી જે સંતોષી, સર્વાંગે સુખી થાય. ૪
સત્ય સંતોષી ભૂતશું હિત, રહીત જે અહંકાર;
એવા વિપ્રને મસ્તકે કરી, નમું હું વારંવાર. ૫
સુખી સઘળો લોક હોયે, જે રાજાને દેશ;
પ્રીતિશું જે પ્રજા પાળે, તે મુને વા'લો નરેશ. ૬
દૂરથી તમો કયમ આવ્યા છો, તે મુજને કહો કાજ;
ગુહ્ય હોય તે હું કરૂં, જે કઠિન જદપિ આજ. ૭
એણીપેરે પૂછિયું, લીલામનોજ શરીર;
કથા કહેવા વિપ્ર લાગ્યો, પ્રેમપૂનિત ધીર. ૮

---

૨ લૌલુપ્યપણું—લલુતા—લાલચુપણું. ૩ અખિલ—સમગ્ર—બધી
૫ ભૂતશુ હિત—પ્રાણીમાત્રનું હિત ઇચ્છનાર.
૭ જદપિ—જોકે. ૮ લીલામનોજ શરીર—લીલાને અર્થે જેણે કામદેવના જેવું સુંદર શરીર ધારણ કર્યું છે એવા. પ્રેમપૂરિત—પ્રેમથી પૂર્ણ થયેલો.

પત્ર લઈ હરિપાણિ આપ્યું, સુણો શ્યામળવાન;
કુંદનપુર એક ભીમક રાજા, રૂક્મિણી સંતાન. ૯
પત્ર પ્રેમે પાઠવ્યું છે, વાંચીએ ગોવિંદ;
પદ્મિનીની પ્રીતિ જાણી, કીજીએ પરમાનંદ. ૧૦
હરિ કહે દ્વિજ તમો વાંચો, સાંભળું હું કાન;
પત્ર લઈને ઉકેલિયું, બ્રાહ્મણે આણી જ્ઞાન. ૧૧
સ્વસ્તી શ્રી દ્વારામતી, સકળ ગુણભંડાર;
કૃષ્ણ ચરણે એક પ્રથમમાં, મારો [છે] જુહાર. ૧૨
ભુવનસુંદરરૂપ લક્ષણ, સાંભળ્યા મેં આંહીં;
ચિત્ત નિર્લજ નથી રહેતું, ઠામે મારૂં ત્યાંહી. ૧૩
રખે જાણો રાજકન્યા, ઠેઠ છાંડી લાજ;
વિપ્ર છાનો મોકલ્યો, જેમ જાણે મહારાજ. ૧૪
વિદ્યા વય કુળ રૂપ દ્રવ્યે, તું સરખો અભિરામ;
કોણ કન્યા ચતુર ધીરા, વરે નહિ જે સ્વામ. ૧૫
તેમાટે મેં તું વર્યો, આત્મા અરપ્યો આપ;
પ્રતિજ્ઞા પાળે નહિ તો, શું રે કીજે બાપ. ૧૬
રખે આવી આભડશે, શિશુપાળ તમારો ભાગ;
સિંહકેરા ભક્ષમાં, ગોમાયુનો નહિ લાગ. ૧૭
ઇષ્ટિપૂરિત દાન વ્રત તપ, દેવ ગુરૂ અર્ચન;
કીધાં હોય તો આવી પ્રેજો, મુને જગજીવન. ૧૮
છાનું પહેલું આવિયે, પ્રભુ લગ્ન દિન છે કાલ;
રાક્ષસવિવાહ કરી મુજને, બળે કરીને ચાલ. ૧૯

---

૯ હરિપાણિ–હરિના હાથમાં. ૧૩ ભુવનસુંદર.
૧૦—જગતમાં સુંદર રૂપ અને લક્ષણવાળા. ૧૫ અભિરામ—સુંદર.
૧૬ બાપ—બાપને—ભીમકને. ૧૭ ગોમાયુ—શિયાળ.
૧૮ ઈષ્ટપૂરિત-ઈષ્ટાપૂર્ત ( યજ્ઞ ).

સૈન્ય યાદવતણું તેડી, જીતી સર્વ ક્ષિતિપાળ;
અંતઃપુર કયમ હરો તેહની, વિધિ કહું દયાળ. ૨૦
પ્રથમ દિવસે અંબિકાનું, કરવાને દરશન;
નગર બાહેર નિસરૂં, ત્યારે ગ્રહો જગજીવન. ૨૧
પદપંકજરજ અજ શંકર, વાંચ્છે મોટા મુન્ય;
તો હું કયમ ઇચ્છું નહિ, થાવાને પાવન. ૨૨
કમળલોચન ન પામું તો, પ્રાણ તજું શતવાર;
જન્મ જન્મે જ્યાં લગે, તમો થાઓ ભરતાર. ૨૩

## પદ ૪ થું.

### રાગ રામગ્રી.

એણીપેરે બ્રાહ્મણ કહે છે વાણી જી;
સાંભળોને તમો શારંગપાણિ જી. ૧

### ઢાળ.

શારંગપાણિ તમે સાંભળો, મેં કહ્યા ગુહ્ય સંદેશ;
હવે જે કરવું ઘટે તે, કીજીએ દેવેશ. ૨
સંદેશ શ્યામાના સુણી, સમરથ વૈકુંઠનાથ;
હશી હરિ એમ બોલિયા, વિપ્રનો સાહી હાથ. ૩
મન મારૂં ત્યાં છે, મેં પ્રથમ પ્રીછી વાત;
દ્વેષ મુજશુ વિવાહકેરો, કરેછે તે ભ્રાત. ૪
નિદ્રા નિશ આવે નહિ, અંતર એ ઉચ્ચાટ;
મન જાણ્યું માનનિનું, એ થયો હું વાટ. ૫
મથે ઘણા મળ્યા મહીપતિ. લાવું લીલાએ ઘેર;

---

૨૦ ક્ષિતિપાળ-રાજા. ૨૨ અજ-બ્રહ્મા. ૫ વાટ ઇ૦—હું વાટ થ-
યો—ચાલવા માંડયો.

કાષ્ઠ માંહેથી કાઢીએ જેમ, અગ્નિશિખા પેર. ૬
એવું કહી રથ જોતરાવ્યો, અશ્વ ઉત્તમ સાર;
શૈબ્ય સુગ્રીવ મેઘપુષ્પક, બલાહક એ ચાર. ૭
વિપ્ર વેહેલે બેસાર્યો, ને બેઠા જુગદાધાર;
એક રાત્રે વહી ગયા, વિદર્ભ દેશ મોઝાર. ૮
નગર શેરી છંટાવે ને, ધ્વજા પતાકા દ્વાર;
અગર ઉખેળે ઘણા ને, ભૂષણ કરે નરનાર. ૯
ભીમકરાજા પુત્ર પ્રેમે, વિવાહનો સંભાર;
શિશુપાળને કન્યા કહી, પણ પ્રેમ નહિ લગાર. ૧૦
વિપ્ર વેદની કરી પૂજા, નાના મંગળ કર્મ;
બ્રાહ્મણ ભોજન કરાવ્યાં, બહુ વસ્ત્ર આપ્યાં ધર્મે. ૧૧
મલસ્નાન કીધું સુંદરી, ગ્રહશાંતિ વેદ વિચાર;
કંકણ કર તે બાંધિયું, ને વિવિધ પેર શૃંગાર. ૧૨
હોમ કરીને કરે રક્ષા, અથર્વણના મંત્ર;
પુરોહિત પૂજા કરાવે, ગોત્રદેવ્યા તંત્ર. ૧૩
હેમ રૂપું ધેનુ તિલ ગુડ, વસ્ત્ર દેઈ દાન;
વિનાયક પૂજા કરીને, બ્રાહ્મણને બહુ માન. ૧૪
દમઘોષ રાયે દાન દીધાં, પૂજ્યા વિપ્ર વિશેષ;
કર્યો ઉત્સવ અતિ ઘણા, ને વિધવિધ સુંદર વેષ. ૧૫
સગા સહુ તેડાવિયા, દંતવક્ર જરાસંધ;
વિદૂરથને શાલ્વ પુંડરિક, સિંહ ને શાળબંધ. ૧૬
અવર રાજા અતિ ઘણા, યાદવ નહિ કો એક;

---

૬ લીલાએ—રમતની પેઠે. કાષ્ઠ ઈ૦—જેમ લાકડામાંથી અગ્નિની શિખા ( જ્વાળા ) પેરે કરીને કાઢીએ તેમ હું બધા રાજાઓમાંથી રૂક્મિણીને લાવું છું.

સગા સહુએ આવિયા, રામ કૃષ્ણ વતરેક. ૧૭
માંહો માંહે વારતા તે, કરે આણી ક્રોધ;
રામ કેશવ આવશે જો, સંગે યાદવ યોધ. ૧૮
કદાચિત હરશે કન્યાને, તો કરીશે સંગ્રામ;
શિશુપાળને પરણાવશું, જો જો અમારૂં કામ. ૧૯
હસ્તિ રથ ને અશ્વ પાળા, સૈન્ય બહુ સમર્થ;
ચેદિપતિને મળ્યા મંદિર, સાધવાને અર્થ. ૨૦
બળદેવજીએ સાંભળ્યું, એકલા ગયા યદુરાય;
કન્યા હરતાં રખે હરિને, કલેશ કાંઈ થાય. ૨૧
પૂઠિંથી બહુ સૈન્ય લઇને, સાંચરે બળદેવ;
યોધ યાદવ અતિ ઘણા, કારજ કરવા ખેવ. ૨૨
રામ રંગે નિસર્યા, યાદવ સૈન્ય છે સાથ;
આગળથી ગયા જાણિયા, ભાલણપ્રભુ રઘુનાથ. ૨૩

## પદ ૫ મું.

### રાગ ગોડી.

ચેદિ દેશથી ચાલી જાન, દેશ દેશના બહુ રાજાન;
ખેડે રથને છીંકે કોય, અપશુકન આગળથી હોય. ૧
આડી ઉતરે તો મંઝારી, સામી મિલે વિધવા નારી;
શબ્દ ત્યાં એવો ઉચરે, આજ જાયે ત્યાં કાજ નવિ સરે. ૨
એવે શકુને ત્યાં સાંચર્યા, વિદર્ભ દેશ માંહે પરવર્યા;
જાન આવી ભીમકની પુરી, રાજા સામો ગયો પરવરી. ૩
દઈ માન ને પૂછયું ક્ષેમ, ઉતારા આપ્યા અતિ પ્રેમ;

---

૧૭ વતરેક—વ્યતિરિક્ત—વિના.

ભક્ષ ભોજન નાના વિધ અંન, સેવા કરવા મેલ્યા જન. ૪
કહે શુક સાંભળ ભૂપતિ વાત, પ્રેમદા મન વીમાસે પ્રાત;
નાવ્યો દ્વિજ ને નાવ્યા હરિ, મારે પૂરવ પાપે કરી. ૫
જાણીએછીએ પેહેલું મન કર્યું, કાંઇક અવગુણ વશી ઉતર્યું;
નિર્લજ થઇ મેં લખિયું પત્ર, તે દૂષણ મન વશિયું અત્ર. ૬
વિવાહ આડે છે ત્રણ જામ, શામાટે ના'વ્યા ઘનશ્યામ;
પત્ર વાંચીને ના નવિ કહી, તેણે વાડવ પોહ્યો સહી. ૭
પછે આળશ્યા જોઈ મર્મ, આડું આવ્યું મારૂં કર્મ;
વિધાતા વિમુખ મહાદેવ, રૂઠી ગૌરી કર્મની ખેવ. ૮
હરિણનયની હરિયું હરિ મન, ચિતવતાં મીચ્યાં લોચન;
નયને વહે આંસુની ધાર, વળી વળી કરે એહ વિચાર. ૯
આવે તો હવાણાં તે કાળ, નામ સત્ય જો દીનદયાળ;
હું દાસી દામોદરતણી, જો જાણો ત્રિભુવનધણી. ૧૦
એણીપેરે ચિંતા પામે આંહી, વામ નેત્ર ફૂરક્યું ત્યાંહી;
શકુન વિચારી થયાં રળિયાતિ, કોને કહી નશકે સુખ જાતિ. ૧૧
એવે આવ્યા પુરી ઉપવન, કૃષ્ણ કહે વિપ્રને વચન;
મરશે મારો વિરહ ધરી, વેગે જાઓ જ્યાંહાં સુંદરી. ૧૨
એમ મોકલ્યો વિષ્ણુએ વિપ્ર, શ્યામા મંદિર પો'ત્યો ક્ષિપ્ર;
હૃષ્ટ વદન દીઠો કામિની, કામ થયું જાણ્યું ભામિની. ૧૩

---

૪ પ્રેમદા—રૂક્મિણી. પ્રાત—સવારમાં.

૭ જામ–પોહોર. ૯ હરિણનયની ઈ૦–હરિણી સમાન નેત્રવાળી રૂક્મિણીનું મન ( એ રીતે ) હરિએ હર્યું.

૧૧ ફૂરક્યું–ફરક્યું. ( સ્ત્રીનું ડાબું નેત્ર ફરકે તે શુભશુકન ગણાય છે. )

૧૩ ક્ષિપ્ર–તત્કાળ. હૃષ્ટ–હર્ષિત.

પ્રેમે પૂછે સમાચાર, વાડવ માંડી કહો વિસ્તાર;
વેગે ખાધી વધામણી, ઉપવન આવ્યા ત્રિભુવન ધણી. ૧૪
સત્ય વચન દીધું હરિ યથા, તે માંડી કહી સર્વે કથા;
મન માંહે થયો અતિ ઉલ્લાસ, ઉચિત આપવા કરે કાંઇ આશ. ૧૫
ઉશીંકળ તે થાવા જશી, વસ્તુ કિશી મનમાં નવિ વશી;
સર્વસ્વ જો આપું આણે સ્થાનિ, તો તે નહિ હર્ષ સમાનિ. ૧૬
આપૂરણ ત્યાં જોઈ સ્થાન, આપી હાર ને કર્યો પ્રણામ;
અમર સહુ લક્ષ્મીને નમે, તેહ વિપ્ર ત્યાં પાગે રમે. ૧૭
વળ્યો વિપ્ર ત્યાં દઈ આશિષ, વેગે વર પામો જગદીશ;
હરિણનયણી હરખે ઉલ્લસે, મન માંહે અતિ આનંદ વસે. ૧૮
આવ્યા સાંભળી કેશવ રામ, ભીમક સામો ગયો વિશ્રામ;
મધુપર્ક લઈ બહુ ભેટી, વસ્ત્ર અનોપમ આપી નેટી. ૧૯
પૂજા કીધી પ્રેમે ઘણી, જોવા આવ્યા ઉપવન ત્રિભુવન ધણી;
ભલે પધાર્યા હરિ પરવરો, ઉત્તમ ઉતારે ઉતરો. ૨૦
સૈન્ય સહિત ભક્ષ્યભોજન, કરે અતિ આદર રાજન;
પૂજા પ્રેમે કરી સર્વથા, વરવા આવ્યા જાણી યથા. ૨૧
જે જે આવ્યા છે ભૂપતિ, જેવી વય તેવા કુળ મતિ;
ભીમક સહુની સેવા કરે, નિજ નિજ ઉતારે ઉતરે. ૨૨
આવ્યા હરિ જાણી સહુ લોક, નગરનિવાસી થયા ગત શોક;

---

૧૬ કિશી-કોઈ. સ્થાનિ-સ્થાને. ૧૭ આપૂરણ—સઘળે માણસથી ભરેલું. વિપ્ર—વિપ્રને. ૧૯ ભેટી—ભેટે. આપી—આપે. નેટી-નેટે-નેટામાં

૨૧ ભોજન-ભોજન આપીને. ૨૨ જેવી ઇ૦—જેવા તેઓ વયે (યોગ્ય) છે તેવા કુળે ને મતિએ છે.

દરશન હરિને હરખજ ધરે, માંહો માંહે એવું ઉચરે. ૨૩
રૂક્મિણીને ભાવે એ પત્ય, કેશવને કન્યા એ સત્ય;
અહીં દૈવનું જો જો યત્ન, જેમ જડાયે કુંદન રત્ન. ૨૪
ક્યાં કેશવ ને ક્યાં શિશુપાળ, ક્યાં કેસરી ક્યાં શિયાળ;
અંતર ઘણો જોતાં અતિ ઘણો ફેર, જ્યમ શરશવ સોનાનો મેર. ૨૫
ક્યાં ચૈદ્ય ને ક્યાં રણછોડ, ગર્દભ અશ્વ ક્યાંહાંની જોડ;
ક્યાં શિશુપાળ ક્યાં રૂક્મિણી, ક્યાં કાંચન ને પારસમણિ. ૨૬
જો સુકૃત અમો કીધાં હોય, તેણે પુણ્ય પ્રતાપે જોય;
પ્રસન્ન થઈને પુરૂષપુરાણ, વૈદર્ભી ગ્રૃહજો નિર્વાણ. ૨૭
પ્રેમે એમ વદે પુરજન, રોમાંચિત છે સહુનાં મન;
એવે યોધા ભટ પરવરી, કન્યા પુર બાહિર નિસરી. ૨૮
ઉચ્ચાં આયુધ કરી રખવાળ, સંન્નાહ પેહેર્યાં કર કરવાળ;
કન્યા આગળ પાછળ રહે, મારગ દો મારગ દો કહે. ૨૯
પદપંકજ ભવાનીતણું, જોવા ચાલી ઉલટ ઘણું;
પાળી પદ્મિની ચાલી ચરણિ, ધ્યાન હૃદે શ્રીઅશરણશરણિ. ૩૦
મનિ માનિની છે અતિ રંગી, માતા ને સહિયર છે સંગી;
વાજે મુરજ શંખ ને તૂર, વીંટી જાયે સબળા શૂર. ૩૧
ચંદન પુષ્પ પૂજા ઉપહાર, લઈ ચાલે આગળથી નાર;
દ્વિજપત્ની સાર્યા શૃંગાર, કરતી ગાન સર્વ પરિવાર. ૩૨
ગાયણી ગાય બંદીજન સ્તવે, સૂતવંશ કથા વિનવે;
બંધુ વર્ગ સાથે ઉલ્લાદ, આવ્યાં અંબાતણે પ્રાસાદ. ૩૩

---

૨૩ ગતશોક–શોક રહિત. ૨૬ ચૈદ્ય–શિશુપાળ.
૨૯ સન્નાહ—કવચ. કરવાળ–ખડ્ગ. ૩૦ પાળી—પગે ચાલીને.
૩૧ મનિ–મનમાં. મુરજ–એક જાતનું વાદ્ય. ૩૩ ઉલ્લાદ—આહ્લાદ. પ્રાસાદ–દેવળ.

જળ લેઈ કીધું આચમન, શિવ સમીપે ગયાં સદન;
ઘરડી સ્ત્રી જે વાડવતણી, પૂજા વિધ વિધ વિશેપે ભણી. ૩૪
તે પૂજા કરાવી ખરી, ચરણે પ્રણમે તે સુંદરી;
સ્તુતિ કરીને કરે પ્રણામ, વર વાંછે છે ભાલણપ્રભુ રામ. ૩૫

## પદ ૬ ઠું.

### રાગ ધનાશ્રી.

ભવપત્ની ભવાની માતા, પ્રણમુછું અનુદિન જી;
ગણપતિ સ્વામી સહિત હું તુને, પૂજું એકે મન જી. ૧
બીજી કાંઇ નથી રે વાંચ્છના, માગું એ વરદાન જી;
પિયુ મારે થાજો પુરૂષોત્તમ, ભાવ ધરી ભગવાન જી. ૨
એ મંત્ર ભણીને ગંધ ધૂપ, જળ અક્ષત કુસુમનો હાર જી;
ભૂષણ વસ્ત્ર દીપ બલિ, નૈવેદ્ય નાના દે સારજી. ૩
સૌભાગ્યવતી વધૂની, પૂજા વિધિશું કીધી જી;
તિલક કરી તાંદુળ ચોઢી, તેણીએ આશિષ દીધી જી. ૪
પ્રેમે શ્રીફળ ફોફળ આપ્યાં, કંઠે સૂત્ર તાંબૂલ જી;
આશિષ દ્વિજપત્નીએ આપી, સુખ પામવા મૂળ જી. ૫
મુનિવ્રત મે'લીને ચાલી, દેવસદનથી બાહાર જી;
દાસીનો કર કરમાં ગ્રહીને, રત્નમુદ્રિકા સાર જી. ૬
શ્યામા અતિ સુંદર દેહ દીસે, જાણે દેવની માયા જી;
કટિમેખળા મણિમય ખળકે, ઝળકે કોમળ કાયા જી. ૭
ચંચલ નયન ચારૂ ચમકતાં, કુંડળ ઝળકે કાન જી;
કુચઅંકુર પ્રગટ્યા પ્રેમદાને, મોહે સર્વ રાજાન જી. ૮

---

૩૪ સદન–ઘર–દેવળમાં.

૩ નાના–અનેક પ્રકારનાં. ૮ ચારૂ–સુંદર.

બિંબ અધરપર દંત ઝબૂકે, મંદસ્મિત તે કરતી જી;
હંસગામિની નેપૂર ઝમકે, મુનિજનનાં મન હરતી જી. ૯
ચારૂ ચુંદડી ઉપર ઓઢી, ચંપા કુસુમને ચટકે જી;
ઉંબરથી આઘી નવિ ચાલે, લાલ ગતિ અતિ લટકે જી. ૧૦
જાત્રા મિષે માનિનીએ કીધી, શોભા સબળ સજાઇ જી;
યાદવજી આવે તો જોયે, મારી જે ચતુરાઈ જી. ૧૧
મહીપતિ દેખીને મોહ પામ્યા, ઊભાર્થી અડવડિયા જી;
ગજ રથ અશ્વથકી તે અળવે, મૂઢ થઇને પડિયા જી. ૧૨
ચોહોદિશે ચંચલ નયની નિરખે, પૃથ્વીપતિ બહુ પેખે જી;
ફેરા ઉફરા કરી નિહાળે, દામોદર નવિ દેખે જી. ૧૩
દેરા આગળ ઊભી અબળા, અવર બહુ છે નારી જી;
જાણે જે જો રથ આગળ જાઇશ, તો ઘેરી જાશે એસારી જી. ૧૪
નગર માંહે પેઠા પૂઠે, શીપેરે કેશવ કરશે જી;
હવણાં આવી શકે તો આવે, પછે કેઇ પેરે હરશે જી. ૧૫
ભય ત્રાસિત હરણીની પેરે, ચોહોદિશે નિહાળે જી;
માતા કહે બાઇજી હીંડો, આંસુ નયણે ઢાળે જી. ૧૬
મુખ મોડે કાંઈ મિષ કરે, પણ છાંડે નહિ તે ઘાટ જી;
ભાલણપ્રભુ રઘુનાથતણો, ત્યાં ઊભી જોયે વાટ જી. ૧૭

## પદ ૭ મું.

### રાગ ગોડી.

નિસાસા મેલે મૃગનયણી, અંતરગતિ વિમાસે જી;
ભૂરપણે હું કાંઈ ન ચેતી, વિપ્ર મોકલ્યો વાંસે જી. ૧

---

૯ મંદસ્મિત–થોડું હાસ્ય. ૧૦ ચંપા ઇ૦–ચંપાના ફુલના જેવી ચટકવાળી. ૧૩ ઉફરા–ઊંચા.

નગર ઢૂંકડા આવ્યા નરહરિ, કાંઇ એક પડિયા સાંસે જી;
પરમ પુરૂષ તે ક્યમ પધારે, અબળાકેરે હાંસે જી. ૨
હાં હરિ ના આવ્યા હો, આંહાં મળિયા રાય ને રાણા જી;
જ્યમ ગજપતિનો સાદ સાંભળી, વૈકુંઠથી ઉજાણા. હાં હરિ૦ ૩
પ્રલ્હાદને કાજે તેં કીધો, સ્તંભ માંહે વાસ જી;
તે તો પાંચ વરસનો બાળક, સાચો જાણ્યો દાસ. હાં હરિ૦ ૪
ધ્રુવને નિશ્ચલપદ જે આપ્યું, એક મના તે જાણ્યો જી;
અબળામાટે અવગુણ મારો, અંતરગતિ તેં આણ્યો. હાં હરિ૦ ૫
ઇંદ્ર સાથે અન્યાય કીધો, તે તો ઉદ્ધારી અહલ્યા નારી જી;
મેં તો પાતક કર્યું નથી, શે ના'વ્યા દેવ મુરારિ. હાં હરિ૦ ૬
હવાણાં મુને ઘેર લેઇ જાશે, થાશે સંધ્યાકાળ જી;
વેરી વારો વેગે દેશે, કર ગ્રહશે શિશુપાળ. હાં હરિ૦ ૭
કંઠપાશ ઘાલું વિષ ખાઉં, કે પાવક માંહે પેસું જી;
ચરણતણી આણ જો, ચૈદ્ય પાસે જઇ બેસું. હાં હરિ૦ ૮
વધામણી શું જૂઠી ખાધી, વાડવે આવી વાહી જી;
પ્રાણ તજું પણ હું નવિ બેસું, શિશુપાળનો કર સાહી. હાં હરિ૦ ૯
અબળા ઉતાવળ કરે છે, ચાલે નહિ મુજ ચરણ જી;
આણી વેળા શું નહિ આવે, અળવે અશરણશરણ. હાં હરિ૦ ૧૦
અથવા શું બહુ યોદ્ધા દેખી, બીન્યા દીનદયાળ જી;
કેઇ માત્ર તે કેસરી આગળ, કોટિ મળ્યાં શૃગાલ. હાં હરિ૦ ૧૧
ક્યાં શિશુપાળ મંદમતિ માનુષ્ય, ક્યાં એ શ્રીરણછોડ જી;
તુલસીમંજર શી પેર થાયે, જો વાવે વિજયા છોડ. હાં હરિ૦ ૧૨

---

૩ ઉજાણા—એકદમ ચાલી આવ્યા. ૫ એક મનાં—એક મનનો. ૮ કં-ઠ પાશ—ગળે ફાંસો.

૧૦ અળવે—માંડમાંડ.

એણીપેર વીમાસણ કરતાં, ફરક્યું વામ લોચન જી;
સ્થિર મન રાખી કરે વિનતિ, એવું કહી વચન. હાં હરિ૦ ૧૩
જો મેં પુણ્ય કર્યું હોય કાંઇએ, દીધું હોયે જો દાન જી;
તો ભાલણપ્રભુ શ્રીરામ આવજો, સત્વર શ્રીભગવાન. હાં હરિ૦ ૧૪

## પદ ૮ મું.

### રાગ ધન્યાશ્રી.

આરત કરતાં અતિ ઘણી રે, આવ્યા શ્રીગોપાળ;
રથે બેઠા રળિયામણા રે, દીઠા દીનદયાળ. ૧

### ઢાળ.

દયાળ આવ્યા દીપતા, તવ પડ્યું અતિ ભંગાણ;
રાજા સહુ ઝાંખા થયા, જાણે દેહમાં નહિ પ્રાણ. ૨
ગર્વ આણે બાણ તાણે, જાણે હરિ હરશે સહી;
આપ વખાણે આણે ટાણે, મૂકાવે તે કો નહિ. ૩
શામા સરશાં નયણે નિરખી, હૈયે હરખે અતિ ઘણું;
દયાળ આવ્યા મન ભાવ્યા, લાવ્યા સૈન્ય તે આપણું. ૪
મને વે'શે દાટ દેશે, લેશે હેલામાં હરી;
જેહ મળિયા ભૂપ બળિયા, થયા ગળિયા મતિ ખરી. ૫
જે દીઠે સ્વામી દુઃખ વામી, સુખ પામી સુંદરી;
તે ક્યમ કહીએ પાર ન લહીએ, જો વદિયે શત જિહ્વાએ કરી. ૬
હવે આધી ચાલું પાણિ ઝાલું, દેહી આલું નાથને;
લાજ મેલું રસે રેલું, એ મલણ છેલું સાથને. ૭
શિશુપાળ સાલે આધી ચાલે, ઝાલે કર સહિયરતણો;
પગલાં ભરતી સાન કરતી, નેહ ધરતી અતિ ઘણો. ૮

---

૫ ખરી–ખરી પડી–નાશ પામી.

નયણે મળિયાં મન મળિયાં, વળિયાં પાછાં કયમ રહે;
દયા કીજે આવી લીજે, બીજો તે કર કયમ ગ્રહે. ૯
રથે બેસવા ચાલી, કુંવરી કાલી, આવી ઝાલી કામિની;
ગ્રહી નારી રથે બેસારી, પ્રેમ ભારી ભામિની. ૧૦
સામું જોઇ રહ્યા રોઈ, અવર જે રાજન;
હરિ સમુદ્ર માંહે થયા તે, ઉદક બહુ સમાન. ૧૧
મધ્યે મહીપતિ કેડે ને, પીતાંબર પળાય;
શિયાળકેરા યૂથ માંહેથી, સિંહ લઇને જાય. ૧૨

## પદ ૯ મું.

### રાગ સામેરી.

રૂક્મિણીને રથે બેસારી, સાંચર્યા જ્યારે સ્વામ;
વેગે લઇને વાહિની, પરવરે પૂઠે રામ. ૧
હરિ જાતા જોઇ યાદવ, વદે જરાસંધ;
અરે કોણે દીઠો નહિ, મોહે થયા શું અંધ. ૨
રૂક્મિણીને લઇ જાતાં, ચોધ લાગી ગાળ;
ધિઃક આયુધ આપણાં, જે બળ રહ્યું નહિ બાળ. ૩
નગરજન જોવા મળ્યા, તે વદે વાણી લોક;
શણગાર શિશુપાળે કર્યા, તે થયા સઘળા ફોક. ૪
માંઢળ છોડો કરથકી, ને ઢાંકો એના હાથ;
ડાઢીનું પાણી રહ્યું, જે આવ્યા વૈકુંઠનાથ. ૫
વિધાતા વરાંશ્યો નહિ, ચતુરાઇ એની ઘણી;

---

૧૧ હરિ ઈ૦—હરિરૂપી સમુદ્રમાં બીજા રાજાઓ ઉદક (જળ) જેવા થયા. અર્થાત્ તેની મોટાઇમાં દબાઈ ગયા !

૧ વાહિની-સેના. ૫ ડાઢીનું પાણી—ભીમકનો ટેક.

વર વિઠ્ઠલજી ભલા, ને રાજકન્યા રૂક્મિણી. ૬
જુઓ મુખ શિશુપાળનું, નયણે વહે છે નીર;
કઠણ હૈયું એહનું, જે પ્રાણ ધરે શરીર. ૭
અપમાન પાખે મરણ વારૂ, જેહને હોયે સાન;
પરણ્યા વિના ક્યમ ઘેર જાશે, જે લેઈ આવ્યો જાન. ૮
સહુ શ્રવણે સાંભળે, જે કહે કઠિન વચન;
સાહ્ય કરવા સોંઢિયા, જે ભૂપકેરા તન. ૯
મૂછ મરડે દાંત ઘરડે, હોઠ કરડે હઠિ ચઢે;
ગાળ દેતા મને વેહેતા, આયુધ લેતા અડવડે. ૧૦
અશ્વ ચઢતા ઢળી પડતા, કો આખડતા અડવડે;
વેગે પળાઓ વીર ધાઓ, મળી જાઓ ઉચ્ચરે. ૧૧
ધર ધૂતારો વેગે મારો, ઝાલો ત્યાં એ મૂઢને;
રખે રસળો જાયે કુશળો, મહી જે મસળો પ્રૌઢને. ૧૨
મને કૂડે અશ્વ રૂડે, રેણું ઊડે ખુરતાણી;
તે ચોધ બૂકે હોઠ સૂકે, તીર રૂકે હરિ ભણી. ૧૩
મુશળધારી મતિ વિચારી, સેન સારીને રહ્યો;
બીક ટાળી વ્યૂહવાળી, બિર્દ પાળી નિર્વહ્યો. ૧૪
વીર તરસે બાણ વરસે, સહુ સરસે શ્રમ કરે;

---

૬ વરાંસ્યો નહિ—વિસ્મય થયો નહિ-શું કરવું એવી ચિંતામાં પડ્યો નહિ. ૮ અપમાન પાખે-અપમાન કરતાં.

૧૦ દાંત ઘરડે-દાંત પીસે. મને વેહેતા—મને ચગડોળ ચઢેલા એવા.

૧૨ ધર-મૂળથી. મહી-ભૂમિ ઉપર જે પ્રૌઢ છે તેને મસળો.

૧૩ ખુર-ઘોડાની ખરીઓ. રૂકે-રોકે (?). ૧૪ મુશળધારી-બળરામ. નિર્વહ્યો-પણ પાળ્યું.

રંથે રામા વળી વામા, શ્યામા જળ નયણે ભરે. ૧૫
પ્રીતિ રાખે કૃષ્ણ પાખે, સૂત્ર દાખે આપણું;
ભય મ ધરશો એહ મ વરશો, મોદ ધરશો હું હણું. ૧૬
માંહોમાંહે કે' હળે હાંકે, પ્રહાર પાંકે પડવડે;
વીર નિવારે મૂશળ મારે, દેહ હાલે ચડવડે. ૧૭
પ્રહાર સાલે રૂધિર ચાલે, વીર ઝાલે શીશને;
યોધ બળિયા ભૂમિ ઢળિયા, બાણે બળિયા ઈશિને. ૧૮
થયા ખોડા પડચા ઘોડા, કર્યા ખોડા હળધરે;
ઉંટ નાસે પ્રહાર ત્રાસે, પેર પાસે શી કરે. ૧૯
શૂર સાથી હણ્યા હાથી, ભરે ભાથી બાણની;
ભીડ ભારી મહી સારી, પાગ પસારી પ્રાણની. ૨૦
કુંડળ ઝળકે મુકુટ ચળકે, ભૂપ સળકે યોધ્ધને;
ભૂપ ભાગે બાણ વાગે, ઝાળ લાગે ક્રોધને. ૨૧
મગધ માઠો નેટ નાઠો, ઘણું ગાઠો હો હઠી;
નયણ સૂણે કોટ ધૂણે, વૈર પૂણે મતિ મઠી. ૨૨
શિશુપાળ રોયે નીચું જોયે, નેત્ર ચૂએ ચાલતાં;
કાંઇ ન સૂઝે બાપ બૂઝે, કો ન ઝૂઝે ઝાલતાં. ૨૩
ભલા ભડિયા હાથી ચઢિયા, પડ્યા સઘળા જાણિયા;

---

૧૫ સરસે—એક બીજાથી સરસ થવાની ઈચ્છાથી. ૧૬ પ્રીતિ ઈ૦–કૃષ્ણ પાખે-પક્ષે જે યોધા હતા તે પોતાનું સૂત્ર-સારૂં દેખાડીને (યુદ્ધમાં) પ્રીતિ રાખતા હતા. મોદ ઈ૦—હું તેમને હણું ત્યારે તમે મોદ. ( હર્ષ ) ધરશો.

૧૭ પાંકે—તાકે-આગળથી ધારે. પડવડે-પડે ( ? ) ચડવડે-ચરભડે.

૨૦ મહી ઈ૦—સારી ( બધી ) મહી ઉપર પ્રાણની પાગ પસારી-પ્રાણ વેરી નાખ્યા.

૨૨ સૂણે-સૂજી જાય. પૂણે-દુઃખ દે. મઠી-માઠી કે મથી.

રણે ગાયા અને દ્રાયા, રોચે ધાયા માનિયા. ૨૪
શિશુપાળની જ્યમ શ્રી હરિ, ત્યમ કરે બેઠા રૂદન;
જરાસંધને વિદૂરથ, દંતવક્ર વદે વચન. ૨૫
શોક કરવો નવિ ઘટે, સમરથ તું ભૂપાળ;
સુખ દુ:ખ વશ નહિ આપણે, એ કરે છે સર્વ કાળ. ૨૬
ઘોડિયાને વશ વર્તે, કાષ્ટની જ્યમ પૂતળી;
ત્યમ જીવ વશ ઈશ્વરતણે છે, નિર્બળ થાયે અતિ બળી. ૨૭
ત્રેવીસ અક્ષૌહિણી સહિત, ભાગ્યો હું (એ આગળ) સત્તરવાર;
એકવાર પાછળ જીતિયો, પણ દુ:ખ નહિ લગાર. ૨૮
હાર્યાનું દુ:ખ ના'ણીએ, વળી સમો આવે વાળિયે;
શું કીજે સહુ કર્યા પ્રાજે, આજ એ ગોવાળિયે. ૨૯
વીર ઊઠી ઘેર જાઓ, ધીરજ મન માંહે ધરો;
આપણ એને જીતશું, જ્યારે દૈવ થાશે પાધરો. ૩૦
પ્રતિબોધ એવો સાંભળી, શિશુપાળ ચાલ્યો ઘેર;
રાજા રણમાં ઊગર્યા તે, ચાલ્યા પેરે પેર.

## પદ ૧૦ મું.

### રાગ આશાવરી.

રૂકમૈયો રીસે ભર્યો, દૈવ તેં ઝાંખો કર્યો;
નગર બાહેર તે નીસર્યો. ૧

### ઢાળ.

ઉતાવળો તે નીસર્યો, સર્વ રાજા પ્રત્યે ઊચરે;

---

૨૪ ગાયા—ગયા. દ્રાયા—ધરાયા. ૨૫ શિશુપાળ ઈ૦—શિશુપાળની જેમ શ્રી (લક્ષ્મી) હરાઈ હોય તેમ તે બેઠો બેઠો રડવા લાગ્યો! ૨૭ ઘોડિયો—બાજીગર. પાખે—પક્ષમાં.

સાંભળતાં સર્વ ભૂપને, તે પ્રતિજ્ઞા એવી કરે. ૨
કૃષ્ણને જીત્યા વિના, લાવ્યા વિના તે રૂક્મિણી;
કુંદનપુર પેસું નહિ હો, પ્રતિજ્ઞા એ અમતણી. ૩
બેશી રથે કહે સારથીને, અશ્વ વેગે ખેડ હો;
ભાંજુ જઈ ભરવાડને, લ્યો કૃષ્ણકેરી કેડ હો. ૪
મૂઢ મહિમા જાણે નહિ, ગોવિંદને દે ગાળ;
ઊભો રહે આહીર તું, પ્રતિજ્ઞા એ પાળ. ૫
એક રથશું આવિયો, ત્રણ મેલ્યાં બાણ;
તિષ્ટ કહે યદુકુળદુષ્ટ, કિમ જાણ્યું બળ પ્રાણ. ૬
કાગની પેરે બેન મારી, હરીને જાઇશ ક્યાંહાં;
આજ મદ મદાંધમાં, હું ગર્વ ઉતારૂં યાંહાં. ૭
બાણે માર્યો માહરે, મહીએ ન સૂએ જ્યાંહી;
મેલ ભગિની માહરી, ઉતાવળો તું આંહી. ૮
હશીને હરિ બાણ મેલી, છેદિયું તેહનું ચાપ;
બાણ છનો પ્રહાર કીધો, રૂકમૈયાને આપ. ૯
ધનુષ્ય બીજું કર ધરી, ને મેલ્યાં બાણ અઢાર;
આઠ મૂકયાં અશ્વ ચોને, સૂતને બે પ્રહાર. ૧૦
ત્રણ શર ધ્વજ ઉપરે, પરબ્રહ્મને પાંચ;
તે હણીને અતિ હરખિયો, શાળક જોઈ સાંચ. ૧૧
પ્રહાર તેના ચાળવી, વળી ધનુષ્ય છેદ્યું હાથ;
અન્ય ત્યાં ઉતાવળું, રૂકમૈયે લીધું હાથ. ૧૨
તેહ કૃષ્ણે છેદિયું, વળી ફરી લીધું પ્રૌઢ;
બાણ મેલી છેદિયું, તત્કાળ ગરૂડારૂઢ. ૧૩

---

૬ તિષ્ટ !—ઊભો રહે. યદુકુળ દુષ્ટ !—યાદવ કુળમાં દુષ્ટ ! કૃષ્ણ ! ૭ આજ ઇ૦—આજ મદાંધમાં મદ ભરાયો છે, પણ તે ગર્વ હું અહીં ઉતારૂં છું.
૧૧ શાળક—સાળો.

પાણિ ફરશી ધરી પાપી, પ્રહાર મેલે જેટલે;
અચ્યુતે એક બાણ મેલી, છેદિયું તે તેટલે. ૧૪
કરી કોપને કર ધરે, રૂકમૈયો જ્યારે શૂલ;
બાણ મેલી છેદિયું, જેમ અર્કકેરૂં તૂલ. ૧૫
ખડ્ગ ખાંડું ખેવ લઈ, ધર્યો ત્યારે ધીર;
વાસુદેવે તેહ છેદ્યું, એક મેલી તીર. ૧૬
રૂકિમણી ચિંતા કરે, રખે પિયુને વાગે ઘાત;
વળી જાણે રખે મારે, કૃષ્ણજી મુજ ભ્રાત. ૧૭
આયુધ છેદ શ્રીહરિ, જે ગ્રહે કરમાં યોધ;
રથથકી તવ ઉતર્યો, રૂકમૈયો કરતો ક્રોધ. ૧૮
ખડ્ગ લેઈ મારવાને, કૃષ્ણ પૂઠે ધાય;
પતંગ જ્યમ દીપક ભણી, ક્રોધ કરી પળાય. ૧૯
બાણ મેલી કહ્યું કૃષ્ણે, અસિતલ તિલમાત્ર;
ધનુષ્ય ચર્મ તે છેદિયાં, રીસે ભર્યાં અતિ ગાત્ર. ૨૦
ઊતર્યા હરિ ખડ્ગ લઇને, મને અતિ આણી રીસ;
વડી વારનો વીર વઢતો, હવે છેદું શીશ. ૨૧

## પદ ૧૧ મું.

### રાગ ધન્યાશ્રી.

હરિણનયણીએ હરજી દીઠા, ખડ્ગ ધરીને ધાતા જી;
ભાઈ ઉપર રીસે ભરાણા, રંગે દીસે રાતા જી. ૧
મનમાં જાણે હવણાં મારૂ, દેખી ક્રોધે ભરાતા જી;
ચિત્ત ચિંતવે તો શું કીજે, વિપરીત થયો વિધાતા જી. ૨

---

૧૫ તૂલ–તૂર. ૨૦ અસિતલ–તરવારનું પૃષ્ઠ.

ત્રાહિ ત્રાહિ સ્વામી જુગજીવન, ભુંડો પણ એ ભ્રાતા જી;
અપયશ મારે માથે કહેશે, લોક આવતા જાતા જી. ૩
આવી પતિને ચરણે લાગી, એણી પેર બોલે વાણી જી;
એ તો તમને કયમ ઓળખે, અતિ મૂરખ છે પ્રાણી જી. ૪
હું માટે મે'લો જીવતો, સગો શાળક જાણી જી;
યોગેશ્વર તું દેવ છાં, સમરથ શારંગપાણિ જી. ૫
દીનાનાથ હું કહી ન શકું, વાત કાંઇએ તાણી જી.
* * * * * * ૬
વાયે કેળતણી પેરે ધ્રુજે, શ્યામાતણું શરીર જી;
મુખ સૂકે માનિનીકેરૂં, નયણે ચાલે નીર જી. ૭
કંઠથકી ત્યાં માળા ત્રૂટે, છૂટે કટિથી ચીરજી;
ગદગદ કંઠે બોલી ન શકે, દેખી દામણો વીર જી. ૮
કરૂણા આણી સંવર્યું, ધરણીધર થઈ ધીર જી.
* * * * * * ૯
પીતાંબરે ત્યાં લઇને બાંધ્યો, ગાંઠ પાડીને ગાઢી જી;
સુંદરી સામું રહી રહી જોયે, વેગે છુરિકા કાઢી જી. ૧૦
પાપીને ઝાલીને મૂડયાં, મસ્તક મૂછ ને દાઢી જી;
વિનતા વચન કહી તે ન શકે, ભયભીત છે ટાઢી જી. ૧૧
એવે સમે ભૂપતિને ભાંજી, આવ્યા ત્યાં બળદેવજી;
રૂકમૈયાને બાંધ્યો જોઈ, જાણી સગાની સેવ જી. ૧૨
પાસ આવીને ત્યાં છોડયો, હળધરજીએ બેવ જી;
કોટિ ઉપાયે તો નવિ જાયે, જેહને જેવી ટેવ જી. ૧૩

---

૯ સંવર્યું—પાછું ખેંચી લીધું (ખડ્ગ). ૧૦ છુરિકા—પાળી—નાની તરવાર.

કર્યાં આપણાં સહુ ભોગવે, પૂર્વ કર્મને ખેવ જી;
* * * * ૧૪
આદિપુરૂષને અગ્ર કહે છે, એવું કામ ન કીજે જી;
સાચો સગો થયો આપણો, અપમાન તેને ન દીજે જી. ૧૫
મુંડણ પાખે મરણ તે વારૂ, વહુઅર મનમાં ખીજે જી;
અનેક જો અપરાધ કરે તો, આપણ ત્યાં સહી લીજે જી. ૧૬
બંધન છોડયું ને બળિયો, નીચું રહ્યો નિહાળી જી;
આગળ ઊભી આંસુ ઢાળે, કન્યા અબળા બાળી જી. ૧૭
હળધર કહે છે દુઃખ ન કીજે, લીજે મનમાં વાળી જી;
તેં બાપનું કહ્યું ન કીધું, બુદ્ધિ કરી અતિ બાળી જી. ૧૮
ભીમકરાયે પેહેલું ભાખ્યું, વર રૂડો વનમાળી જી;
વિધાતાએ જે લખ્યું તે, કોણ શકે ત્યાં ટાળી જી. ૧૯
આતાજી તમે ઘેર પધારો, વેગે ત્યાં તમે ધાઈ જી;
દ્વારાવતીએ લેઈ આવો, વિવાહતણી સજાઈ જી. ૨૦
એ તો ગાંઠ પડી પટોળે, સાચી થઈ સગાઈ જી;
તારે માથે ભાર સઘળો, તું વડો છાં ભાઈ જી. ૨૧
હવે તો હરખીને દીજે, અન્યો અન્યે સાંઇ જી;
* * * ૨૨
વચન સુણી નિસાસા મે'લે, મન માંહિ અતિ બળિયો જી;
શૂર સાથ કોયે ન દીસે, પેહેલું નાશી પળિયો જી. ૨૩

## પદ ૧૨ મું.

### રાગ ગોડી.

રૂક્મિણી પ્રત્યે રામ કહે છે, શ્યામા ન કીજે શોક જી;

---

૧૬ પાખે-કરતાં-થી. વારૂ-સારૂં. ૨૦ આતાજી-દાદા. મતલબ કે બાપુ -ભાઇ.

દૈવતણે વશથી પામે છે, સુખ દુઃખ સઘળા લોક.
બાઇ દુઃખ ન કીજે. ૧
ક્ષત્રીનો ધર્મ કર્યો વિધાતા, અતિશે ઘોર વ્યવહાર જી;
ભાઇ ભાઇની લાજ ન રાખે, રણે રહ્યા કરે મહાર.
બાઈ દુઃખ ન કીજે. ૨

## ચોપાઈ.

એવું વીમાસી તેણે ઠામ, વાશ્યું ગામ ભૂજ કહી નામ;
રોષ સર્વે મન માંહે ગ્રહ્યો, તેણે સ્થાનક વાસે રહ્યો. ૩
લેઇ સૈન્ય ને શ્રીભગવાન, વેગે ત્યાં આવ્યા નિજ સ્થાન;
વધામણિયા વેગે જાય, જીતી આવ્યા જાદવરાય. ૪
માતા આપો વધામણી, કૃષ્ણજી લઈ આવ્યા રૂકિમણી;
નગર લોક જોવાને પળ્યા, સગા સહુકો આવી મળ્યા. ૫
અતિ ઉચ્છવ શેરી છંટાય, ધ્વજા તોરણ ઘેર હાટ બંધાય;
મંડપરચના મારગ થાય, બંદીજન માગધ ગુણ ગાય. ૬
કામિની જોવા મેડે ચઢે, એક ઉજાયે ને આખડે;
એક કહે જુઓ કામિની, રથ ઉપર બેઠાં ભામિની. ૭
એક વધાવે મોતી લાજ, ભલે પધાર્યા શ્રીમહારાજ;
જન્મ સફળ થયો તે આજ, દર્શને સઘળાં સિધ્યાં કાજ. ૮
એક કહે બાઈ જુગતી જોડ, શ્યામા સુંદર વર રણછોડ;
એક કહે ક્યાં ગયો શિશુપાળ, મીઢળ પાણિ રહી વરમાળ. ૯
એવી લોકે વાણી ઉચ્ચરી, સાંભળતા જાયે શ્રીહરિ;
મંદિર આવી તેડયા મુન્ય, જોયો લગનતણો શુભ દિન. ૧૦
વિવાહ વિધિશુ મંગળ કરી, સગા સહુને કંકોતરી;
મન માને આવ્યા ભૂપાળ, ઉતારા આપ્યા સુવિશાળ. ૧૧

---

૮ લાજ–લાજા–ડાંગરની ધાણી.

ભીમક રાજાએ અતિ ઘણી, વેગે મોકલી પેરામણી;
સેવક લઈ આવ્યા ત્યાં જેહ, માન દઈ ઉતાર્યા તેહ. ૧૨
બેઠા પાટ ત્રિભુવનધણી, શેષ ભરે દેવકી રોહણી;
મંગળ સ્નાન કરી શૃંગાર, વર બેસાર્યા જગદાધાર. ૧૩
કન્યામંદિર કર્યું છે જ્યાંહાં, અશ્વ ચઢી હરિ આવ્યા ત્યાંહાં;
મારગ કહે લોક વિચાર, તોરણે જાશે દેવ મુરાર. ૧૪
હરિને કોણ લેશે કાંચળી, સાળી વિના મુખ મનની રળી;
ગ્રહી નાસિકા કોણ તાણશે, સાસુ વિના મંડપ આણશે. ૧૫
મારગ માંહે હરિ સાંચરે, કથા લોકની શ્રવણે ધરે;
આવ્યા તોરણિ કરે આચાર, બ્રાહ્મણ વેદ ભણે છે ચાર. ૧૬

## પદ ૧૩ મું.

### રાગ દેશાખ.

અપ્સરા નાચે ગુણીજન ગાય, બંદીજન જશ શબ્દ બોલાય;
ગર્ગાચાર્ય ગુરૂ તેડાવ્યા, હસતા હસતા મંદિર આવ્યા. ૧
જાતિકર્મ ત્યહાં નવિ જાણ્યું, બાંધવ બેહુનું કહી તાણ્યું;
નામ કર્મ મેં કીધું છાનું, નંદતણે ઘેર લખિયું પાનું. ૨
આજ ભલે એ ઉચ્છવ આવ્યો, હું તો માનુષ્યને ભવ ફાવ્યો;
વિવાહ વિધિશું કરી પરણાવે, સેવક ભીમકના તે આવે. ૩
સુંદર તે ત્યાં બાંધી ચોરી, જાણે વસંત વનસ્પતિ મોરી;
લાજા હોમ તે ત્યહાં કરાયે, માનિનીઓ તે મંગળ ગાયે. ૪
ચરણ ગ્રહવા કોણ થાશે સાળો, રૂકમૈયો તે થઈ ગયો કાળો;
સાસુ પીરસે જો કંસાર, નાવે ભીમકની ત્યાં નાર. ૫

---

૧૫ લેશે કાંચળી—સાળી કાંચળી લુએ એવો સંપ્રદાય કેટલાકમાં છે.
૪ મોરી—મોહોરવાળી થઈ.

રૂકિમણી કોળિયડો કરી સાહે, વારે વારે હરિને વાહે;
વિઠ્ઠલ વદન વિકાસે ખેવ, ગગન રહ્યા હસે સર્વ દેવ. ૬
હરિની માનુષ્યલીલા નિરખે, ઇંદ્રાદિક મન માંહે હરખે;
જ્યમ સીતાને પરણ્યા રામ, રૂકિમણીને સુંદરશ્યામ. ૭
એણી પેરે ઉચ્છવ કીધો, સકળ લોકને હરખજ દીધો.

## પદ ૧૪ મું.

### રાગ દેશાખ.

એણી પેરે આનંદ ઉચ્છવ રંગ રે;
અંગેને ઉલટ અતિ ઘણો રે. ૧

### ઢાળ.

અંગે ઉલટ અતિ ઘણો, પરણિયા વિશ્વાવાસ;
દ્વારકા નરનારીને મન, ઉપજ્યો અતિ ઉલ્લાસ. ૨
ભીમકના સેવક વળાવ્યા, ને વળાવ્યા સર્વ ભૂપતિ;
રૂકમૈએ ત્યાં કૃષ્ણ ઉપર, કરી પાછલી મતિ. ૩
રૂકિમણી આનંદ પામી, અને કૃષ્ણ ભરતાર;
સકળ ગુણ પૂરણ હવા, તેણે સફળ થયો અવતાર. ૪
હરિકથા જે સાંભળે, તેનાં પાતક જાય;
મન મનોરથ જે કરે, તે સકળ પૂરણ થાય. ૫
ગાન કરે જે પ્રેમશું, એ કૃષ્ણવિવાહ દાસ;
સુખ પામે સંસારનાં, અંતે વૈકુંઠ વાસ. ૬
કૃષ્ણવિવાહ કહી કથા, આણી આનંદ મન;
પ્રેમ ભરી જે સાંભળશે, તે હશે હરિનો જન. ૭

---

૨ વિશ્વાવાસ—વિશ્વના સ્થાનરૂપ. ૩ પાછલી મતિ—પાછળ બુદ્ધિ.

ભોળે ભાવે ભાખીએ, કૃષ્ણલીલા ગાન;
ભાલણપ્રભુ રઘુનાથજી, ભાવે આણી અંતર ધ્યાન. ૮
કહી કથા ભાગવતની, કાંઇ અન્ય પુરાણ;
ભણે ભાલણ ભક્તિ ભાવે, સ્તવ્યા શારંગપાણ. ૯

---

# નળાખ્યાન.

## કડવું ૧ લું.

### રાગ ધનાશ્રીમેવાડો.

પર્વતજાને પરણ્યું પ્રીતે રે, નીલકંઠ નમન કરૂં;
ગણનાયક બુધ્ધદાયક રે, સિદ્ધિ બુદ્ધિ મનમાં ધરૂં. ૧

ઢાળ.

સિદ્ધિ બુદ્ધિ ધારી મનમાં, સમરૂં તેનો સ્વામી;
સિંદૂરારૂણ મોદ મોદક, નમું મંગળગામી. ૨
ફરશી કરમાં ધરાંછાં, વિપુલ દેવ પાવન;
ઉદર મોટે દીસાંછાં, સ્વરૂપે વામન. ૩
સેવંત્રાંની સોઈ સારી, ઘંટા ઝાલી પાણ;
મૂષકવાહન મલપતા છાં, વેદ ચારે વાણ. ૪
શુડાદંડ અખંડ અવિચળ, સેવક જન સાંઈ સદા;
કવિતા કરવા વિનવિ છિં, મન કરો દેવા મુદા. ૫

---

૧ પર્વતજા–પાર્વતી. નીલકંઠ—શિવ. ગણનાયક–ગણપતિ. સિદ્ધિ બુદ્ધિ ગણપતિની પત્નીઓ. ૨ સિંદૂરારૂણ–સિંદૂરવડે રાતો. મોદ–હર્ષ. મોદક–લાડુ. મંગળગામી–મંગળ કાર્યમાં જનાર.

૩ ધરાંછાં–ધરોછો. (આ કવિ વર્તમાન બીજા પુરૂષ બહુવચનનો એવો પ્રયોગ કરેછે. અને તે હજી નાગર લોકમાં ચાલે પણ છે.) વિપુલ–મોટા—સ્થૂળ. ૫ શુંડાદંડ—શુંડરૂપી દંડ. વિનવિ છિં–વીનવું છું.

વિધુવદની વિધાત્રી દેવી, વિધુવત શીતલ પ્રકાશ;
બ્રહ્મતનયા બ્રહ્મરૂપા, કરિં કૃપા નિજ દાસ. ૬
અંગ માંહે અંધકાર છિં, પ્રકટો અર્ક અનુપ;
ચાર નામથી ચતુરા તારિં, ચાર વાણીનાં કૂપ. ૭
અલ્પમતિ આઈ કાંઈ ન જાણું, ગુણ ગાવાની આશ;
દયાનિધિ દયા કરિયે, તો ગુણ ગાયે દાસ. ૮
સુરિનર મુનિવર જિ હુઆ, વંદુ તેના પાઈ;
છંદ પ્રબંધ હું કાંઈ ન જાણું, કરો કવિજન સાંઈ. ૯
રાગ ઢાળનું માપ ન જાણું, અહંબુદ્ધિ કવિની વસે;
અલંકારનો અક્ષર કેવો, જાણું નહિ હું નવ રસે. ૧૦
શારદા સંપૂર્ણ કરજો, કૃપા મુજપર આજ;
પુણ્યશ્લોકના ગુણ ગાવા, મતિ દિયો મહારાજ. ૧૧
યુધિષ્ઠિર અતિ દુઃખ પામ્યા, હવિ કરવું કિમ;
અર્જુન તો સ્વર્ગે ગયો, થાયે કેઈ વિધિ ક્ષિમ. ૧૨
મહાદુઃખ તો રાઈ પામે, બૃહદશ્વ ઋષિ બોલ્યા;
રાય દુઃખના મન માંહી, તાપસે તોલ તોલ્યા. ૧૩
રાય દુઃખ તું શાં ધરેછિં, પામ્યો દુઃખ જે નળ;
તારાથી તે અતિઘણું છિં, પુણ્યે વળી સબળ. ૧૪
ધર્મનંદન બોલિયા, મમ સમો દુઃખી કુણ;
બૃહદશ્વમુનિ ભાખઈ, નથી નિપન્યો ઉણ. ૧૫
નિષધ દેશનો રાઈ કા'વે, વીરસેન સુજાણ;

---

૬ બ્રહ્મતનયા—સરસ્વતી. ૭ તારિં-તારો. પરા, પશ્યંતી, મધ્યમા અને વૈખરી, એવી ચાર વાણીરૂપી કૂવામાંથી તમે તમારા ચાર નામવડે તારો. વિધાત્રી, બ્રહ્મતનયા, ભારતી, સરસ્વતી. એ ચાર નામ.

૧૩ તાપસે—બૃહદશ્વમુનિએ.

મહાપરાક્રમી તે હુતો, રાયજી ગુણનો જાણ. ૧૬
પુત્ર તેનો તત્વવેત્તા, નળ એવું નામ;
પુષ્કર સાથિ દ્યૂત રમિયો, હાર્યો સર્વે ગ્રામ. ૧૭
સ્ત્રી સહિત તિ વનમાં વસિયો, સાથે નહિ દ્વિજ વા રથ;
રાજા તમે પુણ્યશાળી, સાથિ વિપ્ર સમરથ. ૧૮
સાથિ કો સગું નહિ, મહાદુઃખ પામ્યો નળ;
ધર્મનંદન બોલિયા, વદો દ્યૂતનો છળ. ૧૯
વિસ્તારી મુનિજી સંભળાવો, નળતણું ચરિત્ર;
પુણ્યશ્લોકની કીર્ત્તિ સાંભળી, થઉં મુનિ પવિત્ર. ૨૦

## કડવું ૨ જું.

### રાગ દેશાખ.

બૃહદશ્વઋષિ બોલે રે, સુણો નળનાં ચરિત્ર;
રાજ્યબંધુ મળે તમને રે, મળે યદુપતિ મિત્ર. ૧

### ઢાળ.

મિત્ર યદુપતિ મળે રાજા, હવિ સુણો આખ્યાન;
કીર્ત્તિવંત બળવાન હરિશો, નળ નામે રાજાન. ૨
તેના ગુણ અમ્હિ કેઈ પેર ગાઈં, ઇંદ્ર જેવો મતિવાન;
તેજે તો તિ સૂર્ય સરિખો, પૃથ્વીપતિનું પામ્યો માન. ૩
બ્રાહ્મણને અતિ દાન દેતો, નામ હવું દાતાર;
દયાવાન નળરાય છિં, વેદનો પામ્યા પાર. ૪
શૂર સાચો તપસ્વી છિં, દ્યૂતવિદ્યા સમજિ પ્રાણ;

---

૧૭ પુષ્કર—નળનો ભાઈ.

૧ નળની કથા સાંભળવાનું ફળ કહેછેઃ રાજ્ય ઇ૰-તમને તમારૂં સ-જ્ય, બંધુ (અર્જુન) મળે;

સત્યવાદી સેનપતિ છિં, કો કરિ ગુણ વિખાણ. ૫
સ્વરૂપ સુંદર જોઇને, કામની વાધિ કામ;
ઉદાર મનનો રાયજી, જેવા રઘુવર રામ. ૬
શરણાંગતનું રક્ષણ કરતા, પુરૂષ છિં પુણ્યવાન;
ધનુષ્યધરમાં મનુ જેવો, નળરાજા બળવાન. ૭
કીર્ત્તિ વાધી દશ દિશામાં, નળ થયો પ્રકાશ;
વિદર્ભ દેશે રાય મોટો, પૂરે યાચકની આશ. ૮
રઘુનાથ કૃપાથી ગાઈ છિં, ભાલણ તિના ગુણ;
ગણપતિ ગુરૂની કૃપા હોઈ તો, ગ્રંથમાં રે' નહિ ન્યૂન. ૯

## કડવું ૩ જું.

### રાગ દેશાખ.

નળરાજા અતિ ભલો રે, વિદર્ભમાં રાય ભીમ;
શૂરવીર શાણો તેહ અતિ રે, તપ વ્રત ધારી નીમ. ૧

### ઢાળ.

નીમ ધારી ભીમ રાય છિં, સંતતી કામના મન;
સ્થિર ચિત્તે તે દ્વિજને સેવે, કરિ ભજન અનુદિન. ૨
ધર્મનંદન ! તિની પાસે, આવ્યા દમન મુનિ;
સૂર્ય ઉગ્યો એવી શોભા, કરિ વેદ શાસ્ત્રની ધૂનિ. ૩
અર્ધ્યપાદ્યે મુનિ પૂજ્યા, પત્ની સહિત રાજાન;
હાથ જોડી સન્મુખ ઊભો, જાણે જોઇએ વરદાન. ૪
મનનું હારદ મુનિ જાણઇ, વધા છિં વચન;
ઇચ્છા હોય તે માગિયે, બેસો તમિ આસન. ૫
રાય બેશી બોલિયા, મુનિ નહિ સંતાન;

૬ વાધિ–વધે.
૨ અનુદિન–નિત્ય.

વંઝદોષને ટાળિયે, ઈમ રાણી માગઈ માન. ૬
પ્રસન્ન થઈ વરદાન દીધું, ત્રણ પુત્ર થાશે સાર;
એક પુત્રી તારે થાશે, ગુણ રૂપનો ભંડાર. ૭
કેટલિ કાળે રાયને, સંતાન હુઆં ચાર;
દમયંતી દમ દાંત એ ત્રણ, દમન ચોથો ધાર. ૮
યુધિષ્ઠિર સુણ કથા તેની, પુત્રકેરી આજ;
રૂપ યૌવન રાજતી, યશ શોભા મહારાજ. ૯
ગુણવતી ગોરી ઘણું, અપાર મહિમા વાધ્યો;
અનુચરી શત સેવા કરતી, જોગ રૂપનો સાધ્યો. ૧૦
ઇંદ્રાણીથી અધિક ઓપે, દમયંતી ભીમકુંમારી;
આકાશરૂપી અનુચરી છે, વિધુતરૂપી બાળી. ૧૧
વિષ્ણુકેરી લક્ષ્મી જેવાં, નેત્રકમળ વિશાળ;
ભૃકુટિ ધનુષ્ય છે વાંકડું, વિપુલ પ્રકાશિત ભાળ. ૧૨
દેવ દાનવ યક્ષ કિન્નર, મનુષ્યમાં નર નાર;
દમયંતી છે અતિ મનોહર, ઉતારે સર્વનું વાર. ૧૩
દેવ જોઈ આનંદ પામઈ, એવી છિં દમયંતી;
ભાલણપ્રભુ રઘુનાથના, દમયંતી ગુણવંતી. ૧૪

### કડવું ૪ થું.

### રાગ ગોડી.

જસી દમયંતી રૂપાળી, તેવી નળની જોડી ભાળી;

---

૮ કેટલિ–કેટલે. દમયંતી ઈ૦–દમયંતી નામે એક પુત્રી અને દમ, દાંત, દમન, એ ત્રણ પુત્ર. ૯ પુત્રકેરી––પુત્રીકેરી. ૧૦ અનુચરી—દાસી.

૧૧ આકાશરૂપી––મેઘરૂપી. ( રૂપક ). ૧૨ વિપુલ—મોટું.

૧૩ વાર—પાણી. ૧૪ ભાલણ ઈ૦––પ્રભુ રઘુનાથના દાસ ભાલણ કહે છે.

નૃસિંહશું પ્રાક્રમ જાણ, ઉગ્યો જાણે નિષધ ભાણ. १
પૃથ્વીતળમાં નર નહિ એવો, પ્રજા કે' રાઈને સેવો;
કામદેવ હારે રૂપે, રાય પૃથ્વી માંહે અનુપે. २
એવાં બંને રૂપનાં રાશિ, જન વાત કરિં બેઉની પાસિ;
બંને નજરે નો'તાં મિલ્યાં, ગુણ સુણી મુખ થતાં વિ'લાં. ३
જાગ્યો પરસ્પરને કામ, બંને જપે અન્યોન્યનું નામ;
વાધિ નળને કામ અપાર, કરઈ દમયંતીનો વિચાર. ४
મન ભ્રમિત થયું જિ વાર, અંતઃપુર સાન્નિધ્ય ગયો સાર;
વાડી રમણિ પોતીકી હતી, કામ વાસના મન જાગતી. ५
એવિ દીઠો રમતો હંસ, જિનાં શિથિલ થયાં છિં અવતંસ;
ઘણા હંસ જોયા ભૂપે, ધર્યો એક રૂપ અનુપે. ६
પાગ્ની ભયને બોલ્યો તેહ, મુનિ હણશો મા નિઃદેહ;
કાંઈ કારજ કરશું તમારૂં, રાય માનો જો અમારૂં. ७
જાઉં દમયંતી પાસે હુંય, રાજા મનમાં રીઝે તુંય;
મોહની તેને લગાડું, કામ તારો તેને જગાડું. ८
કરૂં હવિ એવાં વિખાણ, બીજો પુરૂષ ન પરણે જાણ;
સુણી આનંદ પામ્યો રાય, હંસને આપી આજ્ઞાય. ९
હંસ ટોળે મળી ગયા, મન માંહી સુખી થયા;
વિદર્ભમાં ગયા જ્યાંહિ, નગરી ભીમકની છિં ત્યાંહિ. १०
ઉતર્યા નભચર હંસ, ઊભી નારી ધરી અવતંસ;
સખી સાથે ઊભી શ્યામા, ગયા હંસ તેણીના સામા. ११

---

५ સાન્નિધ્ય—પાસે. રમણિ—રમણીય. ६ અવતંસ—ઘરેણાં (પીછાં ?). ७ મુનિ—મને. ११ નભચર—આકાશમાં ફરનાર.

રામા દોડી ધરવા હંસ, પડતાં શિર કર્ણનાં અવતંસ;
સખી જેટલી તેટલા હંસ, કોઈ ઉડીને બેઠા વંશ. ૧૨
કોઈ સખી દોડતી પૂઠિ, કોઇ ઝલાય નહિ તિણે રૂઠી;
ગઇ દમયંતી હંસ સા'વા, તિ તો હંસ બોલ્યો બોલ આવા. ૧૩
વાણી મનુષ્યની જાત પંખી, બોલે ઊડતો કંઈક ઝંખી;
ભાલણપ્રભુ રઘુનાથકેરો, હાથ ન આવે ફરતાં ફેરો. ૧૪

## કડવું ૫ મું.

### રાગ સામેરી.

ઊડતાં બોલ્યો હંસ, શ્યામા સાંભળ રે;
દેશ નિષધ મુઝાર, છિં નરમણિ નળ રે. ૧
કામદેવ જેવું રૂપ, શ્યામા સાંભળ રે;
અશ્વિનીકુમાર શો અનુપ, છિં નરમણિ નળ રે. ૨
જિના જેવો નહિ કોઈ, શ્યામા સાંભળ રે;
ભાગ્યહીન તિ તજિ સોઈ, છિં નરમણિ નળ રે. ૩
માટે મારૂં નાર, શ્યામા સાંભળ રે;
કિજે નળ ભરતાર, છિં નરમણિ નળ રે. ૪
તું છિં હીરાની ખાણ, શ્યામા સાંભળ રે;
મિલવ્ય હીરે ગુણ જાણ, છિં નરમણિ નળ રે. ૫
થાયે રૂપ રંગ સફળ, શ્યામા સાંભળ રે;
જિનું અપાર છિં બળ, છિં નરમણિ નળ રે. ૬
અમિ જોયા દાનવ દેવ, શ્યામા સાંભળ રે;
ગંધર્વ મનુષ્ય મૂકી અહમેવ, છિં નરમણિ નળ રે. ૭
સર્પ વિદ્યાધર જાણ, શ્યામા સાંભળ રે;

---

૧૨ વંશ—વાંસ ઉપર કે વાંસા ઉપર.

કરે ઇનું વિખાણ, છિ નરમણિ નળ રે. ૮
નારી માત્રમાં તું ગુણવાન, શ્યામા સાંભળ રે;
તેવો નળ છિ રૂપવાન, છિ નરમણિ નળ રે. ૯
મિલિયા યોધ સમાન, શ્યામા સાંભળ રે;
રતિયુદ્ધ કરો બળવાન, છિ નરમણિ નળ રે. ૧૦
સર્વ વિશ્વ જોઇ સંગ્રામ, શ્યામા સાંભળ રે;
સુરતક્રીડામાં શોભો શ્યામ, છિ નરમણિ નળ રે. ૧૧
જાય બોલવા દમયંતી નાર, શ્યામા સાંભળ રે;
ભાલણપ્રભુ રામ રસાળ, છિ નરમણિ નળ રે. ૧૨

## કડવું ૬ ઠું.

### આદિ ઉમતાલ.

બોલી દમયંતી રાણી જી, હંસ સાંભળ મારી વાણી જી;
ગુણ નળના ગાયા જેવા જી, મારા તહીં જઈ કે'વા જી. ૧
જેવું બોલ્યા અમિને જી, તેવું કે'જે તમિને જી;
અંડજ ઊડી ચાલ્યા જ્યાંથી જી, વારૂ કહી ઊડ્યા ત્યાંથી. જી ૨
નિષધ દેશમાં ગયા તેહ જી, બેઠો નળ વિમાસે જેહ જી;
એવે આવ્યા ઊડતા હંસ જી, જાણે શબ્દ થાયે છિ વંશ જી. ૩
એવું ઊડવું સુણી રાય જી, બા'ર નિસરી જોવા જાય જી;
હંસ રાઇને જોઈ ભાખિ જી, તારી વાત રાજા દાખિ જી. ૪
પામી આનંદ નારી જી, ગુણ તમારા ગાયા ભારી જી;
રામા બોલી બોલો જેવું જી, મારૂં રૂપ કો' તહિં તેવું જી. ૫
અમિ બીજાને નવિ વરૂં જી, અન્ય પુરૂષે મન ના કરૂં જી;

---

૮ વિદ્યાધર—એ જાતના દેવ. ૧૦ યોધ—રતિયુદ્ધ કરનારા.
૨ તમિને–તેમને. અંડજ–પક્ષી. ૩ વંશ–વાંસ કે વાંસળીનો.

રાયે કરવું તિમ જી, રાખવો હૃદયે નીમ જી. ૬
એમ કહીને હંસ ઊડયા જી, રાય નારીના વેણમાં બૂડયા જી;
રીઝે ભાલણપ્રભુ રઘુનાથ જી, ઝાલે દમયંતી નળનો હાથ જી. ૭

## કડવું ૭ મું.

### રાગ ધનાશ્રી.

હે યુધિષ્ઠિર સુણ રાય જી, દમયંતીના દિન ન જાય જી;
હંસ ભાખિ જ્યારથી વચન રે. ૧

### ઢાળ.

વચન હંસનાં સાંભળીને, દમયંતી મન ચિંતા કરિ;
ચિંતવન નળરાજાતણું, નયણે જળ નારી ભરિ. ૨
ચિંતાગ્રસ્ત દીન દશી, પીળી પડી છિં રાણી;
કૃશતનુ ઉશ્વાસ લેતી, ઉર્ધ્વ જોતી જાણી. ૩
જાપ છિં નળરાયનો, ગાંડી સરખી દેખી;
કાંતિ હીણી કામમીણી, રાણી એવી પેખી. ૪
શય્યા આસન વસન તજિયાં, ખાવે પીવે ના પ્રીતિ;
ગાંડી સરખી ચરે ચહુ દિશ, નહિ રૂડી રીતિ. ૫
એવું જોઇ દાસી ગઈ છિં, રાજ્યભુવન માંહિ;
દમયંતીના જનક પ્રત્યે, બોલિ જઇને ત્યાંહિ. ૬
નળ પ્રતિ દમયંતીને, લાગ્યો છે ઘણો મોહ;
માટે ઇને પરણાવો, સૂકઈ જાણે ઓહ. ૭
દાસીકેરાં વચન સાંભળી, રાયે નિરખી ચેષ્ટા;

---

૨ કવિ દમયંતીનો શ્રવણપૂર્વરાગ વિપ્રલંભ વર્ણે છે: વચન ઇ૦-૨૫૯ છે. ૩ કૃશતનુ—સૂકાવલા શરીરની. ઉશ્વાસ-ઉચ્છ્વાસ. ૪ કામમીણી-કામનો મીણો ચઢ્યો હોય તેવી. ૫ વસન-વસ્ત્ર. ચરે-ફરે.
૭ ઓહ-એહ, અથવા ઓસવાઈ ગઈ હોય તેવી.

ઘે'લી સરખી લાગી તિને, બાળ મટી થઈ જેષ્ઠા. ૮
હવિ સ્વયંવર તો કરૂં, ઇમિ નીશ્ચે કીધો;
પુત્ર કલત્રને વાત કીધી, પત્ર સેવક દીધો. ૯
લખ્યું તેમાં રાયજી, ભીમ ભૂપત જાણ;
સ્વયંવર આલોકવો, નૃપાળ સર્વ સુજાણ. ૧૦
પત્ર વાંચી રાય આવ્યા, દેશ દેશથી ત્યાંહિ;
ભીમની નયરી ભરિં, ગજ રથ ઘોડા જ્યાંહિ. ૧૧
જે જે રાજા ત્યાંહિ આવે, તેને દેતો માન;
અર્ઘ્ય પાદ્ય સમર્પતો, પૂજતો રાજાન. ૧૨
ઘણા રાજા આવિયા, જેની ગણતી ના થાય;
નિવાસ કરી ત્યાંહિ રહ્યા, ગુણી માગધ ગુણ ગાય. ૧૩
ઈ વિધિ સ્વયંવર રચ્યો, રાય મહિમા જાણ;
બૃહદશ્વ કે' રાય સુણિયે, પ્રતાપશાલી પ્રાણ. ૧૪
નારદઋષિ ગયા સ્વર્ગ, કહે ભાલણપ્રભુ રઘુનાથ;
પુરંદરશું વાત કરતા, આનંદકેરા સાથ. ૧૫

## કડવું ૮ મું.

### રાગ વેરાડી.

જોઈ નારદને ઇંદ્રરાય, કરિ અર્ઘપાદ્ય અર્પિ પૂજાય;
કંઇ વાત કહે ઋષિરાય, તન મન પ્રફુલ્લિત થાય. ૧
સર્વ ઋષિમાં શિરોમણ, ઠામ ઠાલો નહિ તમ વણ;
મહામતિમાન વ્રતધારી, કંઈ વાત કહે સંભારી. ૨

---

૮ બાળ ઈ૦—બાળ મટીને જ્યેષ્ઠા થયેલી માલમ પડી. ૯ કલત્ર—સ્ત્રી. ૧૦ આલોકવો—જોવો. ૧૧ નયરી—નગરી. ૧૩ ગુણી—કળાવંતલોક. માગધ—ભાટ (સ્તુતિપાઠક). ૧૪ પ્રતાપશાલી પ્રાણ—પ્રતાપશાલીના પ્રાણરૂપ. ૧૫ પુરંદર—ઇંદ્ર.

જનલોકમાં સર્વ સુખી, લોક કયો છે ઋષિ દુઃખી;
બોલ્યા નારદઋષિ ત્યાંહિ, સર્વ સુખી છે ભૂમાંહિ. ૩
રાય તુજ પ્રતાપે કરી, સર્વ સુખી નર સુંદરી;
ત્યારે બોલ્યા પુનરપિ ઇંદ્ર, એવે આવ્યા યમ વરૂણ ચંદ્ર. ૪
સર્વ લોકપાળ ત્યાં આવ્યા, ઇંદ્રરાયને મન ભાવ્યા;
પૂછયું ઇંદ્રે સાંભળો રૂખી, એક વાતે થાઉં અમિ દુઃખી. ૫
મહાપુણ્યવાન ને બળવાન, મનુષ્ય રાજા છિં ભગવાન;
પુણ્ય અપાર તો થાયે, યાગ યજતા દેખાયે. ૬
તદપિ મારે લોકે જાણ, કો નથી આવતા નિરવાણ;
તિનું કારણ ભાખો રૂખી, તો તો થઇએ અમે સુખી. ૭
ત્યારે ઋષિ બોલ્યા ત્યાંહિ, સર્વ લોકપાળ બેઠા જ્યાંહિ;
વિદર્ભદેશનો ભીમ ભૂપ, તિની કન્યા છિં મહારૂપ. ૮
સર્વ સ્ત્રીઓમાં છિં રત્ન, તિના સ્વયંવરનો થાય યત્ન;
તેના મોહમાં મોહ્યા સર્વ, પૃથ્વીમાં દમયંતી રૂપ પર્વ. ૯
બોલ્યા લોકપાળ ત્યાંહિ, આપણે જાવું સ્વયંવર માંહિ;
એમ ભાખી ગયા લોકપાળ, વાહન બેશી તત્કાળ. ૧૦
સર્વ રાજા જાયે જ્યાંહિ, દેવ ચાલવા માંડયા ત્યાંહી;
કુંતાસૂનુ સુણ કથા, કહું બુદ્ધિમાને યથા. ૧૧
દેવ નળનો મિલાપ, વદું પુણ્યશ્લોકપ્રતાપ;
ભાલણનો પ્રભુ રઘુનાથ, આવતો લોકપાળની સાથ. ૧૨

## કડવું ૯ મું.

### રાગ જીતમાન.

એક રસ્તે નળ ચાલિ, એક રસ્તે દેવ;

---

૫ લોકપાળ—દેવ. ૧૧ કુંતાસૂનુ-કુંતીના પુત્ર યુધિષ્ઠિર ।

નળકેરૂં રૂપ જોઇને, દેવ મુકઈ અહમેવ. ૧
રૂપ જોઈ નળતણું, હારી જાયે કામ;
સૂર્ય તેજે હારતો, મૂકી દેવે મામ. ૨
નથી જોઈ દમયંતી તો, આપણને ના મિલી;
સ્વયંવરથી જાઉં પાછા, કરી શોભા સહુ વિ'લી. ૩
એમ વિચારી દેવ સરવે, ઉતર્યા પૃથ્વી જ્યાંહિ;
અંતરિક્ષ ઊભા રહી બોલ્યા, નળરાઈ જાતો ત્યાંહિ. ૪
હે નળરાઈ તું પુણ્યશાળી, મહાપવિત્ર કહેવાઈ;
માગ્યું આપે મુખથી, કરે સર્વને સા'ઇ. ૫
સત્યવ્રતધારી રાય તું, કિજે અમારૂં કાજ;
દૂત થઈ તમો જાઓ, દમયંતી પાસિ મહારાજ. ૬
બૃહદશ્વ ઋષિ બોલિયા, સુણ અજાતશત્રુ વાત;
કર જોડી નિષધપતિ ભણઈ, થઉં દાસ મારી જાત. ૭
સત્યવ્રતે એજ કરવું. નહિ મીન કે મેષ;
તમો સરવે કુણ છો, ઇંદ્ર વરૂણ કે શેષ. ૮
શું કરવું તે યથાર્થ કહીએ, જાણી કરૂં હું આજ;
ઇમ જ્યારે નળ બોલ્યો, તવ ભાખઈ સુરરાજ. ૯
હે પુણ્યશ્લોક તું સુણઈ, અમો દેવ છૈયે જાણ;
દમયંતી માટે આવ્યા છાં, કહું નામ નિરવાણ. ૧૦
હું વાસવ આ વન્હિ છિં, વરૂણ આ યમરાજ;
દમયંતી પાસ પઠાવું તુને, તે કહે જઇને આજ. ૧૧
ઇંદ્ર અગ્નિ વારિરાજા, યમ આવ્યા જાણ;
ઇચ્છાવર તું વરઇં નારી, કરે દેવ વખાણ. ૧૨
માનવરૂપે નારી છાં, લોકપાળ તો ઇચ્છે;

એ વાત તું કહે રાજા, જિમ નારી વાંચ્છે. ૧૩
સુણી નળરાય બોલિયો, હાથ જોડી ત્યાંહિ;
વાંચ્છના જે દેવ ધરતા, તે છિં મમ મન માંહિ. ૧૪
તમો વરો ને હું રહું, ઇમિ દેવ કરશો આપ;
મુજ મને થાય પીડ મોટી, પ્રગટે અતિ સંતાપ. ૧૫
વળી જે નારીતણી ઇચ્છા, કરે પુરૂષ જાત;
ત્યાગ તિનો કિમ કરે, એહ વિપરીત વાત. ૧૬
વળી દૂત થાઇ અવરનો, કિમ કહે જઈ કુવેણ;
અપરાધ ક્ષમા કીજિયે, હે ઇંદ્રરાય સુખ દેણ. ૧૭
દેવ ક્રોધી તવ થયા, એ શું બોલે મૂઢ;
સત્વર કારજ સાધ્ય જઇને, સંભારિ મા ગૂઢ. ૧૮
બૃળદશ્વઋષિ ઉચરઇં, સુણ ધર્મનંદન વાત;
પુનરપિ નળ સ્તુતિ કરતો, સુરતણી સાક્ષાત. ૧૯
દમયંતી રાજકુંઅરી, રહે રાજઅવાસ;
દૂત અતિ વસતા તહિં, નવિ જાઇ શકું હું વાસ. ૨૦
ધર્મનંદન ઇમિ નળ ત્યાં, ઉચરઇં જિહ કાળ;
લોકપતિ ત્યાં ઇમ વદઇં, તિ ન દેખે ભૂપાળ. ૨૧
ઇમિ ગોષ્ટિ હુઇ ઘણી, નળરાય નમિયો પાય;
ભાલણપ્રભુ રઘુનાથના, નળ દૂત થઇને જાય. ૨૨

## કડવું ૧૦ મું.

### રાગ રામગ્રી.

દૂતનું રૂપ લીધું નળરાય જી;
દમયંતીને ભુવને જાય જી. ૧

---

૧૮ સંભારિ ઈ૦—કોઇ ગૂઢ વાતને સંભારીશ નહિ.

## ઢાળ.

જાય જગતીપતિ નળરાય, દમયંતીને ભવન;
સખીગણશુ નારી બેઠી, મહાયૌવનવન. ૨
અંગ કાંતિ અતિ મનોહર, શિરમણિ ગુણવાન;
સુકોમળ ને કૃશ કટિ, નયનાંબુજ શોભામાન. ૩
મંદ હાસ્યે મન હરતી, ઉજ્વળતાએ હારે ચંદ્ર;
નખશિખા નારી લહી, તવ કામાતુર થયો નરેંદ્ર. ૪
ધરણીપતિ ધરમ ધારઈ, જીત્યો કામ તત્કાળ;
નિષધપતિનું સ્મરણ કરતી, એવે જોયો લોકપાળ. ૫
કોઈ કામની બોલી નવઈ, આ આવઇ કોઈ દેવ;
અર્ઘ્યપાદ્ય આણતું, કરવી ઈની સેવ. ૬
કોઈ સખી નવિ ઉચરઈ, તેજમાં અંજાઈ;
તવિ દમયંતી ભાખઈ, તું કુણ છિં મહારાઈ. ૭
તુને જોઈ કામ જાગ્યો, વિપરીત ઈ તો વાત;
હુ ઇંદ્રિયજીત મહિલા, તું નળરૂપે સાક્ષાત. ૮
સત્ય કહેવું રાજ્યદ્વારે, નીતિ જાણો નરેશ;
હવઈ સત્વર બોલી દિજે, રાખઈ મા કંઈ શેષ. ૯
જાણવાને ઇચ્છા છિં મન, તમો નિષધનાથ;
દૂત વેષે આવિયા છાં, નથી સેવક સાથ. ૧૦
મારૂં મંદિર અટપટું છાં, સેવક સાચવનાર;
અંતરિક્ષે તું રાય આવ્યો, સત્ય વદો અવિચાર. ૧૧
પિતાએ બહુ દૂત રાખ્યા, કરે મારી સંભાળ;

---

૨ જગતીપતિ—રાજા. ૩ કૃશ—પાતળી. નયનાંબુજ—નેત્રરૂપી કમળ. ૫ લોકપાળ—દેવ.

સખી સહસ્ત્ર મારી પાસે, જોઇ અંજાઇ ભૂપાળ. ૧૨
ધર્મનંદન સુણો કથા, ભાખઇ શું નળરાઇ;
હે મનહર મહિલા સુણઇ, નળ નામ મારૂં ગવાઇ. ૧૩
દેવકેરો દૂત થયોછું, કરવા તિમનું કાજ;
ઇંદ્ર અગ્નિ વરૂણ યમ, ચાર આવ્યા આજ. ૧૪
તુંને વરવા ઇચ્છા તિમની, વરો પતિ ઇકિ નાર;
* * * * ૧૫
તેહતણા પ્રતાપથી હું, આવ્યો તારે ધામ;
કોઇકિ સેવકે હું નવિ લહ્યો, વધું સત્ય માનો વામ. ૧૬
કાર્યે આવ્યો દેવને હું, કહી સર્વે વાત;
તુજ ઇચ્છાનુસાર વદિયે, કરૂં તહિં વિખ્યાત. ૧૭
બુદ્ધિ બળ ગુણ રૂપ તુંમાં, વિચારી કહો વયણ;
જે ભાખઇતિ ત્યાં કહું, વદઇ મૃગયાનયણ. ૧૮
દમયંતી ત્યાં શું વદઇ, સુણો ધર્મ નરેશ;
ભાલણપ્રભુ રઘુનાથના, કરતા જ્ઞાન ઉજેશ. ૧૯

## કડવું ૧૧ મું.

### રાગ આદિઉમતાલ.

સુણો ધર્મનંદન કરૂણાવાન જી;
શું ભાખઇ નારી રૂપવાન જી. ૧

### ઢાળ.

મંદહાસ્યે દમયંતી વદઇ, સુણઇ નળભૂપાળ;
દેવતાને નમઇ વદું, મુને વરો તત્કાળ. ૨
વિશ્વાસવાળી વામા જાણો, કહો શું કરૂં કામ;

---

૧૫ * લીટી મૂળ પ્રતમાં નથી. ૧૮ વયણ—વચન.

વિશ્વાસ જેવો મિં ધર્યો, તેવો ધરો તમિ સ્વામ. ૩
હંસવચનથી હું વરીછું, વ્યર્થ રાય તેડચા જાણ;
જો ના કહો નળરાય જી તો, વિષપાન કરી તજું પ્રાણ. ૪
અગ્નિથી મારૂં અંગ બાળું, જળમાં પાડું દેહ;
ફાંસો ગળામાં ઘાલું છું, માનો નિઃસંદેહ. ૫
તે સુણી રાજા બોલિયો, અઘટતી એ વાત;
જગતકર્ત્તા વિશ્વભરતા, દેવના દેવ સાક્ષાત. ૬
દેવ મૂકી માણસ વરો, એ તો મહાઉત્પાત;
પદરજથી હલકા અમિ, સુરરાય મહાપ્રખ્યાત. ૭
માટે વરચતું માનની, અપ્રિય નવિ થાય દેવ;
મરણ પઠાવિ દેવતા, નારી મારૂં માનો એવ. ૮
અનિંદિતા માન મારૂં, થશે મહાઅનર્થ;
દેવ હરી સર્વસ્વ લેશે, રાડ લીધી વ્યર્થ. ૯
પુષ્પમાળા પહેર બાળા, થઇશ ઘણી સુખવાન;
સર્વનો સંહાર કરતા, વરો અગ્નિ ભગવાન. ૧૦
નિયમ રાખે સર્વનો ને, ધર્માધર્મ લખે જેહ;
એવા યમને વરો શ્યામા, કહું નિઃસંદેહ. ૧૧
ધર્મ ધારે ધ્યાનમાં ને, સુર અસુરનો રાય;
વરો મહિલા તેહને, તો કાર્ય સિદ્ધ થાય. ૧૨
લોકપાળમાં અગ્રણી, વરૂણ એવું નામ;
વરો કન્યા તેહને, થાયે સહુ શુભ કામ. ૧૩
એવી કન્યા કોણ જે, દેવ મૂકી વરે નર;

---

૮ પઠાવિ–પઠાવે–મોકલે. ૯ અનિંદિતા–દોષ રહિત.
૧૩ અગ્રણી—શ્રેષ્ઠ.

અજ્ઞાન જાણો તેહને, લહે નહિ ખાળ ને માનસર. ૧૪
મારામાં જો સ્નેહ તુંને, કહ્યું માનો મારૂં;
શંકા સહુ નિવર્ત્ત કિજે, રૂડું તેમાં ધારૂં. ૧૫
વચન એવું સાંભળી, દમયંતી થઈ દુઃખી;
નેત્રે આંસુ ધાર વહેતી, પછે ઉચરી મુખી. ૧૬
હે રાય! મારૂં વચન સુણઈ, નમું દેવ સર્વત્ર;
પતિ રૂપે વરૂં તમને, તજું બીજું તત્ત. ૧૭
ધર્મનંદન પ્રતિ બોલ્યા, બૃહદશ્વ મુનિજન;
થર થર કંપઇ નળરાજા, હાથ જોડી ઊભી સ્ત્રીજન. ૧૮
દીનવાણીએ નળ વદે, દૂત થઇ આવ્યો જાણ;
વરો તેમને માનુની, ચતુરા ચતુરસુજાણ. ૧૯
દેવે મુજને મોકલ્યો જો, કિમ સ્વાર્થ સાધું શ્યામ;
અધરમી હું લેખવું, નવિ રીઝે સુંદરશ્યામ. ૨૦
તુને નારી સત્ય કહું છું, વરૂં તુજને હુંય;
ધર્મ નાશ નવ થાય જ્યારે, સત્ય માને તુંય. ૨૧
ધર્મ રહે ને સ્વાર્થ થાયે, કરો નારી તિમ;
વરૂં તો હું નાર નીશે, ધર્મ સહિત રહી ક્ષિમ. ૨૨
ધીમેથી તવ નારી બોલી, કરૂં સ્વામી ઇમ;
વ્યાકુળ ચિત્તથી શું કહું, પણ સર્વ થાશે ક્ષિમ. ૨૩
હે પ્રાણપતિ અમિ લહ્યો છે, પરણવાતણો ઉપાય;
દોષ ન લાગે આપને, કારજ સહુ સિદ્ધ થાય. ૨૪
સ્વયંવરમાં દેવ આવે, તમો આવો ભપ;
સર્વ દેવ સાન્નિધ્ય વરૂં હું, ઇચ્છાવર અનુપ. ૨૫
કશો દોષ ન આપને, તાપ નહિ તન માંય;

દેવ રીઝી જશે પાછા, સ્વયંવરકેરી માંય. ૨૬
નળરાય કાંઇ નવિ બોલિયા, કરો મન જે ભાવે;
ઊઠી ત્યાંથી ચાલિયા, તે દેવની પાસે આવે. ૨૭
દૂતકેરૂં કાર્ય કથિયું, સુણો શ્રોતા જાણ;
ભાલણપ્રભુ રઘુનાથનાં, શાં શાં કરૂં વિખાણ. ૨૮

## કડવું ૧૨ મું.

### રાગ આશાવરી.

જોઈ નળને રીઝયા દેવ રે, કરવા લાગ્યા અન્યોન્યે સેવ રે;
પૂછવા લાગ્યા સહુ વાત રે, કરી તેં ત્યાં કેવી ખ્યાત રે. ૧૨
દમયંતી બોલી શુંય રે, તે તો સત્વર કહે તુંય રે;
મંદહાસ્યવતી દમયંતી રે, બોલી શું તે બુદ્ધિવંતી રે.
બોલ્યો નળરાય ત્યાં વાણી રે, સુણો ઇંદ્રાદિક દંડપાણિ રે;
તમારાપ્રતાપથી ત્યાંય રે, મુને રોકી ન શકયું જ્યાંય રે. ૩
ગયો ભુવનમાં હું આલ્યો રે, દમયંતી વિના કોઇએ ન ભાળ્યો રે
જોઇ સખીનો શરમાયો સાથ રે, કહ્યો દમયંતીએ મુને નાથ રે. ૪
ઘણી વાત કહી મેં તમારી રે, તોય માને ન એ અવિચારી રે;
નામ મારૂં આગળ કરતી રે, બીજા સર્વનું પાછળ ધરતી રે. ૫
મેં ધર્મનો ભય બતાવ્યો રે, ત્યારે તિણે સંદેશો કાઢ્યો રે;
સ્વયંવરમાં આવો સહુ સાથે રે, નાખું વરમાળ તારે માથે રે. ૬
તેથી દોપ ન તને લાગે રે, આવ્યા દેવ સહુ અનુરાગે રે;
એવી વાત બની ત્યાં દેવા રે, સાચું જૂઠું જાણો તતખેવા રે. ૭
ચોરી તમારાથી ન રખાય રે, રાખીએ તો જાણ સહુને થાય રે;
ભાલણપ્રભુ રઘુનાથના ઇમ રે, બોલ્યો વિચારી સર્વ ક્ષિમ રે. ૮

# કડવું ૧૩ મું.

## રાગ કેદારો.

બૃહદશ્વઋષિ ઇમ બોલિયા, સુણો રાય રે;
શુભ લગ્ન મુહૂર્ત્ત જોઇ, કરી રચનાય રે. ૧
મોકલ્યાં આમંત્રણ જાણુ, તેડ્યા રાય રે;
કામવાસનાવાળા સર્વ, સજ સહુ થાય રે. ૨
દમયંતીને વરવાતણી, છિં ઘણાને મન ઇચ્છાય રે;
પુષ્પની માળા પે'રી મનોહર, મણિજડિત કુંડળ શોભાય રે. ૩
આમંત્રણ સુણી આવિયા, જ્યાં મંડપની રચનાય રે;
સ્થંભ સુવર્ણના છિં કર્યા, મણિનાં તોરણ શોભાય રે. ૪
પર્વતકેરા વિવર માંહે, પેસે જિમ વનરાય રે;
મંડપ માંહે સર્વે પેઠા, વરવાને નરરાય રે. ૫
વિધ વિધ આસન ગોઠવ્યાં, બાજઠનો નહિ પાર રે;
તિ ઉપર જઇ બેઠા ઘણા, કરે સારાસાર વિચાર રે. ૬
પરિઘ સરખા પુષ્ટ છે, પંચ ફણાળા સર્પ રે;
આકૃતિ હસ્તની છે મનોહર, ઘણો મનમાં દર્પ રે. ૭
કેશાગ્ર શોભે શરાગ્ર ત્યાંહિ, નાસિકા કીર જાણ રે;
નેત્રપંકજ મનોહર, ભૃકુટિતણાં શું વિખાણ રે. ૮
આકાશમાં નક્ષત્ર શોભે, તેવા શોભે રાય રે;
દમયંતી ત્યાં સજ થઇ, સભા માંહે જાય રે. ૯
સ્વરૂપ શોભા અતિ ભલી, તેણે મોહ્યાં મન રે;
જોનાર સહુ મનમાં ધરે, નારી મળે શુભ દિન રે. ૧૦
એવી અલૌકિક નારી એ, કર્યો મંડપ પ્રવેશ રે;

---

૫ વિવર–ગુફા. ૭ પરિઘ—ભોગળ.

દૃષ્ટિ સંમીલન થઈ, થયો ઘણો ઉજેશ રે. ૧૧
તૃપ્તિ થાય ન કોઇને, નર નામધારી જેહ રે;
નામ ગુણનું વર્ણન કરતા, ભાટ સાથે જેહ રે. ૧૨
દમયંતીએ નિરખિયા, પંચાકૃતિ નળ એક રે;
વારંવાર અવલોકિયું, નવિ રૂપમાં મીનમેખ રે. ૧૩
નળરાય ન ઓળખ્યો, નારી પામી દુઃખ રે;
નળતણું ચિંતવન કરે, દેવ પમાડો સુખ રે. ૧૪
દેવ નળ હું કિમ લહું, ઇમિ કરે તર્ક અપાર રે;
ચિંતવન કરતી ચતુરા વળી વળી, ગ્રહે ન સાચો સાર રે. ૧૫
વૃદ્ધ સાધુ મુનિથકી, સુણ્યાં સુરનરનાં ચિન્હ રે;
પંચમાં તિ નવિ જણાઇ, નહિ કોઇ ભિન્ન રે. ૧૬
વારંવાર નિશ્વાસ મૂકી, કર્યો ઘણો વિચાર રે;
શરણ જાવું દેવને ધરી, કર્યો છિં નમસ્કાર રે. ૧૭
થરથર કંપે કામિની, દીનસ્વરે બોલી બાળ રે;
હે દેવના સહુ દેવ આવ્યા, દેખાડો નળ ભૂપાળ રે. ૧૮
હંસપક્ષીએ જે કહ્યો, હું વરી નળ નિઃસંદેહ રે;
મનવાણીથી ન અન્ય ઇચ્છું, સત્ય કરો ઉજેહ રે. ૧૯
સ્વયંવરનું વ્રત કીધું, પામવા નળ ભૂપ રે;
પૂજન કરી હું દેવ પ્રણમું, પ્રસન્ન થાઓ અનુપ રે. ૨૦
વ્રતકેરી પ્રાપ્તિમાં, આપો નળ નરેશ રે;
નળરાયને હું ઓળખું, ઇમિ કરો સૌંશ રે. ૨૧
સ્વરૂપ ગ્રહો સ્વય સ્વયતણાં, તો થાય મન પ્રસન્ન રે;
બૃહદશ્વમુનિ ઉચરઇ, સુણો ધર્મરાજન રે. ૨૨

---

૧૧ સંમીલન થઇ–મીચાઇ ગઈ. ૧૩ પંચાકૃતિ—નળની પાંચ આકૃતિઓ.

દીનવાણી સુણી દેવ, થયા મન રળિયાત રે;
શાસ્ત્રમાં જે વિધ કહ્યાં, તેવાં રૂપ ધરઇ તત્કાળ રે. ૨૩
પ્રસ્વેદ નહિ અંગે વસઈ, નહિ મિષોન્મિષ નેત્ર રે;
કરમાઇ નહિ માળા ધરઈ, પ્રફુલ્લિત સુક્ષેત્ર રે. ૨૪
નીરજ શરીર નિર્ઝરતણું, પૃથ્વીથી ઉંચા જાણ રે;
દેવ એવા નિરખિયા, કરૂં નળતણું વિખાણ રે. ૨૫
દેહકેરી છાંય પડતી, કરમાયાં પુષ્પની માળ રે;
રજ સંયુક્તે અંગ શોભે, જોઇ હરખી બાળ રે. ૨૬
નેત્ર મિષોન્મિષ થતાં, પ્રસ્વેદ કણ મૌક્તિક રે;
મનહરણ જોયો ભૂપતિ, નળ એ નહિ મીનમેખ રે. ૨૭
દેવ ને નળરાય નિરખી, થઇ વરવા સજ રે;
ઉત્તરીયસાંધ્યું નળતણું, જિમ વર કરિણીએ વર ગજ રે. ૨૮
કંઠમાં વરમાળ અરપી, સ્વામી કીધો જાણ રે;
હાહાકાર ત્યાંહિ થયો, વાગ્યાં અન્ય નૃપને બાણ રે. ૨૯
ઋષિવર આનંદ પામ્યા, સાધુ હરખ્યા ત્યાંહી રે;
સારૂં સારૂં મુખ વદે, ક્ષીર નીર મળિયાં આંહી રે. ૩૦
ભીમ નૃપ આનંદ પામ્યો, સંજોગ સારો જાણી રે;
ભાલણપ્રભુ રઘુનાથના, શું શું કહું વખાણી રે. ૩૧

## કડવું ૧૪ મું.

### રાગ ધનાશ્રી.

બોલ્યા નળરાય ત્યાં વાણી જી, તમિ સાંભળો મારાં રાણી જી;

---

૨૫ નીરજ—મલિનતા રહિત. નિર્ઝર–દેવ.

૨૭ મિષોન્મિષ–મીંચાય નહિ એવાં. ૨૮ ઉત્તરીય–ખેસ. વર–ઉત્તમ. કરિણી—હાથણી.

કરી આશ્વાસન અપાર જી, બોલે નળ તેણીવાર જી. ૧
હે કલ્યાણિ મૂકી દેવ જી, સર્વ સાન્નિધ્ય ઇચ્છી મારી સેવ જી;
તેથી થઇ અમો પ્રસન્ન જી, તારૂં દુભવું નહિ કદી મન જી. ૨
રાખું પ્રીતિ અહોનિશ જી, અપ્રીતિનું કાઢું ન મિષ જી;
સત્ય વાણી મારી જાણો જી, ધન્ય ભાગ્ય ઉભયનાં વિખાણો જી. ૩
ધર્મનંદન સુણો કથા જી, ટાળી તન મનકેરી વ્યથા જી;
જિમ નળરાય બોલ્યો મુખે જી, તિમ દમયંતી બોલી સુખે જી. ૪
કરવા દેવતાને પ્રસન્ન જી, નમ્યાં દંપતી થઈ મગન જી;
પામ્યા આનંદ મનમાં દેવેશ જી, આપતાં રાખ્યું નહિ કંઈ શેષ જી. ૫
ઈંદ્રે આપ્યાં બે વરદાન જી, યજ્ઞમાં પ્રત્યક્ષ આવું માન જી;
પરમ શ્રેષ્ઠ ગતિને પામો જી, વર સુણી દુઃખને વામો જી. ૬
અગ્નિએ આપ્યાં બે વરદાન જી, પ્રગટ થઉં ઇચ્છે જ્યાં રાજાન જી;
સ્વયં શા પ્રકાશ લોકની પ્રાપ્તિ જી, થાય દેહની જ્યારે સમાપ્તિ જી. ૭
યમ રાજાએ આપ્યાં વરદાન જી, અન્નરસ જાણે રાજાન જી;
ધર્મમાં રહે મન સ્થિર જી, કે'વાય મહાબળી વીર જી. ૮
જળ રાય વરૂણે આપ્યાં બેય જી, સુણો શ્રોતા દાખું તેય જી;
નળ ઇચ્છાએ ઉત્પન્ન થાવું જી, માળ આપી ન જાણે કુમળાવું જી. ૯
ધર્મનંદન એણી વિધે જી, નળરાયના મનોરથ સિધે જી;
બબે વર આપી ગયા દેવ જી, અન્ય રાજા કરતા પછે સેવ જી. ૧૦
ગયા પોત પોતાને દેશ જી, ત્યાં રહ્યું નહિ કોઇ શેષ જી;
વિધિપૂર્વક વિવાહ કીધો જી, ભીમ નરપતિએ જશ લીધો જી. ૧૧
નર શ્રેષ્ઠ રહ્યો નળ ત્યાંય જી, સ્વેચ્છાએ ગયો નગ્ર માંય જી;
જઇ ધર્મે પાળે પ્રજાય જી, જોઈ દંપતી સુખ સહુને થાય જી. ૧૨
યયાતિએ કીધા યાગ જી, તેવો નળ ધરે પુણ્યમાં રાગ જી;

નહુષે મેળવી કીર્ત્તિ જેવી જી, નળરાય મેળવતો તેવી જી. ૧૩
કર્યા અશ્વમેધ ને બીજા યાગ જી, દક્ષિણામાં આપ્યા ભૂમિભાગ જી;
વન ઉપવનમાં નારી સાથિ જી, કર્યો વિહાર નિષધ નાથિ જી. ૧૪
વિહાર વૃક્ષ તો ફળિયું જી, ફળ ઇંદ્રસેન સહુએ કળિયું જી;
ઇંદ્રસેન પુત્રની વધાઇ જી, યાચકજન નળગુણ ગાઈ જી. ૧૫
થઈ ઇંદ્રસેના એક પુત્રી જી, પસરી કીર્ત્તિ સહુ સૂત્રી જી;
ભાલણપ્રભુ રઘુનાથ જી, પુણ્યશ્લોકનો શોભે સાથ જી. ૧૬

## કડવું ૧૫ મું.

### રાગ દેશાખ.

બૃહદશ્વઋષિ ઇમ ઉચરે રે, સુણો ધર્મ નરેશ;
નળરાયની કીર્ત્તિ પ્રસરી રે, જેવા સુરપતિ પન્નગ શેષ. ૧

### ઢાળ.

સુખ પામે નર નારી અતિશે, લોકપાળની કહું વિધિ;
દેવ વળિયા સ્વર્ગ જાવા, તિણે કળિતણી કળ કીધી. ૨
મળ્યો કળજુગ વાટમાં, દ્વાપર હુતો સાથ;
બલિવૃત્રઅરિ ઉચરઈ, ક્યાં જાય દ્વાપરનો સા'ઇ હાથ. ૩
કળિ મુખથી બોલિયો, જાઉં દમયંતી વરવા જાણ;
પરણી આવું પ્રીતથી, મેં ઈનાં સુણ્યાં વખાણ. ૪
હાસ્ય કરી ઇંદ્રરાય બોલ્યો, પરણી તે તો નાર;
સ્વયંવર નિવૃત્તિ પામ્યો, લાગી તને ઘણી વાર. ૫
તને જોઈ નિશ્ચે તે પરણે. રૂપ જોઇ અંજાય;
પણ સાન્નિધ્ય અમારી તું વિના, વર્યો નિષધ રાય. ૬

---

૧૪ ભૂમિભાગ–પૃથ્વીના ભાગ–જમીન–ગામ ગરાસ.

૧ પન્નગ—સર્પ—નાગ. ૨ કળિ—દેહધારી કલિજુગ. ૩ દ્વાપર–દેહધારી દ્વાપર ( ત્રીજો ) જુગ. બલિવૃત્રઅરિ—ઈંદ્ર.

સુણી વયણ ક્રોધ પામ્યો, નયણ હુઆં રક્ત;
દેવ મૂકી નર વરી, વિપરીત કીધું જક્ત. ૭
દંડ ઘટે એ નારને, ઇમિ બોલ્યો મૂઢ;
સ્વર્ગપતિ તવ ઉચર્યો, નળે વશ કર્યો ગરૂડારૂઢ. ૮
ધર્મજ્ઞ ધરણીપતિએ, અમારી શીખ લીધી;
વર્યો પછે ઈ નારને, પુણ્યની રીત કીધી. ૯
ગુણ સંપન્ન રૂપવાળો, નળ ન ઇચ્છે કુણ;
ધર્મધારી વ્રત આચારી, અમો નિરખ્યા ઉણ. ૧૦
ચાર વેદ જ્ઞાતા ઇતિહાસ જાણે, જેહ પાંચમો વેદ;
યજ્ઞે કરી સુર સંતોષે, તૃપ્ત કરતો તેહ. ૧૧
ઔદાર્ય, ધૈર્ય ને સ્વધર્મે કરી, પવિત્રતા પાલન કરી;
ઇંદ્રિયસંયમ બહુ વિધિ કરતો, અધર્મથી ઝાઝો ડરી. ૧૨
શાપ કુણ દે તેહને, મૂર્ખ સ્વઆત્મા દહે;
નળને શાપ દે કોઈ તો, હે કળિ તે નરકે રહે. ૧૩
એમ કહી સુર સ્વસ્થાન સિધાવ્યા, કળિ કરે મન વિચાર;
હું ક્રોધને નવ રાખું વારી, સુણ દ્વાપર નિરધાર. ૧૪
દમયંતી નવ સુખ પામે, ઇમિ કરવું જાણ;
ભ્રષ્ટ કરીશ હું રાયને, વશ પાસે તું પરમાણ. ૧૫
ઇમ કળિએ કૂડમતિ કરી, સુણ ધર્મનંદન તુંય;
ભાલણપ્રભુ રઘુનાથના, દુષ્ટ દુઃખ દેતો શુંય. ૧૬

## કડવું ૧૯ મું.

### રાગ કાલેરો.

અજાતશત્રુ ! નીશે કરીને, આવિયો કળિ ત્યાંય;

---

૭ વયણ—વચન—નયણ. નેત્ર. ૮ ગુરૂડારૂઢ—વિષ્ણુને (ભક્તિએ કરીને).

નળરાજા રાજ્ય કરતો, અધર્મ દર્શે ન જ્યાંય. ૧
કાર્ય કરવા કળિ ઊભો, લાગ નવ લહેવાય;
બાર વર્ષ ઇમિ વહી ગયાં, મનોરથ સિદ્ધ ન થાય. ૨
એક દિવસે નળ નૃપતિ, વીસર્યો લવલેશ;
છિદ્ર જોઇ કળિ ફરતો, માર્ગ મળિયો રેશ. ૩
લઘુશંકા કરી પવિત્રાચમન, કરવું ભૂલ્યો ભૂપ;
હાથ પગ ધોયા વિના, સંધ્યા કરવા ગયો અનુપ. ૪
તે દિવસથી વશ્યો અંગે, કળિ કૂડો જાણ;
અન્ય રૂપે પુષ્કરને મળ્યો, તિનું ભમાવ્યું મન નિરવાણ. ૫
પુષ્કરને કહ્યું જીતીશ તું, દ્યૂતે કરી નળરાય;
મારી સાથે ચાલ તું, નિષધપતિ તું થાય. ૬
પુષ્કર આવ્યો કળિ સાથે, રહ્યો પાસામાં કળિ જાણ;
પુષ્કરે આવી નળને કહ્યું, રમો દ્યૂત આજ નિરવાણ. ૭
નારી બેઠી નળતણી, ઇમિ બોલ્યો મતિમૂઢ;
કળિ અંગમાં વ્યાપ્ત છે, તેથી વીસર્યો ગતિ ગૂઢ. ૮
સહન કર્યું નવિ રાયજી, દ્યૂત આરંભ્યો જાણ;
સુવર્ણ હીરા સર્વ હાર્યો, થઇ રાય અજાણ. ૯
મિત્ર બંધુ સગાં કોઇ, વારી ન શકિયાં ભૂપ;
પ્રધાન પ્રજા આવી તહિં, જોવા નળનું રૂપ. ૧૦
વાર્ષ્ણેયનામા સારથી, તેણે દમયંતીને કર્યું જાણ;
પ્રજા આવી રાય પાસે, દર્શન કરવા નૃપભાણ. ૧૧
વ્યસન દ્યૂતનું જાણિયું, દુઃખ પામી પ્રજાય;
વારવાને રાય આવી, મિલાવો સુખી થાય. ૧૨
કષ્ટથી કામિની સૂકાઈ, શોકથી મૂકે નિશ્વાસ;

૧ અજાતશત્રુ—જેને કોઇ શત્રુ નથી એવો—યુધિષ્ઠિર.

વ્યગ્ર ચિત્તે દમયંતી તો, ગઇ નૃપની પાસ. ૧૩
રૂદન કરતી બોલતી, આવ્યાં પ્રજા ને પ્રધાન;
દ્વાર પાસે ઊભાં રહ્યાં, તિને જુઓ હે રાજન! ૧૪
વિલાપ કરતી દમયંતી, નેત્રાશ્રુ ખરતાં ત્યાંહિં;
કળિયુગે મન વ્યગ્ર કીધું, ગણ્યું નહિ નૃપ જ્યાંહિ. ૧૫
મૌન ધરી રાજા રહ્યો, પ્રધાન પ્રજા વિચારે;
નળરાય તો નાશ પામ્યો, એવું મનમાં ધારે. ૧૬
સહુ સહુને ઘેર ગયાં, સુણો અજાતશત્રુ ! જાણ;
ભાલણપ્રભુ રઘુનાથને, કરે વિધિએ પ્રમાણ. ૧૭

## કડવું ૧૭ મું.

### રાગ મેવાડો.

બૃહદશ્વમુનિ ઊચરે, સાંભળ નૃપ સુજાણ;
વીરસેનનંદન વરણવું રે, કરૂં દુઃખનાં વિખાણ. ૧

### ઢાળ.

વિખાણ કરૂં નળ નાથનાં, થયો ઉન્મત જેહ;
દમયંતી મન દુઃખ ધરે, શું કરી શકે તેહ. ૨
દ્યૂત છે અતિ નિંદ્ય તિ, લહે મહિલા સર્વ;
કળિયુગથી નળરાય પામ્યો, તન મન માંહિ ગર્વ. ૩
સર્વસ્વ હાર્યો રાય જાણી, રાણી પામી દુઃખ;
ગુણવંતી દમયંતી છે, ઇચ્છે સ્વામીસુખ. ૪
પ્રિયભાષિણી વદી જઇ, જ્યાં બૃહત્સેના એક દાસી;
તું જઇ નળ આજ્ઞાથકી, પ્રધાન લાવ મુજ પાસિ. ૫

---

૧૭ પ્રમાણ ઇ૦—રઘુનાથ કરે તે પ્રમાણ છે.

૩ નિંદ્ય—નિંદવા યોગ્ય. એમ ભાલણ કહેછે, એ ભાવ. ૫ પ્રિયભાષિણી—મીઠું બોલનારી.

પૂછજે શું ધન હાર્યા, નળને રહ્યું શું બાકી;
પ્રધાન મનમાં હર્ષ પામ્યા, હવિ ગયો રાય થાકી. ૬
આજ્ઞાનુસારે તરત આવ્યા, પણ બોલ્યો નહિ નરેશ;
પોતાનું નવિ માને પતિ, રાખ્યું નહિ કંઇ શેષ. ૭
લજ્જા મનમાં નારી પામી, કર્યો અંતઃપુર પ્રવેશ;
નળરાય ત્યાં તો હારિયા, ધન ધાન્ય ને સહુ દેશ. ૮
પાસા અવળા નળતણા, પડે છે નિરવાણ;
તિ દમયંતી મન દુઃખ ધરે, પુનઃ બૃહત્સેના તેડી જાણ. ૯
હે ભદ્રે ! તું નળ આજ્ઞાથી, વાર્ષ્ણેય તેડી લાવ;
માન આજે એટલું, વાર્ષ્ણેયને બોલાવ. ૧૦
સત્વર ગઇ તે સુંદરી, વાર્ષ્ણેય આવ્યો ત્યાંય;
દેશ કાળ જાણતી સુંદરી, શુભાશુભ જાણે મન માંય. ૧૧
અનિંદિતા મુખથી વદી, મધુરવાણીએ નિરવાણ;
સમય જાણી કહે સતી, વાર્ષ્ણેય તું છિં જાણ. ૧૨
હે સારથી નળ પ્રિય તુને, આવ્યો અધમ સ્થિતિએ તેહ;
સા'ય તિની કરો સાચી, મન કરી નિઃસંદેહ. ૧૩
પુષ્કર નળને જીતી છિં, તિમ તિમ ધૂતમાં મન;
ઘૃતજ્વાળે અગ્નિ દીપઇ, તિમ તૃપ્ત થાય ન તન. ૧૪
દાવ વેરીના પાધરા, અવળા પડે છિં નૃપાળ;
રાયમિત્રનું નવિ સાંભળે, મારૂં નવિ સુણે ભૂપાળ. ૧૫
દોષ છિં નૃપનો કહું તો, રસના ધાસી જાય;
પણ ભવિષ્ય મન વસતું નથી, હું આવી તારે સા'ય. ૧૬
એક વચન પાળે માહરૂં, નળરથ જોડી લાવ ;
બે બાળ તેમાં બેસાડી, નિષધ દેશને તજાવ. ૧૭

૯ પુનઃ—ફરીને. ૧૦ વાર્ષ્ણેય—નળનો સારથી.

કુંડિનપુરમાં લઈ જજે, પિતા ભીમની પાસ;
પિયર રે'શે બાળકાં, એટલી મનમાં આશ. ૧૮
ગોઠે તો તું ત્યાં રહે, સ્વેચ્છાએ જા ક્યાંહિ;
બાળને તહિં મૂકવાં, એટલું મન માંહિ. ૧૯
વાર્ષ્ણેય વારૂ કહી વળ્યો, ગયો જ્યાં રાજપ્રધાન;
દમયંતીનાં વચન ભાખ્યાં, કર્યાં સર્વે માન્ય. ૨૦
પ્રિય અશ્વ નળના જોડિયા, રથ કર્યો સાવધાન;
બે બાળને બેસાડિયાં, વળ્યો વિદર્ભ દેશે જાણ. ૨૧
ઇંદ્રસેન ને ઇંદ્રિસેના, સોંપ્યાં ભીમ નરેશ;
નળ સંબંધી દુઃખ ધરીને, ગયો અયોધ્યા દેશ. ૨૨
ઋતુપર્ણકેરા રાજ્યમાં, રહ્યો સારથી જાણ;
ભાલણપ્રભુ રઘુનાથને, કરૂં કર જોડી પ્રણામ. ૨૩

## કડવું ૧૮ મું.

### રાગ સામેરી.

બૃહદશ્વમુનિ વદઇ વાણ, સુણો ધર્મનંદન નિરવાણ;
ગયો વાર્ષ્ણેય વિદર્ભ દેશ, હાર્યો નૃપ હતું જે શેષ. ૧
પુષ્કર બોલ્યો ગર્વ વચન, હવિ તમો દ્યૂત રમો રાજન;
રાજ્ય દ્રવ્ય લીધું અમો જીતી, રહી દમયંતી જેમાં તમ પ્રીતિ. ૨
માંડો દાવમાં તેહ નાર, દુષ્ટની વાણીમાં એવો સાર;
વચન સુણી વાધ્યો ક્રોધ, હૃદય તપ્ત થયો મન રોધ. ૩
ઉત્તર કાંઇ ન પાછો વાળ્યો, પુષ્કરને જોઇ સંશે ટાળ્યો;
આપ્યાં શરીરનાં આભરણ, એક વસ્ત્ર પે'રી નીકળ્યો વન. ૪
પ્રિયજનને કરતો શોક, ચાલ્યો રાય દુઃખી કરતો લોક;
એક વસ્ત્રે નરપતિ જાયે, દમયંતી ન મન હરખાયે. ૫

તિની પૂઠિ ગઈ રાણી, બા'ર વશ્યાં અશુભ જાણી;
નગરની પાસે રહ્યાં દિન ત્રણ, કોઇએ આપિયું નહિ શર્ણ. ૬
પુષ્કરે ફેરવી આણ, કરે સા'ય તિના લેઉં પ્રાણ;
મૂળથી નળ સાથે વેર, તેથી કર્યો એવો કેર. ૭
તોય રહ્યો નિર્વાહ કરતો રાય, પછી પાણી કોઈ ન પાય;
ફળ મૂળની ધારી આશ, ગયો વનમાં રાય નિરાશ. ૮
પૂઠિ દમયંતી ગઇ ચાલી, નળ જુએ ન જુએ ભાળી;
એવે ઇકિ પંખી દીઠો સાર, શું સુવર્ણે મઢ્યો અવિધાર. ૯
કર્યો મનમાં નીશે સહી, આ મારૂં ભક્ષ્ય છે વન માંહી;
ભોજન કરવા આવે અર્થ, નથી મારી પાસે કંઈ ગર્થ. ૧૦
અજાતશત્રુ વિચારી ઇમિ, કરવા ગયો ભૂપતિ ક્ષિમ;
એક વસ્ત્ર પે'ર્યું તું કાય, નાખ્યું પક્ષી ઉપર ત્યાંય. ૧૧
પક્ષી ઊડી ગયો આકાશ, રાય થયો ઘણો નિરાશ;
બોલ્યો પક્ષી જાતાં એવું, વસ્ત્ર સહિત તારે રે'વું કેવું? ૧૨
પક્ષીરૂપ અમો છું પાસા, મૂકો સુખની સરવે આશા;
જોઈ ગ્લાનિ પામ્યો મન, બન્યો દિગંબર રાજન. ૧૩
વા'લી પરમ દુઃખવતી તુંય, પોષાણ કિમ કરવું જાણું ન હુંય;
મજાએ ન કર્યું પોષણ, પાસાએ રૂધિર કર્યું શોષણ. ૧૪
તારૂં શુભ થાય એવું ભાખું, આજ મહિલા રૂડું દાખું;
દાક્ષણ દિશા ભણી ઉજ્જન નગરી, ઘણી માર્ગની શાખા કરી. ૧૫
ઋક્ષવાન ને વિંધ્યાદ્રિ જાણ, નદી પયોષ્ણી નામ પ્રમાણ;
તેમાં વસે ઋષિ ઘણા તપસી, તું સુખી થા નારી ત્યાં વસી. ૧૬
આ માર્ગ વિદર્ભ દેશે જાવા, આ છે કોશલ દેશે સુખ થાવા;
દાક્ષણ દેશ છે દાક્ષણ પાસે, નારી ભરા તું સારી આશે. ૧૭

એવો મર્મ કહ્યો પિયર જાવા, લાગ્યું દમયંતીને દુ:ખ થાવા;
એ શું બોલ્યા હે નરેશ, શું કરવો પિતાનો દેશ. ૧૮
વસ્ત્ર વિહોણા ભૂખ્યા રાય, મૂકી જાય તે નારી થાય !
ધિ:ક તે નારીને જાણું, ધિ:ક ભોગ સુખ તેનું માણ્યું. ૧૯
નર વગરના વનમાં મૂકી, જાવું પ્રિય પતિને ચૂકી;
હું પાસે જો પતિ આજ, કરૂં આ વનમાં સુખ સાજ. ૨૦
પુરૂષને દુ:ખ સમે નવિ કોઈ, નારી જેવી કરે કો સોઈ;
વૈદ્યોએ ખોળી કાઢ્યું, સ્ત્રી સમાન સુખ ન ગાઢું. ૨૧
બોલ્યો નળરાય તવ વાણી, નારીનું વેણ વખાણી;
સત્ય વાત તારી વસે હૃદે, દુ:ખ વેળા સ્ત્રી મિત્રનો ઉદે. ૨૨
દુ:ખી પુરૂષને સ્ત્રી મહામિત્ર, ઔષધરૂપ જાણી મેં પવિત્ર;
બીજું કાંઈ નથી એ વિના, જળ વિના જશાં મીના. ૨૩
નહિ કરૂં તારો હું ત્યાગ, ધરો મન માંહે અનુરાગ;
કરૂં મારા જીવનો ત્યાગ, પણ રાખું તારા પર અનુરાગ. ૨૪
બોલી દમયંતી તવ વાણ, પિયર પથ દેખાડો કિમ સુજાણ;
તમો ત્યાગ કરવું નવિ જાણો, કલિ યોગે અશુભ આણો. ૨૫
વારંવાર દેખાડો પથ, વદો નથી હું પાસે રથ;
રાય શોક વધે મુને ઘણો, રાય હાથે મુજને હણો. ૨૬
મન હોય જો પિયર જાઈ, તો આપણ બન્ને જાઉં રાઈ;
કરે ભીમ તમારો સત્કાર, પણ સુખે ન લહો સાર. ૨૭
ઇમ કળિ યોગે જણાય, નાથ શું વદું અમિ આંય;
ભાલણપ્રભુ રઘુનાથકેરો, ઇમ દુ:ખનો આવતો ફેરો. ૨૮

---

૧૯ વિહોણા–વિનાના. ૨૪ અનુરાગ—પ્રીતિ.

# કડવું ૧૯ મું.

## રાગ જીતમાન.

નળ કહે સુણો દમયંતી રાણી, સર્વ વાત અમો સત્ય જાણી;
રાજ્ય મારૂં શ્વશુરનું એક, નથી મન માંહે વ્યતિરેક. ૧
પણ અવળી સ્થિતિમાં હુંય, તે તો સરવે જાણે તુંય;
સમૃદ્ધિ વધારનાર હું પે'લો, થયો આજ અનર્થે ઘે'લો. ૨
માટે ત્યાં નહિ જાઉં હુંય, સાથે ચાલની શ્યામા તુંય;
એમ શાંત્વન કીધી ત્યાંય, એક વસ્ત્ર પે'રી ગયાં વન માંય. ૩
ક્ષુધા તૃષાએ દુ:ખ સે'તાં, એકમેકને નવિ કે'તાં;
એવે એક શૂન્ય આવ્યું સ્થાન, બેઠાં ત્યાંહીં રાણી રાજાન. ૪
ઘાસની નથી સાદડી, બેસવા આપદા આવી આવડી;
સૂતો પૃથ્વી ઉપર ભૂપાળ, સૂતી દમયંતી ત્યાં તત્કાળ. ૫
નારી નિદ્રાવશ થઇ જાણ, અતિ થાકી જિ નિરવાણ;
પૃથ્વીપતને મન શોક, કરતો દુ:ખનો તે આલોક. ૬
રાજ્યાધિપતિ હતો જેવો, અધુના હું નવિ તેવો;
ગયું રાજ્ય વા'લાં વિયોગ, સ્ત્રીની સાથે લીધો જોગ. ૭
ગયાં પક્ષી વસ્ત્ર હરી, એમ વિચાર કરે ફરી ફરી;
શું કરવું ન કરવું કાજ, પ્રાણ ત્યાગ કરૂં કહે મહારાજ. ૮
કરૂં દમયંતીકેરો ત્યાગ, મળે સુખ એને મહાભાગ;
મારેકાજે પામે દુ:ખ, કરમાયું એણીનું મુખ. ૯
તજું નારીને હું આજ, મળે ભીમપિતા મહારાજ;
મારી સાથે પામશે કષ્ટ, થશે નારી રત્ન રૂપ નષ્ટ. ૧૦
કોઈ કાળે મળશે સુખ, જો વિજોગનું સે'શે દુ:ખ;

---

૧ વ્યતિરેક—જૂદાઈ. ૬ આલોક-દર્શન-જોવું. ૭ અધુના-હમણા.

એમ નિશ્ચે કર્યો નળ ભૂપ, તજવી દમયંતી રામા રૂપ. ૧૧
ફરવી કળિયુગે મતિ ત્યાંહીં, ઊભો ઊભો વિચારે જ્યાંહીં;
ધર્મવતી પતિવ્રતા જાણ, યશવતી દુઃખ નહિ પામે નિર્વાણ. ૧૨
પુરૂષનો લાગે નહિ છળ, અધર્મનું ચાલે નહિ બળ;
એમ નિશ્ચે કર્યો નરનાથ, તજવા દમયંતીનો સાથ. ૧૩
અરધું વસ્ત્ર લેવું ધારી, બુદ્ધિ વારંવાર વિચારી;
કિમ લેઉં અરધું વસ્ત્ર, નથી કાપવા કરમાં શસ્ત્ર. ૧૪
ફર્યો ચારે પાસે ચોગાન, અસિ કર આવી રાજાન;
મ્યાન વગરની નિરવાણ, કાપ્યું વસ્ત્ર અરધું સુજાણ. ૧૫
થયો ચાલતો રાજા ત્યાંહીં, મૂકી દમયંતી સૂતી જ્યાંહીં;
થોડે જઈ વળ્યો રાય પાછો, થતો તન મન માંહિ આછો. ૧૬
કરતો રૂદન નળ ભૂપાળ, ફાટી મરશે વિજોગે બાળ;
મારી સ્ત્રીને વાયુનો સ્પર્શ ન થાય, સૂર્ય જોવાને લજાય. ૧૭
તે સૂતી છે પૃથ્વી માંય, અરધું વસ્ત્ર પે'રી આંય;
હસિત વદન દમયંતી જાણ, નિદ્રિત મૂકી જાવું અજાણ. ૧૮
થશે ઘે'લી નારી મારી, સર્પ સિંહ જમી જશે સારી;
ફરશે વનમાં કેઈ પેર, સ્વામી થઇ કરૂં શો કેર. ૧૯
સુણ યુધિષ્ઠિર રાજાન, વળી ફરવ્યું કળિએ જ્ઞાન;
તજવી એમ નિશ્ચે કીધો, સૂર્ય વસુ રૂદ્ર સાક્ષી દીધો. ૨૦
વાયુ અશ્વિનીકુમાર પરબ્રહ્મ, રક્ષણ કરજો એનાં શુભ કર્મ;
એમ કહી ચાલ્યો ભૂપાળ, સ્નેહથી પાછો આવ્યો તત્કાળ. ૨૧
કળિયુગ લેઈ જાય, સ્નેહે પાછો આવે રાય;

---

૧૧ રૂપ—રૂપવતી. ૧૩ પુરૂષનો ઈ૦—દમયંતીને પર પુરૂષનો છળ લાગવાનો નથી તથા તેના આગળ અધર્મનું બળ ચાલવાનુ નથી.
૧૬ આછો-પાતળો અર્થાત્ દુઃખી.

બે ભાગમાં વે'ચાયું હૃદે, હિંડોળાવત થયું ઉદે. ૨૨
આવવું અને જવું જાણે, કળિયુગ જાવાને તન તાણે;
કરી વિલાપ આખર રાઇ, ગયો કળિયુગકેરી સાઇ. ૨૩
મૂકી મનુષ્ય વગરને રણ, ચાલ્યો દુ:ખથી ભજી નારાયણ;
ગડભાંગ કરતો તે ગયો, ભાલણપ્રભુ રઘુનાથનો દુ:ખી થયો. ૨૪

## કડવું ૨૦ મું.

### રાગ દેશાખ.

બૃહદશ્વમુનિ બોલિયા રે, સુણ યુધિષ્ઠિર રાજાન;
નળ ગયો નારી તજી રે, કળિયુગે ભૂલાવ્યું ભાન. ૧

### ઢાળ.

ભાન ભૂલાવ્યું કળિયુગે, થયો રાય અજાણ;
શ્રમ મટ્યે નારી ઊઠી, તવ દુ:ખ પામી સુજાણ. ૨
નર વગરના વન માંહે, પતિ ન દીઠો પાસ;
હે નાથ ! એમ સ્વર કરી, નાખે ઘણો નિશ્વાસ. ૩
પોકાર કરતી બોલતી, તે કહું સુણ રાય;
વાણીની દીનતા અતિ, નહિ કોઈ જન સા'ય. ૪
હે નાથ ! હે સ્વામી ! ભર્ત્તા !, કિમ કરો તમે ત્યાગ;
હણાઇ હું નારી વને, ઈમ ન ઘટે મહારાજ. ૫
મનુષ્ય વગરના વન વિષે, હું એકલી પામું બીક;
ધર્મજ્ઞાતા નવ ઘટે, મુને હૃદયે આવે હીક. ૬
સત્યવાદી આ શું કર્યું, આથી અસત્યવાદી થાવ;
સ્વયંવરમાં શું કહ્યું, ભૂલી ગયા તેનો ભાવ. ૭

---

૨૨ હિંડોળાવત-હિંડોળાની પેઠે-તજવી કે ન તજવી એ વિચારમાં ડામાડોળ.

૬ ધર્મજ્ઞાતા—ધર્મને જાણનારા.

ત્યાગ તારો નહિ કરૂં, ઇમિ બોલ્યા દેવ સમક્ષ;
સ્ત્રી મિત્ર જાણો સર્વથા, દુઃખ સમે હે દક્ષ! ૮
લોકપાળ સમક્ષ બોલ્યા, નવ કરૂં તારો ત્યાગ;
તે સત્ય કરી દેખાડિયે, અહો નળ મહાભાગ! ૯
અઘોર વનમાં પ્રાણીને, અકાળ મૃત્યુ ન થાય?
તમ વિહોણી દમયંતી હું, ધરીશ મારી કાય? ૧૦
હાસ્ય ઉપહાસ્ય કરવું નવ ઘટે, મુને ભય થાયે પુષ્ટ;
પ્રતિમા આવી દાખવો, કાન્ત કાપી કષ્ટ. ૧૧
હું જોઉં છું હું જોઉં છું, દીઠા અધુના આંહીં;
દ્રુમ પૂઠિ લપઇ પેઠા, દયા ધરો મન માંહીં! ૧૨
સ્વામી બોલો શે નહિ, જાણે કળિ કરે ભેદ;
આશ્વાસન તમિ નવિ કરો, તો નારી પામું ખેદ. ૧૩
મુજ દેહકેરો શોક ને, નહિ શોક રાજ્યાસન;
પણ શોક એક મનમાં ઘણો, મુજ વિણ દુઃખ સહો રાજન. ૧૪
ક્ષુધા તૃષાથી પીડિત સ્વામી, બેસો વૃક્ષની હેઠ;
ત્યારે હું નહિ સાંભરૂં, એવા નિર્દય નહિ તમે ઠેઠ! ૧૫
પછી ઊઠી મહિલા આકળી, ચો દિશ જોતી જાય;
રૂદન કરતી દોડતી, શ્યામા શ્વાસ ન ખાય. ૧૬
વૃક્ષ પાછળ લપાતી, સ્વામી નાશી ગઈ વદે;
વારંવાર પોકાર કરતી, દુઃખ ધારી અતિ હૃદે. ૧૭
પછે શોકવાળી દમયંતી બાળી, મૂકે ઘણો નિશ્વાસ;
જે દુઃખથી રાય દુઃખ પામ્યો, તિને કરો હરિ ઉદાસ. ૧૮

---

૧૧ પ્રતિમા—મૂર્ત્તિ. ૧૨ દ્રુમ—ઝાડ. ૧૩ આશ્વાસન—આસનાવાસના.

સુખ જાઓ તેનું સર્વશું, દુઃખ પામો દેહ;
ઇમ શાપ દઇ પતિ પુઠિ, પળી નિઃસંદેહ. ૧૯
પંચાનન મોઢા ઘણા, વ્યાઘ્ર રૂપ વિકાળ;
વિકળ ફરતી વનિતા ત્યાં, હૃદે પતિની ઝાળ. ૨૦
રાજા રાજા ઉચરે, દોડતી વન માંય;
કુરરી પક્ષિણી જિમ દોડે, તિમ દોડે ત્યાંય. ૨૧
ઇમિ ફરતાં આવી પડી, ઇકિ સર્પકેરી પાસ;
તે ક્ષુધાવાળો સર્પ ગ્રસતો, મન ભોજનની આશ. ૨૨
સર્પે ઝાલી સુંદરી, તદપિ ન તનની આશ;
નિષધપતિનું દુઃખ ધારી, હુવી ઘણી નિરાશ. ૨૩
મુખ બોલી ઇમિ વામા, હે પતિ ! કરો રક્ષણ;
સર્પ સાહી સુંદરી, કરશે અધુના ભક્ષણ. ૨૪
કલિયુગથી મન શુદ્ધ થાશે, ત્યારે જીવશો કિમ;
એ દુઃખ મનમાં મને સ્વામી, મન રહે નહિ ક્ષિમ. ૨૫
ત્યાગ કરી જાવું ન ઘટતું, થાક્યા હશો સ્વામિન;
થાક કોણથી ફેડશો, હું પાસે નથી પતિ દીન. ૨૬
એમ વિલાપ કરતી સુંદરી, જોઇ પારધી આવ્યો એક;
પાસે આવી સર્પ માર્યો, સુંદરી મૂકાવી સવિવેક. ૨૭
જળ છાંટયું સુંદરીને, કરાવયો છિં આ'ર;
પૂછ્યું સ્ત્રી છું કુણની, નામ કવણ ભરતાર. ૨૮
પિતા છે કે નહિ તારો, કિમ વન વેઠે નાર;
અજાતશત્રુ સાંભળો, ઇમિ પારધીએ પૂછ્યો સાર. ૨૯
વૃત્તાંત સર્વ તેને વદઇ, જોઇ પારધીએ નાર;

---

૨૦ પંચાનન–સિંહ. ૨૧ કુરરી–ટીંટોડી. ૨૭ સવિવેક—વિવેકથી.

કૃશકટિ સ્તન પીન નારી, જોઇ કર્યો વિચાર. ૩૦
નેત્રાંબુજ અતિ મનોહર, મધુર ભાષિણી બાળ;
જોઇ કામ વશ કાયા હવી, કરિ આશ્વાસન તતકાળ. ૩૧
દુષ્ટ બુદ્ધિ જોઇ તિની, દમયંતી પામી ક્રોધ;
જાજ્વલ્યરૂપે નારી હુઇ, પારધી ન પામ્યો બોધ. ૩૨
સ્પર્શ કરવા તિ ગયો, તવ લહ્યો ન અન્ય ઉપાય;
શાપ દેતી સુંદરી, નળ વગર નિરખી ન કાય. ૩૩
અન્ય પુરૂષ નવિ દૃષ્ટે જોયો, તો બળો પારધી આપ;
શાપ દીધો સુંદરી, લાગ્યો હુતાશનો તાપ. ૩૪
બળી મલ્લે તિ થયો, નારી ચાલી વન;
ભાલણપ્રભુ રઘુનાથના, ગ્લાનિ ધરતી મન. ૩૫

## કડવું ૨૧ મું.

### રાગ મારૂ.

યુધિષ્ઠિર રાય સાંભળો, નારી પામી દુઃખ રે;
કમળનયની ચાલતી, તનમનમાં નહિ સુખ. નારી પામી દુઃખ રે. ૧
મનુષ્ય નહિ ક્રૂર પશુ વિંટ્યું, એવું ભયાનક વન રે;
કેસરી સિંહ વ્યાઘ્ર મોટા, વરૂ વણિયર ફાડે તન. " ૨
મહીષ રીંછ ઘણાં ત્યાંહી, ક્રૂર અનેક છે પક્ષી રે;
મ્લેચ્છ વસતા ત્યાં ઘણા, કોઇ નવિ નિરખઇ દક્ષી. " ૩
ચોર વસતા ચહુ દિશે, કરતા કૂડાં કાજ રે;
નારી ફરતી ત્યાં સહીં, ધુતતણે કૂડે રાજ. " ૪
સાગ અર્જુન વાંસકેરાં, ઝાડ છે વન માંય રે;

---

૩૫ ગ્લાનિ–લજ્જા–મનની દીનતા.

૩ દક્ષી—દક્ષ—ડાહ્યો.

પીપળ ધાવડી ટેભુરી, ઈંગોળી દરશે ત્યાંય. " ૫
નિંબ ખાખર સાવરી, કસ્તુરીમોગર જાંબ રે;
દેવતરૂ ચિંચુ પીંપળી, ખેર નેતર આંબ. " ૬
તાડ ખજૂરી નારોળીકેરાં, કદંબકેરાં વૃક્ષ રે;
બીલી બોરડી ત્રિફળા છે, ઉમરા પશ્યતિ સમક્ષ. " ૭
વૃક્ષ જોતી વિધવિધે, વળી ધાતુ જોતી જાણ રે;
વેલીથી ગુંફઈ ગયું, એવું વન જુવે નિરવાણ. " ૮
રવ ભયંકર નારી સુણતી, ગુફા જોતી પર્વતતણી રે;
તડાગ સરિતા વાવ જોતી, દીન થતી નારી ઘણી. " ૯
પક્ષીઓ વિધવિધનાં, ભયાકુલ રૂપ પિશાચ રે;
સર્પ રાક્ષસ ત્યાં ઘણા, નારી જોતી ત્યાંજ. " ૧૦
શિખર પર્વતતણાં મોટાં, ઝરણાંનો નહિ પાર રે;
પતિ વિયોગે નારી આવી, અઘોરવન મુઝાર. " ૧૧
ભય નહિ એક સ્મરણ પતિનું, બેઠી જઇ પાષાણ રે;
હે વિશાળહૃદે હે મહાબાહો, હે નિષધ દેશના ભાણ. " ૧૨
ત્યાગ કરી પતિ માહરો, કિમ ગયા નિરવાણ રે;
હે ચતુર યજ્ઞ ઘણા કર્યા, નથી નાથ અજાણ. " ૧૩
સ્વયંવરમાં શું વધા છાં, તેહ સ્મરો હે નાથ રે;
મતિમાન ઉલટું નવિ કરિ, તજે નારીનો નહિ સાથ. " ૧૪

---

૫ અર્જુન—સાદડ. ટેભુરી—એ નામનું ઝાડ. ઈંગોળી—હીંગોરાનું ઝાડ (?). ૬ નિંબ-લીમડો. સાવરી-એ નામનું ઝાડ. કસ્તુરીમોગર-કસ્તુરી જેવો સુગંધવાળો મોગરો. દેવતરૂ-દેવદાર. ચિંચુ (ચિંચા) આંબલી. ૭ ત્રિફળા-હરડાં, બેઢાં અને આમળાંનાં ઝાડ. ઉમરા—ઉમૈડા. પશ્યતિ—જુએ છે. ૯ રવ—શબ્દ. તડાગ—તળાવ. ૧૦ ભયાકુળ—ભયથી વ્યાપ્ત.

૧૨. વિશાળ હૃદે-પોહોળી છાતીવાળા. મહાબાહો-હે મોટા હાથવાળા—પરાક્રમી.

સત્ય વચન વદવાથકી, ગ્રહે ચાર વેદનું પુણ્ય રે;
અસત્યવાદી જો થશો તો, પુણ્યશ્લોક કીર્ત્તિ થાશે નૂન્ય. ,, ૧૫
નળપતિની નારી હું, વનમાં પામું નાશ રે;
નિષ્પાપ ! એ ઘટતું નથી, અબળા દુઃખે મૂકું નિશ્વાસ. ,, ૧૬
સિંહ મુખ પો'ળું કરી, મનિ ખાવા ધાય રે;
રક્ષણ કરો ભરતાર મારૂં, શાસ્ત્રાજ્ઞા કહેવાય. ,, ૧૭
પ્રિયા મારી એમ કે'તા, સદૈવ હે નરનાથ રે;
સત્ય વચન સ્વામી કરો, તેડો નારી સાથ. ,, ૧૮
ગાંડી સરખી હું ભમું, તે વિસરો શે શ્યામ રે;
કૃશ તનુ જોઈ માહરૂં, થાઓ પ્રભુ વિશ્રામ. ,, ૧૯
મુખકાંતિ ફીકી પડી, મલિન તનુ મહારાજ રે;
અરધું વસ્ત્ર અંગે ધર્યું, લાગશે પ્રભુ લાજ. ,, ૨૦
મૃગયૂથથી મૃગલી વિખૂટી, પડી વન મહારાય રે;
દશા તિની નવિ વિલોકો, હવિ કેવી કાય. ,, ૨૧
વન વિષિ હું એકલી, કરૂં વિધવિધ સાદ રે;
સતીને નવ મે'લો સ્વામી, નવિ કર્યો કંઇ વિખવાદ. ,, ૨૨
સર્વાંગે હે શોભતા, અહો નરોત્તમ નામ રે;
હું આજ તમિને નવિ લહું, અહો નિષધ દેશના ધામ. ,, ૨૩
વ્યાઘ્રસિંહસમાકુલ વન, માંહી સૂતા નાથ રે;
બેઠા હશો ઊભા હશો, મુને ગ્રહો સંગાથ. ,, ૨૪

---

૧૫ પુણ્યશ્લોક ઇ૦—તમારી પુણ્યશ્લોક (પવિત્ર કથાવાળા) એવી કીર્ત્તિ નૂન્ય (ન્યૂન-ઓછી) થશે. ૧૬ નિષ્પાપ—પાપ વિનાના ! ૧૭ મનિ—મને.

૨૦ તનુ—શરીર. ૨૧ મૃગયૂથ—હરણનું ટોળું. ૨૪ સમાકુળ—વ્યાપ્ત.

દુ:ખવાળી દયામણી હું, સંદેશો પૂછું કુને રે;
ભાળ આવી કો કહે, સ્વામી તમારો મુને. ,, ૨૫
સુર સરખા સ્વરૂપવાળા, અરિ જાણે પ્રતાપ રે;
કમળ સરખાં નેત્રવાળા, ખુઓ મારો તાપ. ,, ૨૬
આ રહ્યા સ્વામી એવું, કહે આવી કુણ રે;
આ સિંહ સન્મુખ આવતો, પૂછું જઇ હું ઉણ. ,, ૨૭
ભીમની હું પુત્રી કા'વું, નિષધપતિની નાર રે;
દુ:ખ ટાળ હે બાંધવા, નિકર કર તું આહાર. ,, ૨૮
અરે સિંહ ન બોલતો, નવિ કરે આશ્વાસન રે;
ગઇ નારી નદી પાસે, વદે ત્યાંહી વચન. ,, ૨૯
શિખરથી અતિ ઉંચો પર્વત, ધ્વજા જેવો મુજ મન રે;
સિંહ વ્યાઘ્ર હસ્તિ વસે, રીંછ મૃગ ઘણાં પાવન. " ૩૦
પક્ષીઓ બહુ વિધનાં, કરે સુરસ ઉચ્ચાર રે;
નદી બાઇ તું પુત્રી તેની, પૂછ મુજ ભરતાર. " ૩૧
નદીએ નવિ પૂછિયું, તવ પાસ જાતી નાર રે;
રાયપુત્રી રાયવધૂ હું, નગરાજ આપો પાર. " ૩૨
પર્વત ત્યાં નવિ બોલિયો, તવ પૂછ્યું બીજે સ્થાન રે;
ઇમ નારી ભમતી પૂછતી, કંઈ ન પામતી માન. " ૩૩
ઉત્તર દિશ ભણી ચાલી નારી, તાપસકેરે વન રે;
ભૃગુ અત્રિશા મુનિ નિરખી, પ્રફુલ્લિત થઇ મન. " ૩૪
ઋષિએ આદરસત્કાર કીધો, બેસારી દુ:ખિયારી રે;
શું પ્રિય તારૂં કરિયે નારી, થાય સતી સુખિયારી. " ૩૫
દમયંતીએ પૂછ્યું તાપસને, તપ અગ્નિ મૃગ આદિક કુશળ રે;
કુશળ છે ઇમ મુનિવર બોલ્યા, નારી જાણી કોઇ મહાબળ." ૩૬

---

૩૨ નગરાજ—હે પર્વતરાજ! પાર આપો—ખબર કહો.

વન દેવા કે રાજ ઋષિની, નારી છું તું કોની રે;
દુઃખ સરવે દૂર થશે, અમિને સર્વે કો'ની. " ૩૭
દમયંતી કે' વનદેવા નહિ, ભીમની કુમારી રે;
વીરસેનના સુત નળની, હું ઋષિવર ! છું નારી. " ૩૮
પતિની શોધ કરવા ફરૂં છું, બીજું નહિ કાંઇ કારજ રે;
મળશે નહિ તો દેહ તજીશ, અસત્ય નવ વદવું રજ. " ૩૯
ઋષિ કહે સુંદરી સુણીએ, કહું તપોબળથી અમિ રે;
થોડા દિવસે સુખ પામશો, નર નારી બેઉ તમિ. " ૪૦
એમ કહી આશ્રમ ત્યાંહિ તો, થયો છે વિસર્જન રે;
દમયંતી મનમાં દુઃખ ધરે છે, અરે રહી એકલી સ્ત્રીજન. " ૪૧
વિલાપ કરતી ત્યાંથી ચાલી, એવે દીઠો એક અશોક રે;
ભાળ પૂછતી તેને ભામની, ભ્રાત મટાડો તમિ શોક. " ૪૨
ઇમ પૂછતી બાળી ચાલી, એવે નિરખ્યો સંઘ ઇક રે;
તેની પાસે નારી જાતી, નહિ મનમાં જિને બીક. " ૪૩
નિર્મળ નદી ઉતરવી માટે, ગઈ શ્યામા સંઘ માંહી રે;
ગાંડી સરખી ગોરી જોઇ, હસતા લોક જહીં તહીં. " ૪૪
અરધું વસ્ત્ર અબળાએ પે'ર્યું, ગયું શરીર તો સૂકી રે;
ઊઝરડા અંગે અતિઘણા, જીર્ણતા થઇ છે ઢૂંકી. " ૪૫
જોઈ એને કોઇકિ ભાગ્યા, કોઇક થતા ચિંતાતુર રે;
હાંસી કરતા કોઇક તહીં, કોઇકિ થતા કામાતુર. " ૪૬
તિરસ્કાર ત્યાં કોઇક કરતા, કોઇકિ પૂછતા કુણ છું રે;
વનની દેવી હઉં પ્રણામ કીજે, નિરખી અમોએ ઉણ છું. " ૪૭
દમયંતી કહે વૃદ્ધ યુવા સહુ, સંઘતણા જે જે જન રે;
રાયની પુત્રી રાયની સ્ત્રી હું, જાણો થઈ ઇક મન. " ૪૮
પતિ દર્શનની ઇચ્છાવાળી છું, નહિ બીજું કાંઇ કામ રે;

ભીમરાજાની પુત્રી હું છું, નળરાજા મારો સ્વામ. „ ૪૯
વીર્યવાન તે પતિ મારો, શોધતી ફરૂં છું વન રે;
નિરખ્યો હોય તો તેહ દેખાડો, મળ્યા સહુ મહાજન. „ ૫૦
વધામણિનાં વચન ઉચરઇ, તો થાયે શુભ મારૂં રે;
શુચિ મહાજન એમ વધ્યો, સાંભળ કહું જે સારૂં. „ ૫૧
આ વન મધ્યે હું ફર્યો, નિરખ્યા વ્યાઘ્ર રીંછ અને મૃગ રે;
પાડા વરૂ ને શૃગાલ દીઠા, બીજું નહિ આવ્યું દગ. „ ૫૨
દકિ તું નારી અહીં લહેવાઇ, ઉજાતી આવી અહિં રે;
બીજો નર અમે કોઇ ન નિરખ્યો, ફરી આ વનમાં અમિ સહીં. „ ૫૩
દમયંતી નિરાશ થઇને, બોલી શુચિ મહાજનથી રે;
સંઘ તમારો ક્યાંહીં જાશે, તેહ કહો તમિ સત્યમનથી. „ ૫૪
મહાજન કહે નારી સુણીએ, જશે શંઘ ચેદિ દેશ રે;
સુબાહુમાં પડાવ કરશે, અહિં રહે નહિ કંઈ શેષ. „ ૫૫
સંઘની સાથે શ્યામા ચાલી, પતિ મળવાની આશે રે;
ભાલણપ્રભુ રઘુનાથના, વળી ભરાઈ તેહ નિરાશે. „ ૫૬

## કડવું ૨૨ મું.

### રાગ જીતમાનની ચોપાઈ.

બૃહદશ્વ બોલ્યા સુણ રાય, દમયંતી સાથે જાય;
ગયો સંઘ તે મોટા વનમાં, નવીન ભય થયો છે તનમાં. ૧
ખીલ્યાં કમળ ત્યાંહી અપાર, તેનો કહિએ હવે વિચાર;
ઘાસ ઉગ્યું જેમાં ભલી ભાત, ઘણાં પુષ્પતણી ઘણી જાત. ૨
સુંદર વૃક્ષની દીસે પાળ, જોઇ મન રીઝે તત્કાળ;
ઘણાં પક્ષીઓવાળું વન, જોઇ જળ થાય તૃપ્ત મન. ૩

---

૫૫ સુબાહુ–એ નામના રાજાના દેશમાં.

સંઘ ચાલી ચાલી થાકયો, આવી સૂતો ત્યાં થાકયો પાકયો;
વિશ્રામની કરી ત્યાં સજાઇ, મહાજનને પૂછ્યું જાઇ. ૪
પશ્ચિમ કિનારે સૂતા સર્વ, ઉંઘ્યા કામ ક્રોધ તજી ગર્વ;
થઈ રાત્રી અંધારી અર્ધ, વાજે ઘંટા બોલે બલિવર્દ. ૫
એવે જળપાન કરવા આવ્યું, મદગળનું ટોળું જિંકા'વ્યું;
જોઈ જન મદગળ મકલાયા, શો'રના ગજને જઈ સા'યા. ૬
થયું યુદ્ધ હાથીનું જાણ, થયો સંઘ તો કચ્ચરઘાણ;
થાય ભડાકા અતિ મોટા, સુણ્યા નહિ જેના જોટા. ૭
પર્વત પરથી પડે શૃંગ, તેવા શબ્દે થાય જન દંગ;
થયો માર્ગ એક ત્યાં બંધ, કચર્યા લોક ને પીડાયો સંઘ. ૮
નાઠા લોક ચહુદિશ ત્યાંહી, વનવેલીકેરી માંહી;
કેટલા રહ્યા નિદ્રામાં મગ્ન, તેમનાં થયાં ગાત્ર ભગ્ન. ૯
માર્યા દાંતે કેટલા જાણ, શુંડમાં સાહી લીધા પ્રાણ;
પગે દાબી નાખ્યા ઘણા, ઉષ્ટ્ર વાજી નાશની નવિરહી મણા. ૧૦
માંહોમાંહે બચાવા કાજ, ઘણા લઢી મુઆ મહારાજ;
પડી ખાડમાં મુઆ કોઇ, કોઈ બેઠા રે'તા રોઈ. ૧૧
દૈવબળથી થયો સંઘ નાશ, વશી રહ્યો સર્વમાં ત્રાસ;
અરે ઊડ્યો અગ્નિ આ તે ઈમ, હવિ કરવું ભાઈ કિમ. ૧૨
આ તો મોટું કષ્ટ થયું છિં, સુખ આવેલું ગયું છિં;
નાસો ભાગો તહિં ઉચરાઈ, અમૂલ્ય રત્નને કુણ સા'ઈ. ૧૩
મહાજન કે'તો સર્વને ત્યાંઈ, રત્નશ્રમ સાધ્ય લેવાં સાઈ;
પણ નવિ માને કોઈ તિનું, થયું ભયથી મન સહુનું ભીનું. ૧૪

---

૫ બલિવર્દ–બળદ. ૬ મદગળ–મદોન્મત વનના હાથી. ૮ શૃંગ–શિખર.
૧૦ ઉષ્ટ્ર–ઉંટ. વાજી–ઘોડો. ૧૨ ઊડ્યો ઈ૦–આ તે અગ્નિ ઊડ્યો કે શું ?

એવું જોઇને ઊઠી દમયંતી, જે રાણી થઈ છિં ભમયંતી;
જોઈ વિનાશ ભય પામી મન, દીનતા યુક્ત થયું ઘણું તન. ૧૫
બચ્યા જેહ સંઘના જન, તે તો દુઃખ પામતા ઘણું મન;
પૂજ્યા યક્ષ ને વિઘ્નનાશન, થયું શેણે આ શાસન. ૧૬
થયું શુકનકેરૂં આ ફળ, કે ગ્રહ આપણા નિર્બળ;
નહિ તો થાયે નહિ આમ જાણ, ગયા સંબંધીઓના પ્રાણ. ૧૭
કોઈ બોલ્યા ત્યાંહિ મૂર્ખ, અધમોધમ જેહ પુર્ખ;
આ સાથે નારી રૂપાળી, નવિ સ્રીઓમાં બીજી ભાળી. ૧૮
તેના કર્મથકી આ હવું, કૂડાં પગલાંએ દુઃખ અનુભવ્યું;
એ છે રાક્ષસી કે પિશાચી, માનો વાત અમારી સાચી. ૧૯
એનાથી થયું કૂડું કર્મ, મારો પાપ્રાણે થાયે ધર્મ;
નવિ મારે એને જે જાણ, તેહ જાણે પાપની ખાણ. ૨૦
સુણી એવાં વચન દમયંતી, ગઈ નાશી વનમાં દુઃખવંતી;
કર્યો ખેદ મને અતિ સાર, હું પાપણીએ કર્યો અકાર. ૨૧
કોપ્યો વિધાતા હું ઉપર, સુખનું નવિ મળતું સર;
કયા કર્મનું ફળ થયું ઉદે, મન થાયે ન મારૂં મુદે. ૨૨
મન વાણીએ કર્યું કડું કર્મ, કર્યા હશે ઘણા અધર્મ;
નવિ સાંભરે જો કે મુજને, પણ વિસરે હરિ કિમ તુજને. ૨૩
કિયા કર્મનું હશે આ ફળ, પૂર્વજનમનું જાણું બળ;
પામી દુઃખ ન મપાયે હુંથી, અપાર ક્ષમા ન થાયે તુંથી. ૨૪
પતિ રાજ્યહરણ સ્વજન વિયોગ, પતિ વિણ તજ્યા સહુ ભોગ;
ભયંકર વન માંહી ભમવું, એ સહુ ઇશ્વર તુજને ગમવું. ૨૫

---

૧૬ યક્ષ–ધનની ચોકી કરનારા દેવ. વિઘ્નનાશન—ગણપતિ. શાસન–શિક્ષા. ૧૮ અધમોધમ—નીચમાં નીચ. ૨૧ અકાર–અકાર્ય–ખોટું કામ. સર–સરોવર ( સુખરૂપી ).

સુણ યુધિષ્ઠિર રાજાન, થયો પ્રાત ને ઊગ્યો ભાણ;
સંઘવાળા મળિયા સર્વ, ગર્વી જનના ગળિયા ગર્વ. ૨૬
જે રહ્યા તે સર્વે સિધાવ્યા, ગયા મન માંહી જ્યાંહિ ફાવ્યા;
દમયંતી વિચારે મન, મુઆ સંઘતણા સહુ જન. ૨૭
હજું રહ્યું ક્યાં સુધી દુ:ખ, નવિ જાણ્યું કેવું સુખ;
દુ:ખ આવે ન આવે મોત, શે નવિ મળતી જ્યોતેજ્યોત. ૨૮
એમ કરતી વિવિધ વિલાપ, થયો નહિ હસ્તિઓથી હુંને તાપ;
ઉવેખ્યા જે મેં દેવ, દુ:ખ દીધું તેમણે એવ. ૨૯
જાતા બ્રાહ્મણ સાથે નારી, ગઈ પૂઠિ પૂઠિ અવિચારી;
સાયંકાળે સુબાહુને દેશ, ગયા ભજતાં સહુ સર્વેશ. ૩૦
તેની પૂઠિ ગઈ દમયંતી, વનવગડામાં જિ ભમયંતી;
અરધું વસ્ત્ર કર્યું પરિધાન, દસે ગાંડી જેવું સહુ વાન. ૩૧
જોઈ આશ્ચર્ય પામ્યા લોક, કરતા ઘણા તેનો શોક;
થયાં બાળક પૂઠિ ઘણાં, કહું દુ:ખ દમયંતીતણાં. ૩૨
સુબાહુના મે'લની પાસ, જાતી નારી દીઠી ઉદાસ;
કહ્યું દાઈને રાયની માત, જઈ બોલાવ આ સ્ત્રી જાત. ૩૩
પામે દુ:ખ મનુષ્યથી ઘણું, એનું રૂપ અતિ દીન બણ્યું;
ઇચ્છે એ શરણની વાંચ્છા, એના મનની જાણી મેં ઇચ્છા. ૩૪
લક્ષ્મી સમાન છે એ નાર, લહે ગાંડી જન અવિધાર;
એનું સ્વરૂપ છે રસાળ, મમ ઘર શોભાવશે ઈ બાળ. ૩૫
સુણી દાઈ ગઈ બોલાવા, કહ્યું લોકને મૂર્ખ શા આવા;
તેડી ગઇ રાજમેહેલની માંય, બેસાડી ભૂમિ આસન જ્યાંય. ૩૬
દાઇએ પૂછ્યું પછે, બાઈ તું દુ:ખમાં શે ગછે;

---

૨૮ શે ઇ૦—જ્યોતેજ્યોત કેમ મળી નથી જતી ?—મરણ કેમ નથી થતું ? ૩૦ સર્વેશ—હરિ.

દેવકન્યા કે યક્ષની બાળ, તારૂં રૂપ અતિ રસાળ. ૩૭
નથી સા'યક તારો કોઈ, આંખ ફૂલી ગઈ ઘણું રોઈ;
સુણી દાઈકેરાં વેણ, હું છું સૈરંધ્રી હે બેન ! ૩૮
સ્વેચ્છાએ વસનારી હુંય, પતિભક્તિવાળી જાણે તુંય;
મનુષ્ય સ્ત્રી હું છું જાત, વસવું પડે જ્યાંહિ રાત. ૩૯
મારો પતિ છે મા'ગુણવાન, વળી તે જાતે છે બળવાન;
અન્યોઅન્ય અમારે પ્રીત, દેહ છાયાની રાખું રીત. ૪૦
પણ દૈવ થયો માંહી આડો, ધૂત રૂપનો ખોદ્યો ખાડો;
સર્વસ્વ હારી ગયો સ્વામી, ગયો વનમાં તે બહુનામી. ૪૧
તેની પાછળ ગઇ હું જાણ, પટ પેહેરેલું તજ્યું સુજાણ;
મારૂં અરધું આપ્યુ મેં વસ્ત્ર, ફાટ્યું વસ્ત્ર નો'તું કર શસ્ત્ર. ૪૨
વગર અપરાધે તજી હુંય, ફરૂં ખોળવા વદું શુંય;
પ્રાણેશ્વરને જોતી ફરૂં, બીજું મન માંહે નવિ ધરૂં. ૪૩
હે સ્વામી ! હે સ્વામી ! ઉચ્ચાર, બીજો મુને નથી વિચાર;
ઇમિ દુ:ખના કર્યા વિલાપ, સુણી સુબાહુની માને પ્રગટ્યો તાપ. ૪૪
અરે રે દુખિયારી છે દાસી, કહ્યું અહીં રે' મટશે ઉદાસી;
જોશે સેવક મારા જાણ, મેળવું તારો પતિ નિરવાણ. ૪૫
તારો પતિ આવશે અહીં, અહીં વસે પતિ પામો સહી;
સુણ રાજા યુધિષ્ઠિર ત્યાંહી, દમયંતી શું બોલી જ્યાંહી. ૪૬
સુપ્રજાવતી હે માત ! તમારી પાસ રહું કરી ખ્યાત;
ઉચ્છિષ્ટ ભોજન હું નહિ કરૂં, પગે ચાલીને ભૂમિ ભરૂં. ૪૭
કોઈ પુરૂષશુ ન કરૂં વાત, જાળવવી મારી તમારે જાત;

---

૩૭ ગછે—જાય. ૩૮ સૈરંધ્રી—રાજઘરની દાસી. ૪૭ સુપ્રજાવતી—સારાં સંતાનવાળી.

અધર્મી પુરૂષ સામું નવિ જોઉં, ધર્યું વ્રત તે મેં નવિ ખોઉં. ૪૮
જોઇશિ બ્રાહ્મણને હું એક, બીજા કોઇ નહિ વત્રેક;
એવી બાંધણી હોય તો વસું, નિકર મારગ માતા જશું. ૪૯
સુણી દમયંતીનાં વચણ, થયાં પ્રફુલ્લિત માત નયણ;
તારૂં વ્રત શ્રેષ્ઠ છે બાઈ, તારી કરીશ સર્વે સાઈ. ૫૦
પછે બોલાવી પુત્રી સુનંદા, કહ્યું આ નારી છે જો સુચંદા;
છે દુઃખણી એ અવિધાર, તારા સમાણી છે નિરધાર. ૫૧
કરી સખીપણું તું ઉમંગે, રમો સાહેલી બંને રંગે;
સુણી વચણ હરખી સુનંદા, સાથ તેડી ગઇ મન મુદા. ૫૨
ત્યાંહી આનંદ પામી કાંઈ, શરીર સંતોષાયું જ્યાંહિ;
ભાલણપ્રભુ રઘુનાથ, મળ્યો દમયંતીને સારો સાથ. ૫૩

## કડવું ૨૩ મું.

### રાગ ધનાશ્રી.

સુણ યુધિષ્ઠિર મહારાજ જી;
કહે નળરાજાનું કાજ જી. ૧

### ઢાળ.

કાજ કહું નળ નૃપતણું, સુણો હે ભૂપાળ;
તજી વનમાં તારૂણી, ગયો ક્યાંહી નૃપાળ. ૨
ઈકિ વનમાં ગયો રાજા, દવ બળતો ત્યાંહી;
'નળ દોડ' એવો શબ્દ સુણિયો, ભય પામીશ નહિ મન માંહિ. ૩
એમ કહીને અગ્નિમાં, પડ્યો નળ ભૂપાળ;
ફણાવાળો નાગ કંપે, કહે કાઢ હે દયાળ ! ૪
કર્કોટક છે નામ મારૂં, મેં છળ્યા નારદ મુન્ય;

---

૫૧ સુચંદા—સારા ચંદ્ર જેવી.

શાપ દીધો તેમણે, હર્યું મારૂં સહુ પુણ્ય. ૫
સ્થિર રહીશ એમ ભાખિયા, અડકે નળનો હાથ;
ઉંચકીને લઈ જશો, નળરાય તુંને સાથ. ૬
ત્યારે મુક્ત થઇશ તું શાપથી, ઇમિ નારદે કહ્યું વચન;
ચાલવા સમર્થ નથી હું, ઉંચક હે રાજન ! ૭
અગ્નિથી રક્ષા કરો, અહો નળ નૃપાળ;
હું શ્રેય કરીશ કંઈ તાહરૂં, વળી મિત્ર થઇશ ભૂપાળ. ૮
મુજ સમા કો સર્પ નહિ, જો લઘુરૂપ કરૂં હું રાય;
અગ્નિથી લઇ બા'ર મૂકો, કાર્ય મારૂં થાય. ૯
અજાતશત્રુ સાંભળો, થયો કર્કોટક લઘુરૂપ;
પ્રવર જેવડું સ્વરૂપ જોઇ, હરખ્યો મનમાં ભૂપ. ૧૦
વન્હિ વિનાને સ્થાન ચાલ્યો, લઇ કરમાં નાગ;
મૂકવા મન કરે રાજા, કર્કોટક બોલ્યો હે મહાભાગ ! ૧૧
નિષધ દેશના રાયજી, થોડી ગતિ કરો દયાળ;
શ્રેય થાશે તાહરૂં, ઇમિ કરીશ હું ભૂપાળ. ૧૨
પગલાં ગણતો રાય ચાલ્યો, તે વખત દંશો નાગ;
નળ શરીરનો વર્ણ ફરિયો, નાગ મન પ્રગટ્યો રાગ. ૧૩
મનુષ્યરૂપે નાગ હુઓ, કહ્યું ચિંતા નવ કીજે;
કોઇ જાણે નહિ માટે, કર્યું અસો આ રીજે. ૧૪
જે કળિએ આ ફૂડ કીધું, તે પામશે હવિ દુઃખ;
શરીર તારે વશીને, પામશે નહિ સુખ. ૧૫
દુઃખ નવિ જાણે તેહને, દીધું એણે દુઃખ;
તારી રક્ષા મિ કરી, વદું શું મારે સુખ. ૧૬

---

૧૦ પ્રવર–પર્વ–આંગળીનું બેડકું.

અરિથકી બ્રાહ્મણથકી, વળી દાઢવાળો જંત;
રાય તું આજે થયો, જાણજે નિશ્ચિંત. ૧૭
યુદ્ધમાં જય થશે તારો, બાહુક નામ ધરજે તુંય;
અયોધ્યામાં જઇ વસો, કહું તુજને હુંય. ૧૮
ઋતુપર્ણ રાજા ત્યાંહિનો, અક્ષવિદ્યા સુજાણ;
અશ્વવિદ્યા શીખવીને, અક્ષમાં થા સુજાણ. ૧૯
તારો મિત્ર થશે તિ રાજા, અક્ષવિદ્યા જાણીશ તુંય;
સુખી થઇશ તું માન નિશ્ચે, દુઃખ જાશે કહું હુંય. ૨૦
સ્ત્રી સંતાન ને રાજ્ય મળશે, વળી સ્વરૂપ ઇચ્છિશ પેહેલું;
સ્મરણ કરજે માહરૂં, આપીશ વેલું વેલું. ૨૧
આ વસ્ત્ર અંગે ધારણ કરજે, પૂર્વ સ્વરૂપ તુંને મળશે;
કર્કોટક એવું વધો, કારજ તારાં સરશે. ૨૨
અંતરધાન ત્યાંહી થયો, રાય થયો મનમાં રળી;
ભાલણપ્રભુ રઘુનાથના, જુક્તિ રૂડી મળી. ૨૩

## કડવું ૨૪ મું.

### રાગ મેવાડો.

બૃહદશ્વ કહે સુણ રાય રે, કર્કોટક ત્યાંથી જાય;
નળરાય ચાલ્યો વાટે રે, સુખી ઘણો મન થાય. ૧
દશમે દિવસે આવિયો રે, ઋતુપર્ણ જ્યાં રાજન;
અયોધ્યામાં પેસતો રે, કચવાતું ઘણું મન. ૨
રાજા પાસે જઈ વધો રે, કહેવા લાગ્યો કેણ;
બાહુક નામ છે માહરૂં રે, છું સારથી હું સુખ દેણ. ૩
રસોઇ ઉત્તમ હું કરૂં રે, મારે રે'વું તુજ ઘેર;

૧૯ અક્ષવિદ્યા—પાસા નાખવાની વિદ્યા-દ્યૂત.

પણ ગુહ્ય વાત પૂછો મને રે, તો હું રહું રૂડી પેર. ૪
શિલ્પ કામ જાણું અમિ રે, બીજાં જાણું ઘણાં હું કામ;
ભરણપોષણ કરી રાખશો રે, તો હું રહું આ ઠામ. ૫
ઋતુપર્ણ કહે સુખે રહો રે, મન ગમતું કરીશું કાજ;
પણ અશ્વ રથના ચાલે ઘણા રે, ઇમ કરજો કહે રાજ. ૬
દશ સહસ્ર નિષ્ક તુજને રે, હું આપું પ્રતિમાસ;
વાર્ષ્ણેય આદિ સારથી રે, સહુ થાશે તારા દાસ. ૭
ઋતુપર્ણે આનંદ શું રે, રાખ્યો બાહુકરૂપો નળ;
વાર્ષ્ણેય જીવળની પાસ તે રે, વસતો નળ મહાબળ. ૮
ત્યાં વસતાં નળ સંભારતો રે, દમયંતી નારી જેહ;
નિરંતર ઇકિ બોલતો રે, શ્લોક મનથી તેહ. ૯
ક્ષુધા તૃષાથી આતુરી રે, ક્યાં ગઇ તું સ્ત્રીજન;
ક્યાંહી સતી સતી હશે રે, અતિમંદ પતિ ભજતી મન. ૧૦
અધુના કયા પુરૂષને મળી રે, ઇમ બોલતો નળ ભૂપાળ;
જીવળે તિને પૂછિયું રે, વદો બાહુક દયાળ. ૧૧
કયી સ્ત્રીનો શોક કરો રે, હું સાંભળવા ઇચ્છું રાય;
નળ બાહુક ત્યારે બોલિયો રે, કુબુદ્ધિની સ્ત્રી ઇકિ રાય. ૧૨
માનીતી મનમાં ગણી રે, સત્ય બોલી સુજાણ;
જાણી જોઈ વિવાહ કર્યો રે, પુરૂષ જાત અજાણ. ૧૩
સ્ત્રી વિયોગવાળો મંદમતિ, પીડા પામેલો તેહ;
અથડાતો ફરે નારી વિનાનો, જીવળ સુણો નિઃસંદેહ. ૧૪
સાયંકાળથી તિ રાત્રી સુધી રે, અમિ ગાઉં જી શ્લોક;

૭ નિષ્ક—મોહોરો. ૮ જીવળ—ઋતુપર્ણના એક સેવકનું નામ.

જીવળ તિ પુરૂષ મોટો રે, નામ જીનું પુણ્યશ્લોક. ૧૫
તે હમણાં દુઃખ વેઠિછિં રે, કષ્ટ પામિછિં અપાર;
તિનિ સ્ત્રી જોઈ તેહને રે, પૂઠિ ગઈ વન મુઝાર. ૧૬
પણ મતિમૂઢે તિને તજી રે, વિક્રાળ વનની માંય;
વ્યાઘ્ર વરૂ ભક્ષી ગયાં રે, તેની ચિંતા થાયે આંય. ૧૭
જીવતી જો તે રહી રે, દુષ્કર કરિયું કામ;
જીવળ સુણ તુજને કહું રે, વિણ વાંકે છોડી વામ. ૧૮
અજાતશત્રુ સુણિયે રે, રહ્યો છૂપાઇને ઇમિ રાય;
ભાલણપ્રભુ રઘુનાથના રે, તિની ગતિ કેવી થાય. ૧૯

## કડવું ૨૫ મું.

### રાગ દેશાખ.

બૃહદશ્વ મુનિ ઇમિ વદે રે, સાંભળ ધર્મતણા નંદન;
સ્ત્રી પતિ બન્ને વસે રે, કરી રાયનું વંદન. ૧

### ઢાળ.

વંદન કરી રાયકેરૂં, વસે ભામિની ભૂપ;
હવિ ભીમરાયે મોકલ્યા, શોધવા વિપ્ર અનુપ. ૨
મોકલતી વેળાએ વદ્યા, કરો નળ દમયંતી શોધ;
શોધ લાવો એહની, તમિ સુણો મારો બોધ. ૩
સહસ્ર ગાય આપું અમિ, વળી આપું મોટું ગામ;
બેમાંથી ઇકિ લાવો તો, આપું ઘણો હું દામ. ૪
ભીમકરાયનાં વચન સુણી, ગયા બ્રાહ્મણ દેશોદેશ;
નળ દમયંતીને શોધતા, નવિ રાખે કંઇ શેષ. ૫
નળ દમયંતી નવિ નિરખ્યાં, તેમાંનો બ્રાહ્મણ ઇકિ સુદેવ;
ચેદિ દેશે સુબાહુ રાજા, તહિં આવ્યો ભૂદેવ. ૬

ત્યાં ગુપ્ત વસતી દમયંતી, અગ્નિજ્વાળ રહે છૂપી;
તિમ સ્ત્રીઓમાં દમયંતી રહી, અજાણપણે લુપી. ૭
કમળનેત્રા મલિન તનુ, કૃશ અંગી દમયંતી;
સુદેવે તહિં ઓળખી, નિશ્ચે આ મતિવંતી. ૮
પૂર્વે જોઈ જેહ દમયંતી, તેના જેવી રૂપવાન;
પૂર્ણિમાના ચંદ્ર સરખું, મુખ દીસે ગુણવાન. ૯
સુંદર વર્ણવાળી દમયંતી આ, સ્તન ભારે નમંતી;
ઉજેહ કરતી ચહુ દિશામાં, દમયંતી મતિવંતી. ૧૦
ચંદ્રકાંતિવત્ પ્રિયકારી, રજ વિના તડાગે હુઇ;
પાપરૂપ કર્દમમાં ખરડાઇ, માટે દીસે જૂઈ. ૧૧
ગ્રહણકેરી રાત્રી છે, પતિચંદ્રથી થઇ મલિન;
પુષ્પ ખરિયાં વૃક્ષનાં, તેવી દીસે નારી દીન. ૧૨
દ્વિતીયાનો જિમ ચંદ્ર જોઇ, લોક કરે અવલોકન;
તિમ મેં નિરખી સતી, પ્રફુલ્લિત થયો મન. ૧૩
સ્ત્રીને નવિ અલંકાર કોઇ, પતિ અલંકાર સમાન;
પતિ વિના નવિ શોભતી, દમયંતી ગુણવાન. ૧૪
દમયંતી વિના નળ રહે, એ મોટું આશ્ચર્ય;
મહાપીડા પામતો તે, ગુણવાન જિ નૃપવર્ય. ૧૫
સ્વરૂપવતી જોઈ દમયંતી, થાય મુજને ખેદ;
રોહણી સમાગમે ચંદ્ર જેવો, ક્યારે દુઃખનો થાશે છેહ. ૧૬
દમયંતીને નળ પામે, થશે મહાસુખવાન;
ઉભય જોડી સમાન છે, ગુણવાન અને બળવાન. ૧૭

---

૭ લુપી–લુપ્ત થઇને. ૧૧ રજ ૭૦–તળાવમાં થયેલી રજવગરની (પોયણી) હોય તેવી. કર્દમ–કાદવ. જૂઈ–જૂદી. ૧૨ ગ્રહણ ૭૦—પતિરૂપી ચંદ્રનું ગ્રહણ થવાથી ગ્રહણની રાત્રીની પેઠે મલિન થઇ છે!

ઇમ વિચાર કરતો મંન માંહે, સુદેવ મહાજાણ;
ચિન્હથી નિશ્ચય કર્યો, એ દમયંતી નિરવાણ. ૧૮
પાસ જઇને કે'વા લાગ્યો, અહો ભીમકતનયા માત!
તુજ ભ્રાતનો સુદેવ નામે, હું મિત્ર છું વિખ્યાત. ૧૯
તુજ પિતાના વચણથી, આવ્યો શોધવા હું આંહી;
સર્વ કુશળ છે સગાં તારાં, કુણ્ડિનપુરની માંહી. ૨૦
હે પતિવ્રતા તુજકારણે, દુઃખિયાં તે સર્વત્ર;
ચેતન વગરનાં સહુ થયાં, જીવ તજે છે તત્ર. ૨૧
સંખ્યાબ્ધિ વિપ્ર શોધ કરતા, નળ અને તું નરખે;
દમયંતીએ સુદેવ જાણ્યો, મન ભરાતી હરખે. ૨૨
સર્વના સમાચાર પૂછયા, ક્રમવારે દમયંતી;
વિહ્વળ થઇ વનિતા (પછે) રૂદન, કરતી અતિ મતિવંતી. ૨૩
સુનંદાએ તે લહ્યું, એકાંત કરતાં વાત;
માતા પાસે જઇ કહ્યું, જે નિપન્યું સાક્ષાત. ૨૪
બ્રાહ્મણ પાસે સૈરંધ્રી તો, ઘણો કરે વિલાપ;
પાસે જઇને રૂડિયે, આઇ તેનો તાપ. ૨૫
સુણી વચણ આવી માતા, સુબાહુની ત્યાંહી;
સુદેવ ને દમયંતી બેઠાં, દુઃખ ધરતાં જ્યાંહી. ૨૬
બ્રાહ્મણને પાસે તેડીને, પૂછિયું નૃપમાત;
આ કુની પુત્રી પત્ની કુની, કહો મુને સહુ વાત. ૨૭
આ સ્ત્રી સંબંધી સર્વ કે'જે, યથારથ જે હોય;
વૃત્તાંત કે'તો સુદેવ ત્યાં, માતા ટગમગ જોય. ૨૮

---

૨૨ સંખ્યાબ્ધિ—અબ્ધિ (સમુદ્ર) જેટલી સંખ્યાવાળા. અર્થાત અપાર. અથવા સંખ્યાબ્ધિ—સંખ્યાબંધ. અથવા સંખ્યા + જલધિ જેટલી સંખ્યાવાળા.

૨૩ ક્રમવારે—અનુક્રમે.

વિદર્ભરાય છિં અવનિમાં, મહાગુણનું ધામ;
ભાલણપ્રભુ રઘુનાથનું, જપતો નિશદિન નામ. ૨૯

## કડવું ૨૬ મું.

### રાગ દોહરા.

નળની નારી એહ છે, ભીમતણી કુમાર;
ઘૂત રમતાં હારિયાં, અમિ શોધું ઠારે ઠાર. ૧
મસ એના ભાળમાં, તે જોઇ ઓળખી નાર;
રક્ત મસ [ એવો ] નવ કોઇને, જાણ્યો જેથી સાર. ૨
સુબાહુરાયની માડી જે, ઊઠી ત્યાં તત્‌કાળ;
મસ ધોઇને મળી, ઓળખી ભગિની બાળ. ૩
રૂદન કર્યું ઘણું રાણીએ, કહ્યું ન છાનું હુંય;
માશી ઘેર દાસીપણું, કરે વિચારી શુંય. ૪
સુદામનની પુત્ર હું, તારી માતની બેન;
તેને તેં નવ ઓળખી, ભરતી વારી નેન. ૫
દમયંતી બોલી તહિં,' માશી પ્રત્યે બોલ;
નવિ જાણુ સુખીઅણુ કરી, તારૂં મોટું તોલ. ૬
કૃપા કરી હવિ મુજને. આપો આજ્ઞા માય;
પુત્ર નિહાળું પિયર જઈ, ઘાણી કરી તમે સા'ય. ૭
પુત્રનો મત લેઇને, શિબિકા સજ કરી ત્યાંય;
દમયંતી બેસાડી છિં, પાલખીકેરી માંય. ૮
સેન અપારાં મોકલ્યું, વિદર્ભદેશો જાય;
જઈ ભીમને ભેટિયા, ભેટ્યાં જઇને માય. ૯
પુત્ર પરિવારને મીલ્યાં, સખીજન મીલિયાં સાર;

---

૨ મસ—મસાનું ચિન્હ. ૩ ધોઇને—( મેલથી છૂપાવી રાખ્યો હશે તેને ).

સહસ્ત્ર ગાય, સુદેવને, ભીમ આપી અવિધાર. ૧૦
ઘણું દ્રવ્ય ને ગામ ઇક, આપ્યું રાયે ત્યાંય;
આનંદ પુરમાંહે થયો, દમયંતી દીઠી જ્યાંય. ૧૧
દમયંતી મળી માતને, વદે તિ સાથે બોલ;
નળ નવ નિરખું માસમાં, તો તન કરૂં ડમડોલ. ૧૨
શોધ કરાવો નળતણી, ઇમિ કહી ભરિયાં નેણ;
માતા મન દુઃખ અતિ ધરે, ઊચરે દુઃખનાં વેણ. ૧૩
ભીમને કહ્યું ભામિની, તજે દમયંતી દેહ;
અવધિ કરી ઉગારી છાં, પઠાવ્યા બ્રાહ્મણ જેહ. ૧૪
ઘણું આપવાનું કહ્યું, લાવે નળને જેહ;
ઘણી ગાય ને ગામ બહુ, પામે નિઃસંદેહ. ૧૫
વિપ્રે દમયંતી પાસ જઈ, કરી રાય પ્રતિજ્ઞા જાણ;
દમયંતીએ વાત કહી, સુણો બ્રહ્મ સુજાણ. ૧૬
આટલું કે'તા તમિ ફરો, તો થાયે મુજ કાજ;
પ્રતિઉત્તર આપે તિ જાણવો, હશે નળ મહારાજ. ૧૭
"અર્ધવસ્ત્રાળી દૂબળી, ભૂખી મૂકી નાર;
દયાવાનને નવ ઘટે, મનમાં કરો વિચાર. ૧૮
સંપત્તિમાં સેવા કરી, વનમાં આવી નાર;
તજવી તેને નવિ ઘટે, મનમાં કરો વિચાર". ૧૯
આટલું કહી ફરજો તમે, પ્રતિઉત્તર દે જેહ;
તિ મેલો ઘે'લો હોય પણ, મુજને કે'જો તેહ. ૨૦
બ્રાહ્મણ ગયા વિદેશમાં, જોતા ઠામોઠામ;
ભાળ કંઈ નવ લાધતી, મૂકે મનની મામ. ૨૧
વિપ્ર પર્ણાદ ઇકિ વૃદ્ધ છિં, તે ગયો અયોધ્યા ગામ;
સભા મધ્યે જઇ બોલિયો, થયું નહિ કંઈ કામ. ૨૨

એવે બાહુક નિકળ્યો, લાગે જોઈ બીક;
પ્રતિઉત્તર તેણે કર્યો, સર્વે ઠીકાઠીક. ૨૩
દ્વિજવર જઈ કો' નારને, અમો કહું જે વેણ;
તમને નિવડશે સહી, તે તો અતિ સુખ દેણ. ૨૪
"તાવો સોનું સોવરાં, માખણ તાવો સાર;
દુ:ખ સહે પણ સુખ દે, ઇકિ સતી બીજો દાતાર. ૨૫
અર્ધવસ્ત્ર પતિએ ધર્યું, જે દેતો વસ્ત્રનું દાન;
ચતુર ખરો પણ ચૂકિયો, મોહે ભૂલ્યો ભાન." ૨૬
આટલું કે'જો ત્યાં જઇ, મળશે ઝાઝી રીદ્ધ;
એમ કહી તે તો ગયો વાડવ, વિદર્ભે થયો પ્રસિદ્ધ. ૨૭
દમયંતીને જઈ કહ્યું, બાહુકકેરૂં વેણ;
દમયંતીને અતિ થયું, તે તો ઘણું સુખ દેણ. ૨૮
માતાની આજ્ઞા ગ્રહી, સુદેવ પાઠવ્યો ત્યાંય;
નળની શોધ લાગી નહિ, માટે આવ્યો આંય. ૨૯
પુનરપિ સ્વયંવર કરી વરે, દમયંતી કો ભૂપ;
કાલે અવધિ તેહનો, દમયંતી રૂપ અનુપ. ૩૦
સુદેવે જઇને કહ્યું, ઋતુપર્ણને ત્યાંય;
બાહુકને શણગારિયો, રાય બેઠો રથ માંય. ૩૧
ઘોડા ઢીંચણભર થયા, નળ ઉતર્યો ભૂમાંય;
વાર્ષ્ણેયને બેસાડિયો, હાંકવા કારણ ત્યાંય. ૩૨
બીજા ઘોડા જોતર્યા, નવીન આગળ ચાર;
અશ્વ હાંકયા બેસી પછે, ઊડયા તે નિરધાર. ૩૩
રાજા મન પરસન થયો, ધન છાં હાંકણહાર;
વાર્ષ્ણેય મન વિચારતો, શકે નળ નિરધાર. ૩૪

ઉડે આકાશે ઘોડલા, એવે પડ્યું રાયનું વસ્ત્ર;
બાહુકને લેવા કહ્યું, તેણે ઘણો દાખવિયો દસ્ત્ર. ૩૫
રાયે મન વિચારિયું, કો મોટા મનનો સાર;
એવે બેઢાકેરૂં વૃક્ષ દેખી, કહ્યો રાયે વિચાર. ૩૬
આ વૃક્ષની ડાળી પરે, પાંચ કરોડ છે પાન;
ફળ પંચાણું છે સહી, એ ગણિતનું અનુમાન. ૩૭
નળ કહે જૂઠી વારતા, નક્કી કરૂં હું તેહ;
રાજા કે' હવણાં નહિ, પછે કરીશું નિઃસંદેહ. ૩૮
બાહુક કે' જાઓ તમો, વાર્ષ્ણેય હાંકે રથ;
પત્ર ગણી અમો આવશું, અહો રાય સમર્થ. ૩૯
રાજાએ વિનતિ કરી, વિનવિયો બહુ પેર;
પત્ર ગણી લો વેગથી, સત્વર જવું વિદર્ભને ઘેર. ૪૦
પત્ર ગણ્યાં ખરાં પડ્યાં, નળ બોલ્યો તહિં વાણ;
અશ્વવિદ્યા અમો દઉં, મુને ગણિતે કરો સુજાણ. ૪૧
ઋતુપર્ણ કે' પાસાતણી, ને ગણિત વિદ્યા જેહ;
બે લહુ અમિ બાહુકા, જાણો નિઃસંદેહ. ૪૨
નળ કે' અશ્વવિદ્યા ગ્રહો, શીખવો મુજને બેય;
પાસાતણી વિદ્યા કહી, રાયે જાણી તેય. ૪૩
કળિયુગ નાઠો અંગથી, નળે ક્ષમા કર્યો અપરાધ;
સર્યાસ્તે તે આવિયા, વિદર્ભ દેશે સાધ. ૪૪
રથનો રવ સુણી કામિની, જોવા મેડી જાય;
તર્ક વિતર્ક અતિ કરે, ક્યાંથી હોય નળરાય. ૪૫

---

૩૫ દસ્ત્ર—ગર્વ

એવે રથ ત્યાં આવિયો, રાજસભા છે જ્યાંય;
ભીમ ને ઋતુપર્ણ મિલિયા, આનંદ વાધ્યો ત્યાંય. ૪૬
આગમનું કારણ પૂછ્યું, બોલ્યા ઋતુપર્ણ રાજન;
પ્રણામ કરવા આવિયો, દીધાં ઝાઝાં માન. ૪૭
મન ભ્રમિત છિં ભીમતણું, કોઈ આવે નહિ ઇમ;
પ્રાતઃકાળે જાણશું, રાય ધરે શો નીમ. ૪૮
દમયંતીએ પાઠવી, દૂતી ઇકિ નળ પાસ;
ભાલણપ્રભુ રઘુનાથના, કરતી શુંય પ્રકાશ. ૪૯

## કડવું ૨૭ મું.

### રાગ જીતમાન.

બાહુક જોયો કેશીએ, તેની કરી પરીક્ષા જાણ રે;
અન્ન ઉદક નાણી જોયાં, પુત્ર લઇ ગઇ સુજાણ રે. ૧
નળ છે એવો નિશ્ચય થાતાં, મળ્યાં પરસ્પર બેય રે;
આનંદ તે હુંથી ન કે'વાયે, વિજોગ ભાગ્યો તેય રે. ૨
ભીમને સહુ જાણ થયું, ઋતુપર્ણ હરખ્યો અપાર રે;
અશ્વવિદ્યા નળે શીખવી, ગયો તેહ અજોધ્યા મુઝાર રે. ૩
ઘણાં વર્ષ કુણ્ડિનપુર રહ્યો, પછી નળ ગયો સ્વદેશ રે;
પુષ્કરને જીત્યો દ્યૂતમાં, તેની પાસે કાંઈ ન રહ્યું શેષ રે. ૪
ક્ષમા કર્યો અપરાધ તેનો, નળ મહાકીર્ત્તિવાન રે;
યુધિષ્ઠિરને બૃહદશ્વે ભાખ્યું, નળરાયનું આખ્યાન રે. ૫
નળના નગરમાં હર્ષ વાધ્યો, તેના ગુણ કવિ ગાય રે;
ભાલણપ્રભુ રઘુનાથના, કરી સત્યે તેને સા'ય રે. ૬

## કડવું ૨૮ મું.

### રાગ રામગ્રી.

ગુણ ગાયે ગુણ ગાયે, નળકેરા જેહ જાણે જી;
ભાગ્યનિધિ સુખ તેહ ભોગવે, ચાર પદારથ સુખ માણે જી. ૧

કર્કોટક દમયંતીકેરા, નળ ઋતુપર્ણના ગુણ ગાઈ જી;
કલિયુગ દોષથી મુક્ત થાય તે, થાયે મોટો રાઇ જી. ૨

શ્રોતા વક્તા ગાય સાંભળે, તે પામે ભવપારે જી;
ઇચ્છિત અર્થ ને લક્ષ્મી મીલશે, નળકથા શુદ્ધ વિચારે જી. ૩

ભાવ કુભાવે સાંભળે, નળતણા ગુણગ્રામ જી;
ગર્ભવાસમાં તે નાવ આવે, રીઝે સુંદરશ્યામ જી. ૪

સંસારનાં સુખ ભોગ ભોગવે, પુત્ર કલત્રને પામે જી;
પર્વણિએ વા રાત્રી દિવસે, કથા શ્રવણ કરે દુઃખ વામે જી. ૫

કિંચિત બુદ્ધિ જોવી નહિ, મારી મતિ છે મંદ જી;
સમુદ્ર માંહે ચંચ ભરી છે, જાણું નહિ પ્રબંધ કે છંદ જી. ૬

વાંકોચૂંકો ગોધૂમનો રોટલો, ક્ષુધિતપણું તો જાય જી;
કથામૃતને પીવું પ્રીતે, અમૃત પીતાં કોણ ધરાય જી. ૭

પંદરસેં પીસતાળીશ માંહી, ગાયા નળ ગુણગ્રામ જી;
પદ્ય ખટ્‌શત ને સાત કર્યાં છે, હરિજનના વિશ્રામ જી. ૮

નાગર કાજે શ્રમ દુ વેળા, કવિને કરમે લાગ્યો જી;
ધ્રુવાખ્યાન ને નળાખ્યાન બે, પુનરપિ કરી અનુરાગ્યો જી. ૯

ગાંધીને કેવું મરી માટે, મૂર્ખ જાણે નહિ મરીની ખોટ જી;
ગુરૂકૃપાએ કવિતા સાગરમાં, આવે ગ્રંથરૂપી ભરતીઓટ જી. ૧૦

---

૫ કલત્ર—સ્ત્રી. ૮ ગોધૂમનો—ગહુંનો. ૯ દુ વેળા—બે વાર. નાગર

કૂડા કરમીને કૂડું હોશે, સુખિયાને હોયે સુખ જી;
નળની કથા ગાઈ મનોહર, જાયે દુખિયાચા દુઃખ જી. ૧૧
દ્વય કર જોડી ભાલણ વિનવે, કરે કૃપા સંત મહંત જી;
ભાલણપ્રભુ રઘુનાથના, નિર્મળ કરે મમ ચંત જી. ૧૨

---

૯૦—કહે છે કે ભાલણે પ્રથમ ધ્રુવાખ્યાન અને નળાખ્યાન લખ્યાં હતાં તે કોઇ નાગર વાંચવા લેઈ ગયો, તેણે પાછાં આપ્યાં નહિ. કવિની પાસે બીજી પ્રત ન હોવાથી તેની પાસે બહુ વાર માગ્યા છતાં તેણે નજ આપ્યાં ત્યારે કવિએ બન્ને ગ્રંથ ફરી કર્યા. એ વિષે આ કથન છે.

૧૧ દુખિયાચા—દુખિયાનું.



॥ श्रीजगदीश्वरायनमः ॥

नाकरकृत

# शिवविवाह.

રાગ કેદારો.

ગુરૂ ગણપતિને કરી પ્રણામ, સરસ્વતી સેવું રે;
ગજવદન દુઃખહર દેવ, આપે જોઇએ તેવું રે. ૧
શુંડાદંડ મહાવિશાળ, એ દંડે કષ્ટ કાપે રે;
વિઘ્નહરણ દેવદયાળ, સુરિનર મુનિ જાપે રે. ૨

ઢાળ.

મુનિ જાપે જાપ તારો, ગિરિજાસુત ગણેશ;
નારદ શારદ ગુણગણ ગાયે, હારદ લહે નહિ લવલેશ. ૩
શુક સનકાદિક વ્યાસ વિરંચિ, ગણેશના ગુણ ગાય;
વામદેવ વસિષ્ઠઋષિ, શરણ ગણનાયક સા'ય. ૪
મણિજડિત મુકુટ બિરાજે, કાકપક્ષ શોભાય;
ત્રિપુણ્ડ્ર તાણ્યું વિશાળ ભાળે, સુરગણકેરા રાય. ૫
કમળનયન ભ્રુવશર ભારી, નાસિકા શુંડાદંડ;
અધર અનુપમ કપોલ સુંદિર, નામે ટળે યમદંડ. ૬

---

૧ ગજવદન–ગણપતિ. ૨ શુંડાદંડ–શુંડરૂપી દંડ. ૪ સનકાદિક–સનક વગેરે બ્રહ્માના માનસપુત્રો. વિરંચિ–બ્રહ્મા. ગણનાયક–ગણપતિનું.

૫ કાકપક્ષ–નાની ચોટલી. ત્રિપુણ્ડ્ર–ત્રણ રેષાનું આડું ટીલું. ૬ ભ્રુવશર–ભ્રુશરાસન–ભમરરૂપી ધનુષ્ય. કપોલ–ગાલ.

ગ્રીવા શંખ સમાન છે, સ્કંધ મનોહર દેવ;
આજાનબાહુ આપના પ્રભુ, સુરિનર કરતા સેવ. ૭
હૃદય વિશાળ સ્થૂલોદર કહિયે, જાનુ પદ રસાળ;
એવું ધ્યાન ધરે સેવકજન, કાપો કષ્ટ કરાળ. ૮
માળા પરશુ મોદક પુસ્તક, ચાર કરે પ્રભુ ચાર;
મૂષકવાહન સિંદૂર લેપન, પરિવારતણો વ્યાપાર. ૯
લક્ષ લાભ બે તનુજ રસાળા, તનયા તેટલી જાણ;
સિદ્ધિ બુદ્ધિ શ્યામ મનોહર, પરિવાર પનોતા ભાણ. ૧૦
કાલિદાસ માઘ મહામોટા, કવિ થયા સેવી ગણરાય;
વ્યાસ મુનિએ ભારત રચિયું, ગણપતિ તમારી સા'ય. ૧૧
સર્વ કવિજન પ્રથમે ગાયે, ગજાનન ગુણધામ;
સરસ્વતી વીણાનાદ કરંતી, નારદ ગાય ગુણગ્રામ. ૧૨
મંગળકારી મંગળરૂપા, અમંગળ નહિ પાસ;
દાસ ઉપર કરૂણા કીજે, પૂરિયે મનની આશ. ૧૩
સાધુ સંત મુનિ મહાજન, વંદી સર્વના પાય;
નાકર વણિક શિવવિવા' ગાયે, કવિજન કરજો સા'ય. ૧૪
પુસ્તક લખી વિપ્રનેઅ ર્પું, ગુણ દોષ સહુ લેપાય;
વણિક નાકર હું કાંઈ ન જાણું, સા'ય કરે ગણરાય. ૧૫

## કડવું ૨ જું.

### રાગ મારૂ.

હંસવાહની હરિવદની, વીણા પુસ્તક પાણ;

---

૭ ગ્રીવા–ડોક. સ્કંધ–ખભા. આજાનબાહુ–ઘૂંટણ સુધી લાંબા હાથવાળો. ૮ સ્થૂલોદર–મોટું પેટ. જાનુ–ઘૂંટણ.

૯ પરશુ–ફરસી. કરે–હાથમાં. ૧૨ ગ્રામ–સમુદાય. ૧૫ ગણરાય —ગણપતિ.

કુમારિકા કલ્યાણી કા'વો, સકળ શાસ્ત્રસુજાણ. ૧
મયૂરવાહની મહામાયા તું, ચારવેદ મુખ પાઠ;
વીણા માંહી વિલાસ કરો સહુ, તજી સર્વ ઉચ્ચાટ. ૨
બ્રહ્મતનયા બ્રહ્મપત્નિ, અનેક રૂપે માત;
સુરમુનિવર રસનાએ વસતાં, ત્રિભુવનમાં વિખ્યાત. ૩
ઇંદ્રિરાયે સેવી સાચી, એક મને તું માત;
કુંભકર્ણની રસનાએ વસી, સુધારી સુરપતિવાત. ૪
ઇંદ્રાસનનું નિદ્રાસન થયું, દેવી તમો દયાળ;
ષટ્ શાસ્ત્રનું રૂપ માત છો, અરાઢ પુરાણ રસાળ. ૫
ચાર વેદ એ તારી રચના, કરતા મૂરખ વાદ;
સરસ્વતીનો વાસો સર્વે, વસે સહુમાં નાદ. ૬
પરારૂપ પરમેશ્વરી તારૂં, પશ્યંતી પરમાણ;
મધ્યમા નામ માતાજી મોટું, વૈખરી મનહર વાણ. ૭
એવી અગાધ ગુણવાળી તું, સેવક ગુણ શા ગાય;
પંગુ પર્વત ચઢવા ઇચ્છે, ઠુંઠો સાગર તરવા જાય. ૮
અંધો રાતે પુસ્તક વાંચે, બધિર કે' સહુ સંભળાય;
એવી ગતિ છે આઈ સેવકની, ઉપમા નવ કળાય. ૯
કીડી કુંજર થાવા ઇચ્છે, અળશિયું અહિરાજ;
મક્ષિકા કે' ગરૂડ સમી હું, ધારૂં તેવું કાજ. ૧૦
અવળાનું સવળું બને, કૃપા કરે મહામાય;

---

૧ હરિવદની–ચંદ્રમુખી. ( હરિ–ચંદ્ર ). ૩ બ્રહ્મતનયા ઈ૦–તને કોઈ બ્રહ્માની તનયા (પુત્રી) કહે છે. અને કોઈ બ્રહ્માની પત્ની પણ કહે છે. ૪ સુરપતિવાત–ઈંદ્રની વાત. ઈંદ્રાસન માગતાં નિદ્રાસન મગાઈ ગયું તે પ્રસિદ્ધ છે.
૧૦ અહિરાજ–મોટો નાગ.

કૃપાપાત્ર કંઇ કવિજન મોટા, થયા દેવી તમ સા'ય. ૧૧
વિધિ વિરંચિ અજ ચતુરાનન, એહ બ્રહ્મા નામ ભણાય;
અષ્ટકમળદળ નયને જોતા, ગુણ નવ આઇ ગણાય. ૧૨
શ્રીકૃષ્ણજી ઉપર કૃપા પૂરણ, ગીતા ગુણ ગણાય;
પરબ્રહ્મ જેવા નહિ બીજા, તે સર્વ તું માંહી સમાય. ૧૩
કૃપા કરો મા કરૂણાદૃષ્ટિ કરી, તો કવિતાથી કંઇ બોલાય;
શિવવિવાહ ગાવા થઈ મતિ મારી, કરો કુમારી સા'ય. ૧૪
વણિક નાકર વિનવે આઇ, અર્પે ગ્રંથ વિપ્રને જાણ;
સરસ્વતીની સા'યવડે, કારજ થાય પ્રમાણ. ૧૫

## કડવું ૩ જું.

### રાગ ગોડી.

સર્વ દેવને નામી શીશ, સ્મરી ઉમયાપતિ જગદીશ;
આરંભુ શિવવિ'વાય, કૃપા કરે જો ભોળો રાય. ૧
જેના ગુણ ગાઇ શકે ન શેષ, હું તો દુર્બળ જેવું મેષ;
મોટા કવિઓ હારે ગાતાં, શ્રીહરનાં ચરિત્ર છે માતાં. ૨
ગણનાથ જશા જેને પુત્ર, કાર્ત્તિકસ્વામી સેનાપતિ સૂત્ર;
સંસારમાં છે જેહ મગ્ન, વળી જાણો તેથી ભોળો ભગ્ન. ૩
ભૂત ભૈરવનો મહારાજ, સ્મશાનમાં શોભે સાજ;
ગુણ ગોવિંદ પોતે ગાય, ગોવિંદ ભજતા ત્રિપુરારિશાય. ૪
બ્રહ્મા ચાર વેદે કરી ગાતા, ભક્તજન કૈલાસે જાતા;
તેની કીર્ત્તિ દિગંતર સુધી, ગાયે શું વણિકજન બુધી. ૫
જો ગુણનો સાગર માંહી, ગ્રહેવા ઇચ્છા કરી સાંહી;

---

૧૨ અષ્ટ ઈ૦—કમળના પત્ર જેવાં બ્રહ્માનાં આઠ નેત્ર.

૨ મેષ—ઘેટું. ૩ તેથી—સંસારથી. ભાગી—ભાગેલા. અર્થાત્ વિરક્ત. ૫ દિગંતર—દિશાઓની વચમાં. બુધી—મૂર્ખ-જડ.

ચલ્લુપક્ષી ભરે જેમ ચાંચ, તિમ હૃદયે કરૂં ગુણ સાંચ. ૬
દક્ષકેરા યજ્ઞની માંય, ગયાં ઉમયાજી તો જ્યાંય;
શ્રીહરે વાર્યાં ઘણેરાં, તોય ઉમયાએ મન નવ ફેર્યાં. ૭
ગયાં પતિની આજ્ઞા લોપી, થયું અપમાન ઉમયા કોપી;
કર્યું શંકરકેરૂં સન્માન, તોય રીઝ્યા નહિ જ્ઞાનવાન. ૮
પછે જાણ્યું પોતાનું ભુંડું, ગણ મોકલ્યા કરવા કૂડું;
તેમણે કર્યો જઇ કેર, દક્ષયજ્ઞવિધ્વંસની પેર. ૯
પછે ઉમયા માતને મક્યાં, શ્રીશંકરનાં કાર્ય ચૂક્યાં;
તેમણે કર્યો દેહ ત્યાજ, થયા દુઃખી ભોળો મહારાજ. ૧૦
ઉમયા મનમાં મહાદુઃખી, કર્યો પેરે થઇએ સુખી;
એમ કરે વિધવિધ વિલાપ, ટાળ્યો બ્રહ્માએ તેમનો તાપ. ૧૧
ધરો તમે બીજો જન્મ સાર, તો તો પામો રૂડો પાર;
નિકર હર પ્રસન્ન ન થાય. એહ ઉપાય છે ઉમયાય. ૧૨
હિમાચળ મહાપાવન, ધર્યો જન્મ થઈ પ્રસન્ન;
પછે સાધજો તપ ને નેમ, થાશે ત્યારે તમારૂં ક્ષેમ. ૩૧
એમ કહીને બ્રહ્મા વળિયા, સારા વિચાર મઉયાએ કળિયા;
પછે હિમગિરિરાજને ત્યાંહી, અવતરવા કર્યું મન સાંહી. ૧૪
કરી વિવિધ પેર વિચાર, જન્મ લેવાનો કર્યો નિરધાર;
ગુણ નાકરદાસ તો ગાય, કીજે સહાય શંકર રાય. ૧૫

## કડવું ૪ થું.

## રાગ ધનાશ્રી.

શ્રીમહામાયાનો ઉદ્‌ભવ ભાખું જી;
અમૃતરસ મુજથી ચખાય તે ચાખું જી. ૧

---

૯ વિધ્વંસ-નાશ. ૧૦ ત્યાજ—ત્યાગ.

કરો કરૂણા શ્રીશંકર મહારાજ જી;
જન્મ મહામાયાનો કહું હું આજ જી. ૨

ઢાળ.

જન્મ મહામાયાતણો, વર્ણવું મતિમંદ;
શ્રાવણસુદી દ્વિતીયાએ, પ્રકટ્યાં આનંદકંદ. ૩
મેનકા માતા થઈ, મેના કહે કોઇ નામ;
પાર્વતી પ્રકટ થયાં, મહાતેજનું ધામ. ૪
બાળલીલા માતની, મુખે કહી નવ જાય;
શ્રીશંકરનો વિયોગ મન( માં ), ઘણું વૃદ્ધિ પામે માય. ૫
રાતે વધે નહિ જેટલાં, દિવસે વધે અપાર;
દિવસે વધે નહિ જેટલાં, રાતે વધે નિરધાર. ૬
આનંદ અંતરમાં નહિ, જોઈ આનંદે સહુ કોઇ;
રૂપ જોઈ પુત્રીનું, શોધે જમાઈની સોઈ. ૭
પુત્રીકેરા રૂપ આગળ, કોઇનું ન પડે તેજ;
માબાપ ચિંતામાં પડ્યાં, ઉપને ન હેડે હેજ. ૮
કેમ કરવું ઇમિ વિચારે, સૂઝે ન એકે પેર;
એવે એક દિન આવિયા, નારદઋષિ તો ઘેર. ૯
જોઇ ઋષિને પ્રણામ કીધો, બેસાડ્યા આસન;
અર્ઘ્યપાદ્યે પૂજીને, મુનિ કર્યા પ્રસન્ન. ૧૦
હાથ જોડી હિમગિરિ ઊભો, મેના પાસે નાર;
મહારાજ એક કારજ કરો, બિનતિ કરૂં અપાર. ૧૧
આ પુત્રી મારી પાર્વતી, મહારૂપનું ધામ;
ક્યાં ઇને પરણાવવી, તે કહો તેજના ધામ. ૧૨

---

૧૧ હિમગિરિ–હિમાચળ.

એના જેવો વર ખોળું, ત્રિલોકમાં નહિ કોઈ;
ક્યાંહી પરણશે પુત્રી મારી, જણાવો એ સોઈ. ૧૩
ભૂત ભવિષ્ય વર્ત્તમાન જાણો, તમે નારદદેવ;
કારજ કીજે અમારૂં, અમો રંક કરૂં શું સેવ. ૧૪
મહામાયાને માત કહે છે, જઇ પાગે લાગો જાણ;
નાકર નારદ કૃપા કરે તો, વર પામો સુજાણ. ૧૫

## કડવું ૫ મું.

### રાગ મલ્હાર.

ઘેલી મુનિને લાગો પાય, મહિમા તો વધે રે;
મળે સારો તને સ્વામિન, કારજ સહુ સધે રે. ટેક. ૧
ગયાં પાસે ઉમયામાત, નારદ કંપતા રે;
જગતજનુની લાગે મુને પાય, તેથી ન ઝંપતા રે. ૨
કર્યો નારદે પ્રથમ પ્રણામ, વર મળે મહામતિ રે;
આપો ત્રિભુવનને વરદાન, સંશો નહિ રતિ રે. ૩
આ તો અવળીગંગા જાણ, વહેશો મા'માયા રે;
નમે માતાને સહુ કોઈ, વિશ્વકેરા જાયા રે. ૪
જોઈ હિમગિરિ મન કચવાય, નારદ બોલે મઈડિમાં રે;
જે બરડકબોલો કે'વાય, મન નહિ હઇડમાં રે. ૫
પછે બોલ્યો પર્વતરાય, ઋષિ ઇમિ શું વદો રે;
અમિ વિનવી જોડું હાથ, વર દિયો નારદો રે. ૬
તેમ વિનવતાં મેના નાર, હાંશી શું કરો રે;
મારી લાડકવાઈ બાળ, આપો તિને વરો રે. ૭
ત્યારે સમઝ્યા નારદ મુન્ય, કર મુસ્તક ધર્યો રે;

---

૫ હઇડમાં—એડીમાં-કબજામાં. ૬ નારદો—નારદ. ૭ વરો—વર.

માતા વરશે ત્રિભુવનભૂપ, અર્થ જાશે સર્યો રે. ૮
કરે પાર્વતી તપ નિરવાણ, ત્રિભુવનપતિ વરે રે;
આપું મંત્ર હું આજ, જેથી કારજ સરે રે. ૯
ૐનમો શ્રીમહાદેવ, અષ્ટાક્ષરી એ જપે રે;
થાય પ્રસન્ન ઉમયાકાંત, ચિત્ત જેનું નાચપે રે. ૧૦
એમ કહી ઊઠ્યા નારદમુન્ય, આનંદ પામ્યાં સહુ રે;
મહામાયા કરશે જાપ, તે હું શું કહું રે. ૧૧
જેનો જાપ જપે મહામુન્ય, તે તો તપ કરે રે;
પવિત્ર થવાન કોડ, ભર્યા માંહી ભરે રે. ૧૨
લીધી માતાકેરી શીખ, અમો તપને જઉં રે;
ભાખ્યું નારદમુનિએ જેહ, મારગ તે સહું રે. ૧૩
ત્યારે માતા બોલ્યાં બોલ, ઘેલા નારદ જતિ રે;
પુત્રી થાયે ન તુંથી તપ, થઈ શું મૂઢમતિ રે. ૧૪
નારદને હાંશીની ટેવ, ખરૂં નવ માનિયે રે;
એમની વાણી વજ્રપ્રાય, મેના કહે જાણિયે રે. ૧૫

## કડવું ૬ ઠું.

### રાગ સારંગ.

નારદ બોલ્યા તે થાય સત્ય, રખે કરે તું કૂડી મત્ય;
તપનું નામ કહ્યું છે અમથું, મન મટે બઈ તારૂં ભમતું. ૧
તુંને મળશે ત્રિભુવનનાથ, બેની શોભીશ તેની સાથ;
રહે ડોશી કુંવારી કાંઈ! નથી જાણતી તું મન માંહી. ૨
આવશે શોધતો તને સ્વામી, ચિંતા શીદ કરે છે નકામી;
મારી ઘેલી ન કાઢીએ ગાંડું, તારા વિના પગલું કિમ માંડું. ૩

---

૧૦ નાચપે—અર્થાત્ ( તાંડવ ) નાચમાં. ૧૩ સહું—ઝાલું. ૧૫ વજ્રપ્રાય—વજ્ર જેવી કઠણ.

તને જોઇને જીવું હુંય, તપ કરવા શું જાયે તુંય;
કરો તપ તો ઘરમાં બેશી, દેવમંદિર માંહે પેશી. ૪
ક્યારે નારદે કહ્યું છે એવું, સમજી તું જૂઠા જેવું;
કાંઈ વિચાર કીજે બાળી, તપને નામે ન દઇએ પ્રજાળી. ૫
જાણી પિતાએ તો વાત, વાંચ્છે તપ કરવા પુત્રી જાત;
સારો સ્વામી મનમાં આણે, નારદે કહ્યું તે નિશ્ચે જાણે. ૬
આવ્યા પિતા પુત્રીની કને, ઘે'લી એ શું થયું તને;
નારદને કલહની ટેવ, પૂજો ઘરમાં બેઠાં દેવ. ૭
અમો વર જોઈ સારો દીજે, જેમ તમારૂં મન રીઝે;
જપ તપથી ન થાયે કામ, બાળપણે શું ઇચ્છે આમ. ૮
કરશે શ્રીપરમેશ્વર સા'ય, નારદનું કહ્યું મિથ્યા ન થાય;
ત્યારે પાર્વતી બોલ્યાં બોલ, કરજો જનક જનુની તોલ. ૯
તપ કરવાની કહેશો નાય, જીવ મારો પળમાં જાય;
આપ્યો નારદજીએ મંત્ર, તેનો તપ કરી જોઉં હું તંત્ર. ૧૦
બાકી રાખું નહિ કાંઈ હુંય, જોઇએ પ્રભુએ નિરમ્યું શુંય;
માત તાત કે' હઠીલી બાળ, જોઈ વન જીવ (એનો) જાય તત્કાળ. ૧૧
સાથે મોકલો સખીઓ ઘણી, ઇચ્છા પૂરો મનડાતણી;
ઘરની પાસ કે થોડે દૂર, તપ કરજો બાઈ પૂર. ૧૨
મન તારૂં મનાવા કાજ, અમો કહું બંને હાજ;
વહેલી આવજે તું ઘેર, એમ સમજાવી પિતાએ પેર. ૧૩
ઉમયા મન માંહે આનંદી, તપ કરવા ચાલી સહુ વંદી;
સાથે સખીઓતણો નહિ પાર, શુકન સારા થયા નિરધાર. ૧૪

---

૫ પ્રજાળી ન દઈએ—દેહને શોષણ ન કરીએ. અથવા તપનું નામ દેઈ અમને બાળીશ નહિ.

પામ્યાં આનંદ માત ને તાત, મંગળ ગાતી જુવતી જાત;
સવચ્છી જાયછે ધેનુ, સિદ્ધ કારજ થાશે એનું. ૧૫

## કડવું ૭ મું.

### રાગ મેવાડો.

તપ કરવા ગયાં માત રે, તેના ગુણ ગાય નાકરદાસ;
વન ઉપવન ઘણાં જોઇ રે, એક સ્થળે સ્થિર કરી આશ. ૧

### ઢાળ.

મહાવનમાં વિશ્રામ કર્યો, જહીં ફૂલ ફળ અપાર;
માલતી મોગરો મે'કી રહ્યો, કેતકી કેવડો કલાર. ૨
જાઇ જુઇ જોઇ મનોહર, રીઝયાં માતા મન;
ગુલબાસ ને ગુલાબ ઘણો છે, થાયે મન પ્રસન્ન. ૩
ચંપો ચંમેલી ચોદશ ખીલી, ચતુરા ચિત્ત મકલાય;
પારિજાતકનાં પુષ્પ મનોહર, લઇએ એત્તાં લેવાય. ૪
અગરકેરાં શ્વેત પુષ્પ છે, ધંતૂરો કનક કે'વાય;
આકડો પ્રિય ઉમયાપતિને, તેહ ઘણો લેંવાય. ૫
વિજયા વારૂ ચહુ દિશ દિસે, પાર્વતી ભેટે તે સાથ;
મારા વિના પ્રભુ તુજને સેવે, કૈલાસતણો મહાનાથ. ૬
આંબા આંબલી બોરડી છે બહુ, ખાખરી ખજુરી જાણ;
જમરૂખી ને જામફળી છે, શાં શાં કરૂં વખાણ. ૭
વેલી અપાર જાતની, કરીએ શું તેનું વિખાણ;
એવા વનમાં ઉમયાજી આવ્યાં, હિમપુત્રી સુજાણ. ૮

---

૧૫ સવચ્છી—વાછરડા સાથે.

૫ કનક–ધંતૂરાનું બીજું નામ. ૮ હિમપુત્રી—હિમાચળની પુત્રી—પાર્વતી.

સરોવરકેરી પાસે આશ્રમ, વાળીને બેઠાં માત;
પદ્મ વિધ વિધ ખીલી રહ્યાં છે, ષટ્ અષ્ટ પાંખડીકેરી જાત. ૯
ભ્રમર માંહી ગુંજારવ કરતા, મકરંદ લેવા જાણ;
શબ્દ મનોહર તેમના લાગે, શાં શાં કરૂં વિખાણ. ૧૦
કરિકેરા શબ્દ સંભળાએ, આવે કરવા જળપાન;
મદગળતા માતંગ જોઇને, ઉમયા રીઝે મહાન. ૧૧
રાત્રીએ તો કુમુદની ખીલે, તેહ સરોવર માંય;
સુવાસિત તેહ વન વારૂ છે, સર્વ જાતનાં કુસુમ જ્યાંય. ૧૨
ફળ છે અપાર જાતનાં, જેહ મુખ નવ ગણાય;
માતાનું મન મગ્ન થાયે, તેહ રગનાયે શુંય ભણાય. ૧૩
એવું સુંદર વન નિહાળી, આરંભ્યું તપ જાણ;
સહચારીઓ સહુ સેવા કરતી, મન નિશ્ચલ કર્યું નિરવાણ. ૧૪
એકાંત સ્થળ બેસવાને કીધું, કોઇ આવે નહિ તે જાગ;
પ્રથમ તો ફળકેરૂં ભોજન, પછે જળનો થોડો ભાગ. ૧૫

## કડવું ૮ મું.

### રાગ રામગ્રી.

જળ અન્ન તજ્યું ઘણે દિન, માતા ઉમયા રે;
થયાં શરીરે તો દીન, માતા ઉમયા રે. ૧
મહામનોહર જે વર્ણ, માતા ઉમયા રે;
તે તો ગયો શંકરને શર્ણ, માતા ઉમયા રે. ૨
લાગી તાળી ત્રિપુરઅરિ સાથ, માતા ઉમયા રે;
અષ્ટાક્ષરીથી જપે મહાનાથ, માતા ઉમયા રે. ૩

---

૧૧ કરિ—હાથી. માતંગ—હાથી. ૧૨ કુમુદની—પોયણી.
૩ મહાનાથ—મહાદેવને.

નવ બેસવું જાણે જાત, માતા ઉમયા રે;
નવ ઊઠવું જાણે માત, માતા ઉમયા રે. ૪
નવ બોલવું જાણે કાંઇ, માતા ઉમયા રે;
ઇકિ શ્રીશંકર છે મન માંહીં, માતા ઉમયા રે. ૫
ઉઘાડે નહિ આંખ, માતા ઉમયા રે;
અન્ય જુએ નહિ ઝાંખ, માતા ઉમયા રે. ૬
આવે સહચરી છાની જાણ, માતા ઉમયા રે;
તે નવ જાણે સુજાણ, માતા ઉમયા રે. ૭
વાળી આસન બેઠાં માય, માતા ઉમયા રે;
ઘણી કૃશ થઇ છે કાય, માતા ઉમયા રે. ૮
બોલાવે સખી જઈ પાસ, માતા ઉમયા રે;
નવ બોલે થાય ઉદાસ, માતા ઉમયા રે. ૯
કરે અઘોર તપનું કાજ, માતા ઉમયા રે;
જપે શ્રીશંકર મહારાજ, માતા ઉમયા રે. ૧૦
સહચરી મન અકળાય, માતા ઉમયા રે;
તેને મૂકી નવ જવાય, માતા ઉમયા રે. ૧૧
વાળી આસન બેઠાં સાર, માતા ઉમયા રે;
એવો જોગી ન લહે વિચાર, માતા ઉમયા રે. ૧૨
કરે સહચરી વિચાર, માતા ઉમયા રે;
વામદેવ વસિષ્ઠ પામે ન પાર, માતા ઉમયા રે. ૧૩
શું કહીએ દેવને આજ, માતા ઉમયા રે;
નવ આવે કૃશાંગીની દાઝ, માતા ઉમયા રે. ૧૪
ઇમ તદ્રૂપ થયાં જાણ, માતા ઉમયા રે;
કરે નાકર શું વિખાણ, માતા ઉમયા રે. ૧૫

---

૮ કૃશ—પાતળી. ૧૪ કૃશાંગી-સૂકાઇ ગયેલા શરીરવાળી—પાર્વતી.

## કડવું ૯ મું.

### રાગ મેવાડો.

તપે તપિયા બ્રહ્માય, પાર ન લાધે રે;
સૃષ્ટિ સૃજવાનું ભૂલ્યા કાજ, અર્થ ન સાધે રે. ૧
ઈંદ્ર ભૂલ્યા કરવું રાજ, માતા તપથી રે;
બૃહસ્પતિ ભૂલ્યા વેદ, પાર્વતી જપથી રે. ૨
કુબેર ગણતાં ભૂલ્યા દામ, માતા તપથી રે;
વસુ વિહ્વળ થયા સુજાણ, પાર્વતી જપથી રે. ૩
ઈમ વરતાઇ રહી હાણ, તપાગ્નિ જાગ્યો રે;
સાત્રે ઉમયા તપ અપાર, ભાર અતિ લાગ્યો રે. ૪
ક્ષીરસાગરકેરી માંય, વિષ્ણુ તપિયા રે;
કુણે આરંભ્યું આ કાજ, જોવા ન જપિયા રે. ૫
થયા દેવ સહુ એકત્ર. ગયા વિધિ પાસે રે;
પિતામહ થયા ઉદાસ, ભર્યા નિરાશે રે. ૬
પાર્વતી સાથે તપ, શંકરકેરૂં રે;
ઈને ચળાવે કુણ મહારાજ, તપનું દે'રૂં રે. ૭
મહામાયાએ માંડ્યું તપ, સહુ સંતાપ્યાં રે;
શ્રીશંકરે ઈમને જાણ, પહેલાં શાપ્યાં રે. ૮
ત્યારે બ્રહ્મા બોલ્યા બોલ, વિષ્ણુને મળિયે રે;
ક્ષીરસમુદ્રની તીર, આપણ વળિયે રે. ૯
ગયા દેવ તેત્રિશકોટ, હરિને મળવા રે;
કરી સ્તુતિ ઊભાં રહી ત્યાંય, લાગ્યા બળવા રે. ૧૦
અજન્મા અહો દયાળ, ઉગારો આજ રે;
નારાયણ પ્રભુ ભગવાન, નમું મહારાજ રે. ૧૧

---

૫ જપિયા—જંપ્યા.

લક્ષ્મીકાંત શ્રીવત્સરસાળ, કીજે સા'ય રે;
અસુર સંહારણ શ્યામ, ગુણ દેવ ગાય રે. ૧૨
ત્યારે વિષ્ણુ આવ્યા બા'ર, ચાલ્યા હર પાસે રે;
મળ્યા શંકરને સહુ દેવ, સુખની આશે રે. ૧૩
કરો કરૂણા હે કૃપાળ, રીઝો સતી ઉપર રે;
જઈ ઝાલો જુગતે હાથ, જઈ આપો વર રે. ૧૪
પ્રસન્ન થઈ બોલ્યા નાથ, ઇમ અમો કીજે રે;
નાકર રીઝયા મહાદેવ, સહુ હર્ષ ભીંજે રે. ૧૫

## કડવું ૧૦ મું.

### રાગ રામગ્રી.

વૃદ્ધ વિપ્રનું લઇ રૂપ, મહાદેવ આવ્યા રે;
જોયું ઉમયાનું સ્વરૂપ, મહાદેવ આવ્યા રે. ૧
આવ્યો હું મહાદેવ, મુખથી બોલ્યા રે;
જોઈ વિપ્રને કીધી સેવ, તોલ તો તોલ્યા રે. ૨
બોલ્યા શંકર દમે શે દેહ, મહાદેવ આવ્યા રે;
માગો જોઇતું હોય જેહ, મહાદેવ આવ્યા રે. ૩
બોલ્યાં ઉમયામાત, શંકર જોઇએ રે;
એટલી ઇચ્છા છે જાત, શંકર જોઇએ રે. ૪
ત્યારે બોલ્યા વિપ્ર, એ શું માગ્યું રે;
કાંઈ બીજું માગો ક્ષિપ્ર, એ શું માગ્યું રે. ૫
સ્મશાનમાં જેનો વાસ, એ શું માગ્યું રે;
ભૂત નાગણ જેની પાસ, એ શું માગ્યું રે. ૬
નવ સમૃદ્ધિ લગાર, એ શું માગ્યું રે;

---

૧૨ શ્રીવત્સરસાળ—શ્રીવત્સ નામે ચિન્હથી સુંદર.

તજી જેણે ઉમયા નાર, એ શું માગ્યું રે. ૭
માણસ મસ્તકની ધરે માળ, એ શું માગ્યું રે;
માગો વર કોઈ રસાળ, એ શું માગ્યું રે. ૮
ત્યારે બોલ્યાં ઉમયામાત, શંકર જોઇએ રે;
નહિ અવરકેરી જાત, શંકર જોઇએ રે. ૯
નવ નિંદા કરો ભૂદેવ, શંકરકેરી રે;
કરી વિપ્ર જાણીને સેવ, શંકરકેરી રે. ૧૦
એમ વદીને મીચ્યાં લોચન, ઉમયામાતે રે;
ધર્યું ધ્યાન તો દુ:ખ મોચન, ઉમયામાતે રે. ૧૧
ત્યારે પંચમુખા પરમેશ, શંકર હુઆ રે;
કંઠે વિરાજે શેષ, શંકર હુઆ રે. ૧૨
નીલકંઠ જટામાં ગંગ, શંકર હુઆ રે;
અંગ જેહતણું અભંગ, શંકર હુઆ રે. ૧૩
વાગ્યું ડાકડમરૂં ત્યાંય, ઉમયા જાગ્યાં રે;
જોઈ મનોહર મૂરતી જ્યાંય, પાયે લાગ્યાં રે. ૧૪
આપી વરને વળ્યા મહાદેવ, ઉમયા રીઝયાં રે;
કરે નાકર તેની સેવ, ઉમયા રીઝયાં રે. ૧૫

## કડવું ૧૧ મું.

### રાગ ગોડી.

વરદાન આપી શંકર વળિયા, જાગ્યે સ્વપ્ના માંડે મળિયા;
પાર્વતી પામ્યાં પ્રમોદ, તેનો વર્ણવે કુણ મોદ.
મનનું માન્યું મળ્યું જાણી, બોલાવી સખી મધુરી વાણી;
અતિ કૃશ થયો છે સ્વર, પ્રફુલ્લિત તન મન મળિયા હર. ૨

આવી સખી સર્વ પાસ, ઘણી ફૂલી મનમાં આશ;
માતને ઉષ્ણોદકે નવરાવ્યાં, કરાવ્યાં ભોજન જે મન ભાવ્યાં. ૩
મંગળ ગાતી સહુ સખી સાથ, ગઈ મેળવી ભોળોનાથ;
જાણી પિતાજીએ વાત, આવે પાર્વતી સાક્ષાત. ૪
મન આનંદ થયા અપાર, મળ્યાં માબાપ પૂછ્યો વિચાર;
થયા શ્રીશંકર પ્રસન્ન, આપ્યું ઉમાનાથે દરશન. ૫
વર માગ્યો કયો તેં બાઈ, કરૂં તેની સાથ સગાઈ;
બોલ્યાં મુખે નવ પાર્વતી, શરમ પામી છે મહામતિ. ૬
પૂછ્યો સખીઓને વિચાર, કોઈએ લહ્યો નહિ કંઈ પાર;
પણ આનંદવાળી જોઈ બાળી, સર્વ સ્વજને આપદા ટાળી. ૭
એવે નારદ આવ્યા જાણ, કર્યો પાર્વતીએ પ્રણામ;
શિરસાષ્ટાંગે નમિયા જતિ, થાય વિપરીત મહામતિ. ૮
પૂજ્યા અર્ધપાદ્યે દેવ, સાધી નારદકેરી સેવ;
મેના માતા બોલી મુખ, કરી ગયા મુનિ તમે દુઃખ. ૯
તપ કરવા ગઈ જાણ, થયો વિયોગ નિરવાણ;
હવે એવું કે'શો ન કાંઇ, જે બેસે મનમાં સાંઈ. ૧૦
ત્યારે નારદ બોલ્યા જાણ, કરી મહામાયા વિખાણ;
એણે તપથી પ્રસન્ન કીધા, એણે લા'વા સારા લીધા. ૧૧
શ્રીશંકર થયા પ્રસન્ન, એની સાથે મોહ્યું મન;
આવશે વીરભદ્ર તો કાલ, હું તો કે'વા આવ્યો ભાળ. ૧૨
નકાર મુખે નવ ભણશો, ત્રિભુવનપતિ શંકર ગણશો;
રીઝ્યો મનમાં હિમરાય, કચવાયે મેના માય. ૧૩
એવો કદરૂપો વર જોઈ, નવ કન્યા આપું બેસું રોઇ;
ત્યારે નારદ ગુણ ગાયા, શંકર જેવી શોભિતી નહિ કાયા. ૧૪

---

૧૦ સાંઈ—સાહી—પકડી બેસે.

પંચામૃત જેવું છે અંગ, શિરે મુકુટ ધર્યો અભંગ;
અલંકાર પહેરે અપાર, થયા કુબેર જેથી દાતાર. ૧૫

## કડવું ૧૨ મું.

### રાગ મારૂ.

મહામનોહર રૂપ શંકરકેરૂં, વર્ણ્યું મેં નવ જાય;
ચાર મુખેથી બ્રહ્મા ભણે નહિ, શેષ સહસ્ર મુખે ના ગાય. ૧
એમ કહી અંતરધાન થયા, નારદઋષિ ત્યાંય;
પાર્વતી તો વાટ જોતી, કવ નિરખું વીરભદ્ર આંય. ૨
એવે વીરભદ્ર ત્યાં આવ્યો, કર્યો જેણે દક્ષયજ્ઞ વિધ્વંસ;
હિમાલયે અતિ પૂજા કીધી, કરી ઘણી પ્રશંસ. ૩
મહાદેવ આનંદમાં વસે છે, આનંદી ગણ સર્વ;
તમ દીઠે અમો મહાદેવ ભાળ્યા, મોટું અમારે પર્વ. ૪
વીરભદ્રે સમાચાર પૂછ્યા, આનંદથી કર્યો ઉચ્ચાર;
શ્રીશંકર તનયા તમારી ઇચ્છે, ભાગ્યતણો નહિ પાર. ૫
જોઇ પર્વતીને નમન કીધું, થયો વીરભદ્ર અંતરધાન;
લગનિયો હિમાલયે મોકલ્યો, વસે સ્મશાને ભગવાન. ૬
આગતાસ્વાગતા તેની કીધી, અજન્માને કશાં માબાપ;
વેવાઇ પોતે ને જમાઈ પોતે, સંતાપકારી ને હરતાપ. ૭
વાયદા કરી તેહ વળાવ્યો, ગયો હિમાલય પાસ;
અવધૂત જોગીને કન્યા આપી, જોઇ હું તો થયો નિરાશ. ૮
વાસ વિશ્રામ મળે નહિ, અતિ પ્રૌઢી જેની કાય;
મેનકા તો રૂદન કરે છે, પાર્વતી વારે ઘણું માય. ૯
મેં ઇચ્છાવર વર્યો છે, તું શેણે અમુઝાય;

૩ પ્રશંસ–પ્રશંસા–વખાણ.

દોષ નથી માબાપનો, મેં વર્યો ત્રિભુવનરાય. ૧૦
એમ કહી સમજાવતી, સમજે હિમાચળરાય;
મંડપ વિગતે રચાવિયો, જેની શોભા ન વર્ણાય. ૧૧
ચિત્ર વિચિત્ર ચંદરવા બાંધ્યા, મણિમય તોરણ ત્યાંય;
વિશ્વકર્મા તો રચવા આવ્યા, ઇંદ્રે મોકલ્યા જ્યાંય. ૧૨
ત્યાં તો બાકી શી હશે, શ્રોતાજન કરો વિચાર;
વિસ્તારવાળો મંડપ બાંધ્યો, કેળસ્તંભ રોપ્યા અપાર. ૧૩
મંડપ રચીને ગયો વિશ્વકર્મા, નહિ મેનકા મન મગન;
હિમાલય પાર્વતી આનંદે, આવે ક્યારે વે'લું લગન. ૧૪
નારદને નિશદિન ભાંડે, મેના માતા જાણ;
નાકર હરમતાપ ન જાણે, નાર અતિ અજાણ. ૧૫

## કડવું ૧૩ મું.

### રાગ ગોડી.

### ચાલ ટુંકડી.

અખાત્રિજનાં લગન લીધાં રે, ત્યાંહી કારજ ઉમયાનાં સીધ્યાં રે;
આવ્યા જાનઇયા થઈ દેવ રે, જેની કરે મુનિજન સેવ રે. ૧
શ્રીવિષ્ણુ લક્ષ્મી સાથે રે, શચી ઇંદ્ર મુકુટ ધરી માથે રે;
આઠ વસુ ને અગ્નિ સર્વ રે, વાયુ આવ્યા જાણી પર્વ રે. ૨
કુબેર આવ્યા ખરચવા દામ રે, આવ્યા દેવ કરવા કામ રે;
હિમાલયને ત્યાં થઇ ભીડ રે, પાડે હય ગજ ઘણી રીડ રે. ૩
આવ્યો લગનકેરો દા'ડો રે, રહ્યો એક દિવસ તો આડો રે;
ત્યારે માગ નહિ પૂરમાંહી રે, વિના આમંત્રણે આવવું જ્યાંહી રે. ૪
મધ્યરાતે મુહૂર્ત હુતું રે, તે શ્રીશંકરને ખૂંત્યું રે;

---

૩ રીડ—ચીસ.

તેડી ભૂત ભૈરવ વૈતાળ રે, આવ્યા પરણવા કરતા તાળ રે. ૫
અશ્વ ઠામે નંદી મોટો રે, જેનો જુગમાં નથી જોટો રે;
રૂંઢમાળ પેહેરી દેવ રે, જેની વિષ્ણુ બ્રહ્મા કરે સેવ રે. ૬
જોવા મળ્યું બાધું ગામ રે, નવ ઓળખ્યા નીલકંઠ નામ રે;
જઈ મેનાને કહી વાત રે, દીસે જમાઈની કૂડી જાત રે. ૭
આવ્યા જાનઈયા ગમત જોવા રે, હિમરાજનો ભાર ખોવા રે;
ખીજે પારવતી ઘણા જનને રે, રીઝાવે માતાકેરા મનને રે. ૮
નવ માતાનું મન માને રે, સમ્યક્ રીતે શંકર નવ જાણે રે;
પીઠી ઉમયાજીને ચોળી રે, ભસ્મ શંકરે અંગ ઢોળી રે. ૯
આંજી પાર્વતીએ આંખ રે, વિજયાની ખુમારી હર ઝાંખ રે;
કેશપાશ બાંધ્યો માત રે, ભસ્મે છૂટી જટા વિખ્યાત રે. ૧૦
હાર પહેર્યાં ગિરિજા દેવી રે, સર્પની જોડી હૃદયે સેવી રે;
એમ બંને સજ્યા અલંકાર રે. ચઢયા વર ઘોડે સારના સાર રે. ૧૧
ડાક ડમરૂ શૃંગી વાગે રે, ગાંધર્વ ગાયન કરતા ભાગે રે;
દુંદુભિનો સ્વર થાય ઝીણો રે, ચઢયો વિણાને જાણે મીણો રે. ૧૨
નંદી ઉપર બેશી આવ્યા રે, જોઇ સાસુ ને નવ ભાવ્યા રે;
નારદને જૂઠો જાણ્યો રે, ઊભા બ્રહ્મા હરિ વિશ્વાસ ન આણ્યો રે. ૧૩
પાર્વતીએ સ્તુતિ કીધી અપાર રે, માતા રીઝવો પ્રભુ ! આ વાર રે;
જાણી પાર્વતીનું દુઃખ રે, કર્પૂરગૌર થયા ભવ સુખ રે. ૧૪
રીઝયાં મેના પોંકી લીધા રે, રૂપ જોઇ મનોરથ સીધ્યા રે;
નાકર અલંકારની નવ બાકી રે, મેના ગણતાં ગણતાં થાકી રે. ૧૫

---

૬ નંદી—બળદ. રૂંઢમાળ—મનુષ્યનાં માથાંની માળા. ૯ સમ્યક્ રીતે—સારી રીતે. ૧૨ મીણો ચઢયો—ધ્રુજે. ૧૪ માતા—માતાને.
૧૪ કર્પૂરગૌર—કપૂર જેવા ગૌર વર્ણના.

## કડવું ૧૪ મું

### રાગ દેશી ચાલતી.

રૂપ જોઇને રઢ લાગી રે, મેના મન માંહી અનુરાગી રે;
થયાં પાર્વતી પ્રસન્ન રે, જોઇ ભોળાપ્રભુનું મન રે. ૧
બેઠા માયરામાં મહાદેવ રે, કરે બ્રહ્મા હરિ જેની સેવ રે;
વેદમંત્ર ભણે બ્રહ્માય રે, ધન્ય ભાગ્ય હિમાચળ રાય રે. ૨
તારા જમાઈ શંકરદેવ રે, કરે દેવ સહુ જેની સેવ રે;
આવ્યા જાને વિષ્ણુ જાણ રે, હું આદિક દેવને દ્વાદશ ભાણ રે.૩
સર્વ એના અંગમાં વસિયે રે, તારા કર્મની કા'ણી કસિયે રે;
લીધું કન્યાદાન તો તારૂં રે, તારા ભાગ્યને અમો ઓવારૂં રે. ૪
પછે કંસાર જમિયા દેવ રે, પરણી ઊઠ્યા પછે મહાદેવ રે;
સર્વ જાનઇયા તો જમિયા રે, બીજે દિવસે પાય નમિયા રે. ૫
ગયા સર્વ સર્વને ધામ રે, શંકરે કર્યો વિશ્રામ રે;
ભૂત ભૈરવ મધ્યે રમતા રે, હિમરાયને મન ગમતા રે. ૬
નવ જવા દેતો જાણી રે, પછે રીઝયાં મેના રાણી રે;
જાણ્યા શંકર તો મહાદેવા રે, પ્રેમી જનના મીઠા મેવા રે. ૭
પુત્રી ત્રિભુવનપતિ પામી રે, રાખી તપમાં નહિ કંઇ ખામી રે;
એવે નારદ ઋષિ આવ્યા રે, તે તો નારીને મન ભાવ્યા રે. ૮
કરી પૂજનને બોલાવ્યા રે, મનમાં ઘણું મુનિ ભાવ્યા રે;
પછે શંકર ગયા કૈલાસે રે, સાથે ઉમયા પૂરણ આશે રે. ૯
જઇ જગદંબાએ ઘર માંડ્યું રે, દુઃખ દિલનું સર્વ છાંડ્યું રે;
રમ્યાં ત્રિભુવનપતિશું રંગે રે, ઉમયાજી તો ઉમંગે રે. ૧૦
વશ કીધા શંકરદેવ રે, ભૂલ્યા તપ કરવાની ટેવ રે;
પાર્વતી થયાં પ્રાણથી વા'લાં રે, કાઢે શંકર ઘણાં કાલાં રે. ૧૧

નહિ ( પાશ ) લાગશે માયાકેરો રે, પ્રકૃતિ પુરૂષનો એ ફેરો રે;
ગાયા શંકરના ગુણગ્રામ રે, સુણે ભણે તેનાં થાય કામ રે. ૧૨
ચૌદ વિદ્યા જાણે ચૌદ કડવે રે, પદ્ય પંદર પંદર ચડવે રે;
કહિયો દ્વૈત અદ્વૈત ને શૂન્ય રે, ગાય શીખે તેને થાય પુણ્ય રે. ૧૩
ચૌદ રાગને ઢાળ ત્રણ રે, શીખે સુણે તે તરે જન રે;
સંવત ષટ્ દશ શત ઉપર રે, કાર્ત્તિકી મંગળવાર મહાવર રે. ૧૪
ગ્રંથ લખી બ્રાહ્મણને અર્પ્યો રે, શિવવિવા' મોટે મન તર્પ્યો રે;
નાનો વાંચતાં મન નવ રીઝ્યું રે, વિવા' ધ્રુવચરિત્ર કર્યું બીજું રે. ૧૫
વટપુર વાસી વણિક દશાવાળ રે, અજ્ઞાન હું વિકાનો બાળ રે;
ગ્રંથ લખી કૃષ્ણાર્પણ કીધો રે, શિવવિવા' ગાતાં સહુ અર્થ સિધ્યો રે. ૧૬

## વલણ.

અર્થ સિધ્યો વિવા' ગાતાં, વાંચો સુણો પ્રેમે કરી રે;
દાસનો દાસ નાકર ભણે, એકવાર બોલો જે શ્રીહરિ રે. ૧૭

---

૧૨ નહિ ઇ૦—પ્રકૃતિ અને પુરૂષ રૂપ પાર્વતી અને શંકરનો ફેરો ( જન્મ ) જાણશે તેને માયાનો પાસ નહિ લાગશે. અથવા એ તો પ્રકૃતિ ને પુરૂષરૂપે અવતર્યા છે તેમને કંઈ માયાનો પાસ લાગતો નથી.

૧૩ કહિયો ઇ૦—દ્વૈત (૨), અદ્વૈત (૧), અને શૂન્ય (૦), અર્થાત્ ૨૧૦ કડીઓ છે.

# ધ્રુવાખ્યાન.

## કડવું ૧ લું.

### રાગ આશાવરી.

પ્રથમ કરૂં સંત મહાસંતને પ્રણામ જી;
હરિજનકેરા હું ગાઉં ગુણગ્રામ જી. ૧

કૃપા એકદંત મારી પર કરજો જી;
મહાવરદાતા મનોરથ અભરે ભરજો જી. ૨

વરદાતા એવું છે તમારૂં તો નામ જી;
વિઘ્નહર વદી સ્તવે તેનું થાય કામ જી. ૩

પરિવારે પનોતા ઘણા દેવ જી;
સુરિનર મુનિવર સાધે સેવ જી. ૪

તે ગણેશના ગુણ હું ગાઇ જી;
પછે સમરૂં છું સરસ્વતી આઈ જી. ૫

### ઢાળ.

આઇ સમરૂં વિશ્વની, વરદાયિની મહામાય;
સકળ શાસ્ત્રની કારિણી, સ્મરણમાત્રે દુઃખ જાય. ૬

ચતુર્મુખે તું સ્મરી આઇ, બાંધ્યા ચારે વેદ;
શ્રીશંકરે સ્વરોદય રચ્યા, આઇ જાણ્યો તારો ભેદ. ૭

ચાર રૂપ છે તાહરાં, જેહ મૂઢે નવ સમજાય;
ચાર રૂપે એક આઇ, કશા ગુણ નાકર ગાય. ૮

---

૨ એકદંત—ગણપતિ. ૩ વિઘ્નહર—વિઘ્નને હરણ કરનાર–ગણપતિ.
૬ વરદાયિની—વરદાન આપનારા. ૭ ચતુર્મુખે—બ્રહ્માએ. સ્વરોદય—એ નામનું પ્રાણ સંબંધી શાસ્ત્ર.

## દેશી ચાલતી.

આદિપુરૂષ પ્રણમી વારંવાર જી;
હું મૂઢમતિ ગુણ ગાવાનો કરૂં વિચાર જી. ૯
નખશિખ રૂપ રમણનું નિરખી જી;
હરિજનના ગુણ ગાઉં પછે હું હરખી જી. ૧૦
ક્ષીર સમુદ્રમાં વા'લે કરિયું શયન જી;
નિકટ બેઠી વારિજા કમળનયન જી. ૧૧
નાભિકમળમાંથી થયા છે વિધાતાજી;
એવા હરિગુણની ગવાય નહિ ગાથા જી. ૧૨
શું રૂપ હું મૂઢમતિ વિખાણું જી;
વણિક જાતે નાકર હું શું જાણું જી. ૧૩

## દેશીફેર.

સદા શિવને ભોળા શંભુ, ત્રિપુરારિ હે મહાદેવ !
ઉમયાકાંત અને ગંગાધારી, કરે સુરીનર જેની સેવ. ૧૪
હર ! હરણ છો દુ:ખના, પામરજન શું ગાય;
નાકર દાસનો દાસ કા'વે, કરજો તેને હર ! સા'ય. ૧૫

## દેશી ચાલતી.

અન્નપૂર્ણા કરો મુજ પર કૃપાય જી;
તો તો મારૂં કારજ ચાલતું થાય જી. ૧૬
સર્વ જગતને તમારો આધાર જી;
બીજો ઉગરવાને એક નથી વિચાર જી. ૧૭
હરિજન સંત મહંત અને સહુ કોઇ જી;

---

૧૦ રમણ—હરિ. ૧૧ વારિજા—કમળા—લક્ષ્મી. ૧૬ અન્નપૂર્ણા—અન્ન પૂર્ણ કરનારી દેવી.

ગુણગ્રામ તમારા આઈ ગાય જોઇ જી. ૧૮
તમ વિના નવ ચાલે માત કોઇને જી;
ઘડી ઇક તમને ન જુએ તો રહે રોઇને જી. ૧૯
હોય પૂર્ણ કૃપા તમારી અન્નપૂર્ણા જી;
તો થાયે સંત સાધુ ઘેર પ્રાઘૂર્ણા જી. ૨૦
હોય પૂર્વનાં પુણ્ય અપાર મહામાયા જી;
તવ મહત્કૃપા કરૂણાનિધિ રાય જી. ૨૧

## દેશીફેર.

દેવ તેત્રીશક્રોડને, હું જુગતે જોડી હાથ;
ધ્રુવજીના ગુણગ્રામ ગાઉં, મૂક્યો નારદે શિર હાથ. ૨૨
અખંડિત પદ જેહ પામ્યા, ધ્રુવ થયા ટળ્યું સર્વ;
જે જન ઇમિના ગુણ ગાયે, મળી તેમને સર્વ. ૨૩
અપાર લીલા હરિભક્તની, જેના કહ્યામાં હરિ હોય;
પંચ વર્ષથી પ્રભુ જાણ્યા, જે ત્રણ લોક સરખું જોય. ૨૪
મંદમતિ હું ગુણ શા ગાઉં, હરિજનનો મહાપ્રકાશ;
ઘૂવડ આસુરી જન અમો, નિરખી શકું નહિ ઉજાસ. ૨૫
શ્રીબ્રહ્માએ મનમાં વિચાર્યું, સૃષ્ટિ રચવા કાજ;
સ્વાયંભુવ મનુ ઉત્પન્ન હુઆ, જે મોટા મહારાજ. ૨૬
તેતણા બે પુત્ર કહીએ, પ્રિયવ્રત મહાગુણધામ;
ઉત્તાનપાદ બીજા સહી, જેના ધ્રુવ થયા પરમધામ. ૨૭
ઉત્તાનપાદને પવિત્ર કીધો, એવા કો હરિજન;
પરિક્ષત રાજા પૂછતો, કહે શુક પુરાણી મુન્ય. ૨૮

---

૨૦ પ્રાઘૂર્ણા–પરોણા. ૨૩ સર્વ–સર્વ સિદ્ધિ. ૨૪ પંચ વર્ષથી—પાંચ વરસની ઉમર થતામાં.

### દેશી ચાલતી.

ઉત્તાનપાદને બે સ્ત્રીઓ જાણો જી;
એક સુનીતિ બીજી સુરૂચિ વિખાણો જી. ૨૯
તેમાં ભેદ રાય મને છે મોટો જી;
જે સુરૂચિતણો નહિ કોઈ જોટો જી. ૩૦
તેના ગુણ ગાય છે નાકરદાસ જી;
સુણો શ્રોતા વક્તા સિદ્ધ થાય આશ જી. ૩૧

### કડવું. ૨ જું.

#### રાગ મારૂ.

સુનીતિના સામું ન જોતો, ઉત્તાનપાદ નરેશ;
મહા વિનવિયો નારીએ, વળી વ્રત કર્યા મહેશ. ૧
ત્યારે એકદા સંગ પામી, તેથી થયા ધ્રુવજી નામ;
સુરૂચિ જે માનવતી, તેને ઉત્તમ કુંવર સુખધામ. ૨
પ્રિય રાજાને અતિશે છે, બાંધ્યો સુરૂચિએ સ્વામ;
સુનીતિ ભણી જોવાય નહિ, ઈમ જીતી લીધો વામ. ૩
એક સમાના જોગથી થયું, કૃત્ય અતિ અપવિત્ર;
જેથી જગમાં વિસ્તર્યું, પુણ્યશાલી ધ્રુવચરિત્ર. ૪

#### રાગ ગોડી.

રમત રમતા ધ્રુવજી આવ્યા, તે તો સુરૂચિને ના ભાવ્યા;
આવી બેઠા છે રાજ્યદ્વાર, બેઠા સિંહાસને નૃપ સાર. ૫
મળ્યા પ્રધાન અનેક જ્યાંય, આવી ધ્રુવજી બેઠા ત્યાંય;
કોઈએ નવ બોલાવ્યા સાર, પાંચ વર્ષના ધ્રુવકુમાર. ૬
જેને હોય નૃપનું માન, તેને ગણે સર્વ મહાન;
ઉત્તમને બોલાવી મુખ થાકે, ધ્રુવશું બોલી ન શક્યું કો ધાકે. ૭

ઉત્તમ કરતાં અધિક છે તેજ, આવે જોઇને ઘણું હેજ;
સૌને વહાલા લાગે જેહ, એવા તો છે ધ્રુવ નિઃસંદેહ. ૮
મહામનોહર છે કાંતિ, જેના સ્વભાવમાં રૂડી શાંતિ;
બાળપણમાં દિસે વૃદ્ધ જેવા, જાણે કરીએ કુમારની સેવા. ૯
એવા બાળને નવ બોલાવે, ઉત્તાનપાદ જશો મૂઢ કા'વે;
બાળક સમજે નહિ કાંઈ, બોલાવો ના બોલાવો સાંહી. ૧૦
આવી રમવા લાગ્યા ભક્ત, જેને જોઇ રીઝે સર્વે જક્ત;
મહામોહે આવ્યા રાજદ્વાર, વાર્યા માતાએ ઘણી ઘણી વાર. ૧૧
તોય રાયનાં દરશન કાજ, ત્યાંહી આવ્યા ધ્રુવ મહારાજ;
થયું વિપરીત ત્યાં તો જેહ, તે કહું સુણો નિઃસંદેહ. ૧૨

દેશી ચાલતી.

ધ્રુવજી તો ત્યાં આવિયા, પણ નવ બોલાવ્યા જાણ;
ઉત્તમ કુંવરને આસન લીધો, જેનાં કરે ભૂપ વિખાણ. ૧૩
સભાજન જોઇ રહ્યા સામું, ધ્રુવજી ભણી એકી ટસે;
એવામાં અવનવું થાતું, ધ્રુવના મનમાં શું વસે. ૧૪

દેશી ફેર.

હે પિતા ઓછંગે બેસાડો, મને એની પેઠ રમાડો;
ત્યારે સુરૂચિ બોલી એમ, ઇર્ષ્યાથી ઇચ્છી ન ક્ષેમ. ૧૫
હે મૂઢ પુત્ર નવ જાણે, મિથ્યા મહાપદને માણે;
નથી યોગ્ય જે માટે તુંય, તેની ઇચ્છા કરે છે શુંય. ૧૬
છું રાજકુમાર તું સાર, પણ નવ રહ્યો મુજ ઉદર મોઝાર;
તને ખબર નથી મનમાં, અન્ય સ્રીના રહ્યો તું તનમાં. ૧૭
ન મળે એવું તું ઇચ્છે, વામણો આમ્રફળ વાંચ્છે;

૧૫ ઓછંગે–ઉત્સંગે–ખોળે.

જો બેસવું રાય ઉચ્છંગ, તો મુજ ઉદરનો કર સંગ. ૧૮
સુણી વચન લાગ્યો તાપ, માર્યો જેષ્ઠિકાએ જાણે સાપ;
કાંઈ બોલ્યો નહિ ત્યાં બાળ, વાપ્યો મનમાં ઘણો કાળ. ૧૯
ગયો રડતો રડતો મા પાસે, તન મનમાં ભર્યો નિરાશે;
અધર ફરૂકે કંપે કાય, લઇ ઉચ્છંગે બોલી માય. ૨૦
શું થયું ઇમિ પૂછે માડી, વાત સમજે નહિ ધ્રુવ આડી;
કહ્યાં શોકયે સાંભળ્યાં વેણ, તે લાગ્યાં ઘણાં દુઃખદેણ. ૨૧
જેમ લાગે લતા વનની, તેમ શોભા થઇ સુનીતિના તનની;
પડે બિંદુ કમળલોચન, કરતી ઘણું મન શોચન. ૨૨
નવ દુઃખનો પામે પાર, કે'તી બાળને તે અવિધાર;
હે બાળુડા બાળક તુંય, મનમાં દુઃખ ધરે છે શુંય. ૨૩
કીધું પરને જેણે દુઃખ, ભાઈ તેહ ન ભોગવે સુખ;
શોકય બોલી સત્ય વચન, અભાગણીનો થયો તું તન. ૨૪
રાય મને ગણે છે હલકી, શોકય મારી ગઇ છે છલકી;
અપરમાતાએ કહ્યું સત્ય, એવી મનમાં ધારો મત્ય. ૨૫
તેણે જે કહ્યું ભજ ભગવાન, તેવું કરો હે બાળ સુજાણ;
ઉત્તમ જેવો બેઠો આસન, તેવું થાય તને જો મન. ૨૬
સેવ પદપંકજ હરિના, તેહ હ્રદે રાખો લક્ષ્મીવરીના;
નાકર ગુણ હરિના ગાય, શુકદેવ કે' સાંભળ રાય. ૨૭

## કડવું ૩ જું.

### રાગ સોરઠ.

હરિનાં ચર્ણ સેવો સાચાં, હે ધ્રુવ મારા બાળ રે;

---

૧૮ આમ્રફળ–આંબાનું ફળ. ૨૫ અપરમાતા–ઓરમાણુ મા. ૨૭ લક્ષ્મીવરીના–લક્ષ્મી જેને વરી છે એવા હરિના.

બ્રહ્માદિકને વરદાન આપે, શમાવે તારી જ્વાળ રે. ટેક. ૧
તારા દાદાએ એમજ કીધું, સ્વાયંભુવમનુ જેનું નામ રે;
યજ્ઞવડે હરિપૂજન કીધું, સુધર્યું તેનું સહુ કામ રે. હરિનાં૦ ૨
પૃથ્વીકેરૂં રાજ્ય પામિયા, વળી મોક્ષનું પામ્યા ધામ રે;
તેને શરણે જાઓ વા'લા, ભજો સુંદરશ્યામ રે. હરિનાં૦ ૩
એકતા મનકેરી કરજો, ભજજો સીતા રામ રે;
ઉચ્ચસ્થાનક તો તેહ આપે, ગાઓ હરિના ગુણગ્રામ રે. હરિનાં૦ ૪
બીજો કોઇ તને સુખ ન આપે, કમળનેત્ર જાણશે દુઃખ રે;
એક મને ભજીશ તેને તો, થાશે તુજને સુખ રે. હરિનાં૦ ૫

## ઢાળ.

સુખ થાશે સુત મારા, માન કહ્યું તું ભાઈ;
મન સ્થિર ધ્રુવજીએ કીધું, ચાલ્યો પછે રીસાઈ. ૬
પિતાકેરૂં ગામજ મૂક્યું, પંચ વર્ષને બાળ;
વચનકેરો વન્હિ લાગ્યો, અંગમાં ઊઠી ઝાળ. ૭
નારદ મહામુનિએ જાણ્યું, બાળક જાય તપ કરવા;
માનભંગને ક્ષત્રી માને, ભય નહિ ઉદર ભરવા. ૮
પાંચ વર્ષનો બાળક જાણે, અપરમાનાં કૂડાં વેણ;
એમ વિચારી નારદે આવી, શિર કર ધર્યો સુખદેણ. ૯
હે બાળ ! તું રમી જાણે, બીજી ન જાણે વાત;
અસંતોષનું મૂળ એ તો, મનમાં થાય ઉત્પાત. ૧૦
સુખ દુઃખ એ કરમે થાયે, સંતોષ રાખવો મન;
પરમેશ્વરને મળવા જાઓ, એ સે'જ થાય નહિ પ્રસન્ન. ૧૧
વૈરાગ્યવાળું મન કરીને, મુનિઓ જપતા જાપ;
સમાધિ સાધી શ્યામને શોધે, ટળ્યા નહિ તનતાપ. ૧૨

---

૫ કમળનેત્ર—કમળ સમાન નેત્રવાળા—હરિ.

માટે હઠ મૂક તું બાળક, વૃદ્ધપણે જપજે રામ;
દુઃખથી પાપનો નાશ થાયે, સુખથી પુણ્ય મૂકે મામ. ૧૩
એવું સમજે જેહ જન, તે પામે છે સુખ;
લક્ષ્મીવાનને જોઈ કચવાયે, તેને થાયે ઘણેરૂં દુઃખ. ૧૪
ધ્રુવજી બોલ્યા સુણીએ મુનિ, આ જ્ઞાન તો સંતને કાજ;
મારી મતિ એમાં નવ પો'ચે, હું લઘુ વયનો મહારાજ. ૧૫
મારી ઇચ્છા એવી છે જે, મળે ત્રિભુવનભૂપ;
પૂર્વજોએ જે નવ જોયું, તે રૂપ જોઉં અનુપ. ૧૬
એવુ સાંભળી મન આનંદ્યા, બોલ્યા નારદ દેવ;
નાકર દ્વય કર જોડી ગાયે, તજી તન મનનો અહમેવ. ૧૭

## કડવું ૪ થું.

### રાગ ગોડી.

કૃપા કરી બાળકપર જાણ, કર્યા મુખે તિનાં વખાણ;
તારી માએ બતાવ્યું જેહ, ઉત્તમોત્તમ છે અલ્યા તેહ. ૧
મન દઢ કરી ભજ રામ, રીઝશે તારા પર સુંદરશ્યામ;
ધર્મ અર્થ કામ મોક્ષ જો માગે, તો તો હરિચરણમાં અનુરાગે. ૨
તું જા મધુવનમાં ભાઇ, વશી રહે જ્યાં જદુરાઈ;
નિત્ય યમુનાજળમાં કરજે સ્નાન, મળશે તને ત્યાં ભગવાન. ૩
દૃઢ આસનવાળીને બેશ, કોઇને કશું નવ કે'શ;
ત્રણ પ્રકારનાં આચમન, તે કરી કરજે વશ મન. ૪
ચઢજે પગલે પગલે તુંય, મળશે હરિ કહું છું હુંય;
એનું આનંદકંદ છે રૂપ, સુંદર નાસિકા જાણે અનુપ. ૫
ભમરકેશ જેના રઢિયાળા, ગાલ જેના ઘણા સુંવાળા;

---

૫ પગલે પગલે—ક્રમે ક્રમે.

સર્વ દેવનો જે સર્વેશ, તરૂણ પોઢ્યો આસન શેષ. ૬
બિંબફળશો અધર તેનો, સ્વર મનોહર છે જેનો;
ભક્તકેરા આશ્રયરૂપ, શ્રીવત્સ શોભે અનુપ. ૭
ઘનશ્યામ મૂર્ત્તિ છે સ્વામ, વનમાળ ધરે છે રામ;
કટિ ક્ષુદ્રઘંટાળી ગાજે, અવતંસ કરે ઘણા રાજે. ૮
પે'ર્યાં ઝાંઝર સોનાકેરાં, મારે ચંદ્ર સૂર્ય પૂઠે ફેરા;
કૌસ્તુભમણિ કંઠમાં રાજે, પીતાંબરની સોઈ સાજે. ૯
જોઈ મન થાય મગન, રીઝવે ભક્તોનાં મન;
પુરૂષાકૃતિ છે તેની, મૂર્ત્તિ હૃદેમાં આણજે એની. ૧૦
એવા હૃદયે વસે રામ, તેનું થાયેછે સઘ કામ;
એક મંત્ર આપું હું તુને, તે કહીશ નહિ તું કુને. ૧૧
એનું જપ કરજે રહી ત્યાંય, મળશે હરિ તુને હઇરો જ્યાંય;
ओम् नमो भगवते वासुदेवाय કે'વું, નિશદિન સુખી રે'વું. ૧૨
તોયઅંજલિ વસ્ત્રાભરણ, થકી પૂજવા અશરણશરણ;
મૂર્ત્તિરૂપે પૂજવા દેવ, શિલાદિકની કરવી સેવ. ૧૩
મહાશાંતિ મનમાં ધરવી, વૃથા વાણી નવ ઉચરવી;
અલ્પઆહારી થવું હે બાળ, વનફળ ખાવાં નહિ રસાળ. ૧૪
અવતારલીલાનું ગાવું ગાન, તો તો આવી મળે ભગવાન;
પૂજા કરવી વિધવિધ પેર, દ્વાદશાક્ષરની મૂકી સેર. ૧૫
કાયિક વાચિક માનસિક જાણ, ભક્તિ કરવી બાળ નિરવાણ;

---

૬ ભમરકેશ—ભમરાના જેવા ( કાળા ) વાળ. રઢિયાળા—રૂપાળા. ૭ બિંબફળશો—પાકેલા ગિલોડા જેવો.

૮ અવતંસ—ઘરેણાં. કરે—હાથે. ૧૩ તોયઅંજલિ-જળની અંજલિવડે મનઃકલ્પિત વસ્ત્રાભરણ આપીને પૂજવા. શિલાદિક-શાલગ્રામ વગેરે. ૧૫ દ્વાદશાક્ષર-" ओम् नमो भगवते वासुदेवाय " એ બાર અક્ષરનો મંત્ર.

આપે મનનું માન્યું તેહ, પણ દેહ રાખવો નિઃસંદેહ. ૧૬
એમ ઉપદેશ કીધો જાણ, કર્યાં બાળનાં ઘણાં વખાણ;
નાકર હરિતણા ગુણ ગાય, જે જે બોલો વૈકુંઠરાય. ૧૭

## કડવું ૫ મું.

### રાગ ધનાશ્રી.

ધ્યાન હરિનું બાળક સુણી, મનમાં પામ્યો સુખ જી;
પ્રદક્ષિણા કરી પાયે લાગ્યો, ફેડ્યું મારૂં દુઃખ જી. ૧
નારદ ત્યાં અંતર્ધ્યાન હુઆ, મધુવનમાં ગયો બાળ જી;
નારદ ઉત્તાનપાદ પાસે આવ્યા, નૃપે જાણી છે ભાળ જી. ૨
પૂજા કરી ઋષિ પધરાવ્યા, નારદ બોલ્યા ત્યારે જી;
હે રાય કેમ દુઃખ ધરે છે, કષ્ટ કશું છે તારે જી. ૩
ઉત્તાનપાદ કે' ઋષિજી સુણિયે, મેં સ્ત્રીવશ કીધું કૂડું જી;
પંચ વર્ષના બાળને કાઢ્યો, વનમાં ન કીધું રૂડું જી. ૪
ભૂખ્યો બાળક વનમાં જાશે, સિંહ શૃગાલ દુઃખ દેશે જી;
ઉચ્છંગે બેસતાં આડો થયો, મૂર્ખને જન શું કે'શે જી. ૫

### ઢાળ.

નારદજી તવ હસીને બોલ્યા, પુત્ર તારો ગુણવાન;
થોડે દિવસે તેને મળશે, શ્રીમદ્ મહાભગવાન. ૬
દેવ સરવે રક્ષણ કરશે, એ બાળકનું જાણ;
વળી વળી અમો શું કહીએ, એનાં ન થાય વખાણ. ૭
ઉત્તાનપાદ મન ક્ચવાયો, નારદનું સુણી વેણ;
કામના સર્વે પરી કરતો, લક્ષ્મી આદિક સુખદેણ. ૮
ધ્રુવ તો મધુવન ગયો, કર્યાં તીર્થ ઉપવાસ;

---

૮ કામના–ઇચ્છા. પરી–દૂર.

નારદે જે વિધિ બતાવી, તેવા હરિ નિરખ્યા પાસ. ૯
ત્રણ દિવસ તો અન્ન ન ખાધું, કીધો ફળનો અહાર;
એમ એક માસ ગયા પૂઠે, વેઠ્યું દેહે કષ્ટ અપાર. ૧૦
સૂકાં પર્ણ પ્રાશી રહેતો, પછે ખાતો નવમે દિન;
પાણી પીને રહેતો કદાપિ, મન કરી ઘણું દીન. ૧૧
ચોથો મહિનો કાઢ્યો તેણે, કરી વાયુ ભક્ષણ;
પંચમ માસે રહ્યો ઊભો, કરે દેવ જેનું રક્ષણ. ૧૨
સૂર્ય જેમ જળ સૂકાવે, એમ ધીમે વશ કર્યું મન;
ધીમે ધીમે દર્શું તેને, તેજ શ્રીભગવન. ૧૩
પ્રકૃતિ પુરૂષનું ધ્યાન ધરતાં, કંપ્યા ત્રૈણે લોક;
અંગુઠાને અગ્રે ઊભો, દેવ કરે આલોક. ૧૪
પૃથ્વીથી નવ ભાર ખમાયો, જિમ વા'ણમાં ગજરાજ;
હાલમડોલા થાય તિમ, પૃથ્વી ચળે કુરૂરાજ ! ૧૫
પ્રાણ રૂંધ્યો બાળકે, તેથી રૂંધાયા સહુ લોક;
લોકપાળને ચિંતા થઈ, પ્રગટ્યો મનમાં શોક. ૧૬
જઈ વિષ્ણુને મળ્યા સર્વે, કહી પૃથ્વીની પેર;
જગતીના સહુ જીવ રૂંધાયા, મોહનજી કરો મે'ર. ૧૭
ધ્રુવનું રક્ષણ કરો જઇને, તો તો થાયે સુખ;
શ્રીહરિ એમ ઉચર્યા, નાકર મટશે દુઃખ. ૧૮

## કડવું ૬ ઠું.

## રાગ મેવાડો.

ગયા મળવાને શ્રીભગવાન, તેની કહું વાત હવે;

---

૧૧ પર્ણ—પાંદડાં. પ્રાશી—ખાઈને. ૧૪ આલોક–દર્શન. ૧૫ કુરૂરાજ —હે પરીક્ષિત ! ૧૬ લોકપાળ–દેવ. ૧૭ જગતી–પૃથ્વી.

વળાવ્યા દેવને દયાળ, હરિને જે ઘણું સ્તવે. ૧
થયા ગરૂડારૂઢ, જઈ ધ્રુવને મળિયા;
ધ્રુવજી ચમક્યા અપાર, દીઠા હરિ બળિયા. ૨
જેવું હૃદયમાં લાગ્યું ધ્યાન, તેવા હરિ આવી ઊભા;
જાણે કરતો દૃષ્ટિપાન, તેવા તન મન લુભ્યા. ૩
જાણે બાથમાં લેતો નાથ, એમ મન મગ્ન થતો;
કર્યો દંડવત્ પ્રણામ, દુઃખનો દિન જતો. ૪
જાણ્યું શ્રીમહાપ્રભુએ જાણ, ઇચ્છે ગુણ ગાવા એ;
વેદરૂપ શંખ અડાડ્યો ભાળ, ગુણ લાગ્યો ગાવા એ. ૫
જાણ્યો જીવ શિવનો ભેદ, હરિકૃપાબળથી;
કરી સ્તુતિ ત્યાં તત્કાળ, રહિત થઈ મળથી. ૬

## ધ્રુવસ્તુતિ.

### રાગ દેશી ફેર.

સર્વ શક્તિ ધારક દેવ, નારાયણ નમો નમો;
કરૂં હૃદયમાં હું સેવ, નારાયણ નમો નમો. ૧
ઈંદ્રિતણા વ્યાપાર, નારાયણ નમો નમો;
હે મહત્તત્વના વહેનાર, નારાયણ નમો નમો. ૨
જેમ કાષ્ટમાં અગ્નિ દેખાય, નારાયણ નમો નમો;
તેમ માયાએ રૂપ લેખાય, નારાયણ નમો નમો. ૩
આપ્યું બ્રહ્માને તમે જ્ઞાન, નારાયણ નમો નમો;
થયું જગતનું જેને ભાન, નારાયણ નમો નમો. ૪
હે મુક્તિકેરા પૂર્ણ ધામ, નારાયણ નમો નમો;
હે શ્વેત વર્ણ ને મેઘશ્યામ, નારાયણ નમો નમો. ૫

---

૩ દૃષ્ટિપાન—જાણે દૃષ્ટિથી પીજતો હોય ! ૬ મળ—પાપ.

માયા મોહે બંધાયે જન, નારાયણ નમો નમો;
એ તમારી માયાનું રૂપ બળવન, નારાયણ નમો નમો. ૬
વિષય વાંચ્છે પ્રાણી માત્ર, નારાયણ નમો નમો;
જેથી મળે નરકકેરી જાત્ર, નારાયણ નમો નમો. ૭
જે સુખ પાદપંકજમાં સાર, નારાયણ નમો નમો;
જે સુખ સંતને સેવે સાર, નારાયણ નમો નમો. ૮
તેવું સુખ નથી અન્ય જાણુ, નારાયણ નમો નમો;
હારે શેષ કરતાં વખાણ, નારાયણ નમો નમો. ૯
માગું હું તો એ વરદાન, નારાયણ નમો નમો;
હુંથી થાઓ સંત સાધુનું સન્માન, નારાયણ નમો નમો. ૧૦
તરૂં સંસાર સાગર હુંય, નારાયણ નમો નમો;
કથા અમૃત સુણી તુંય, નારાયણ નમો નમો. ૧૧
જેને લાગ્યો કથામૃત સ્વાદ, નારાયણ નમો નમો;
ગૃહ ધન સ્ત્રીનો મૂકયો નાદ, નારાયણ નમો નમો. ૧૨
સર્વ જીવમાં છો વ્યાપ્તમાન, નારાયણ નમો નમો;
દેવ દૈત્ય માયાતણું અનુમાન, નારાયણ નમો નમો. ૧૩
વિરાટરૂપમાં સર્વનો વાસ, નારાયણ નમો નમો;
પરબ્રહ્મ રૂપ ન જાણે દાસ, નારાયણ નમો નમો. ૧૪
શેષનાગ પર કરો શયન, નારાયણ નમો નમો;
કરો નાભિમાંથી કમળ ઉત્પન્ન, નારાયણ નમો નમો. ૧૫
થાય બ્રહ્મા તેમાંથી જાણ, નારાયણ નમો નમો;
હું બાળ શું કરૂં વખાણ, નારાયણ નમો નમો. ૧૬
અહર્નિશ મુક્ત હે ભગવાન, નારાયણ નમો નમો;

---

૬ બળવન—હે બળવાન્! ૧૧ તુંય–તારૂં.
૧૪ વિરાટરૂપ—સર્વ જગતમય હરિનું સ્વરૂપ.

જ્ઞાનરૂપ ને શુદ્ધ સુવાન, નારાયણ નમો નમો. ૧૭
અવિનાશી પ્રથમારંભ, નારાયણ નમો નમો;
તમ કૃપાથી ટળે કૂડો દંભ, નારાયણ નમો નમો. ૧૮
જીવ શિવનો બતાવવા ભેદ, નારાયણ નમો નમો;
વિષ્ણુરૂપે થયા મહાવેદ, નારાયણ નમો નમો. ૧૯
અવિદ્યા સંહારણહાર, નારાયણ નમો નમો;
આવ્યો શરણે હું બાળકુમાર, નારાયણ નમો નમો. ૨૦
જાણું ચરણકમળ ફળ એક, નારાયણ નમો નમો;
સુરભી વચ્છનો ગ્રહ્યો વિવેક, નારાયણ નમો નમો. ૨૧

ભગવાનઉવાચ.

બોલ્યા પ્રભુજી પ્રેમબળવાન, કુંવર કંઈ માગો માગો;
તારા મનનું જાણું કહે ભગવાન, કુંવર કંઇ માગો માગો. ૨૨
આપું દુર્લભ તોયે તેહ, કુંવર કંઇ માગો માગો;
* * * * ૨૩
આપું અવિચળ તુજને સ્થાન, કુંવર કંઇ માગો મગો;
તારી પૂંઠે ફરે સપ્ત ઋષિ બળવાન, કુંવર કંઇ માગો માગો. ૨૪
જે મહાપ્રલયમાં નવ થાય નાશ, કુંવર કંઇ માગો માગો;
પિતા મર્ણ પછી પો'ચશે આશ, કુંવર કંઇ માગો માગો. ૨૫
છત્રીશ સહસ્ર વર્ષ કરશો રાજ, કુંવર કંઇ માગો માગો;
બોલું વાણી સાચી આજ, કુંવર કંઈ માગો માગો. ૨૬
ઉત્તમ મૃગયામાં પામે મર્ણ, કુંવર કંઈ માગો માગો;
અપરમાતા ગ્રહશે વન્હિ શર્ણ, કુંવર કંઇ માગો માગો. ૨૭

---

૨૦ અવિદ્યા—અજ્ઞાન. ૨૭ વન્હિશર્ણ ગ્રહશે—અગ્નિમાં બળી મરશે.

કરીશ યજ્ઞ તુંય અપાર, કુંવર કંઇ માગો માગો;
સુખભોગનો કરીશ વિસ્તાર, કુંવર કંઇ માગો માગો. ૨૮
પછે મળશે તને મારૂં સ્થાન, કુંવર કંઇ માગો માગો;
ટળશે જન્મ મરણતણું અવધાન, કુંવર કંઇ માગો માગો. ૨૯
એમ કહી ગયા ભગવાન, કુંવર કંઈ માગો માગો;
ધ્રુવજી કે' આવ્યું અજ્ઞાન, કુંવર કંઈ માગો માગો. ૩૦

ઉથલો.

અજ્ઞાન આવ્યું ધ્રુવે જાણ્યું, મનમાં ઘણો અમુઝાય;
શુકદેવ પૂછે પરીક્ષિતને, એ કથા કહો મહારાય. ૩૧

કડવું ૭ મું.

રાગ ગોડીની ચોપાઈ.

પરીક્ષિત્ પૂછે ત્યાંય રે, કેમ ધ્રુવનું મન અમુઝાય રે;
બાળપણે પામ્યો ભગવાન રે, ચરણકમળની ભક્તિ એ જાણ રે. ૧
બાકી રહ્યું શું ભાઈ તેને રે, આપ્યું અવિચળ પદ તો જેને રે;
શુકજી કહે સાંભળ રાય રે, કહું હરિજનનો મહિમાય રે. ૨
અપરમાતનું લાગ્યું વેણ રે, તેથી મુક્તિ ભૂલ્યો સુખદેણ રે;
ધ્રુવ કરતો જ્ઞાન વિચાર રે, સંસારસાગરથી ન નિકળ્યો બા'ર રે. ૩

રાગ ફેર.

ધ્રુવજી સ્તુતિ કરે અપાર, ભૂલ્યો ભગવાન હું તો;
સનકાદિક ને સનતકુમાર, ભૂલ્યો ભગવાન હું તો. ૪
સમાધિ સાધી મરે જાણ, ભૂલ્યો ભગવાન હું તો;
મને ષટ્ માસમાં મળ્યું નિરવાણ, ભૂલ્યો ભગવાન હું તો. ૫

---

૨૯ અવધાન–ધ્યાન.

૫ નિરવાણ–મોક્ષપદ.

તોય મુક્તિ ન માગી રાય, ભૂલ્યો ભગવાન હું તો;
મારી બુદ્ધિ અવળી શે જાય, ભૂલ્યો ભગવાન હું તો. ૬
જોયા ચરણકમળ બળવાન, ભૂલ્યો ભગવાન હું તો;
નાશવંત સુખનું મેળવ્યું માન, ભૂલ્યો ભગવાન હું તો. ૭
દેવે મારી ભ્રષ્ટ કરી મતિ સાર, ભૂલ્યો ભગવાન હું તો;
નારદનું માન્યું નહિ વિખાણ, ભૂલ્યો ભગવાન હું તો. ૮
મિથ્યા જાણીને માગ્યું તેહ, ભૂલ્યો ભગવાન હું તો;
શત્રુપણાએ આવ્યું એહ, ભૂલ્યો ભગવાન હું તો. ૯
જેમ કોઈ જાચે કુબેર, ભૂલ્યો ભગવાન હું તો;
માગે ખોટાં મોતીની એક સેર, ભૂલ્યો ભગવાન હું તો. ૧૦
મોક્ષ મૂકી માગ્યું અભિમાન, ભૂલ્યો ભગવાન હું તો;
એમ કચવાય મન રાજાન, ભૂલ્યો ભગવાન હું તો. ૧૧
વીકાનો સુત નાકરદાસ, ભૂલ્યો ભગવાન હું તો;
અજ્ઞાને બંધાયો માયાપાશ, ભૂલ્યો ભગવાન હું તો. ૧૨

## કડવું ૮ મું.

### રાગ દેશાખ.

મુઓ માણસ જીવે જે વિધ, તિમ પુત્ર પાછો આવિયો;
નૃપાળ મન માન્યું નહિ પણ, સમાચાર શુભ કા'વિયો. ૧
નારદે જે વેણ ભાખ્યું, તેહ હૃદયે રાખિયું;
મધુવનમાં ધ્રુવ ચાલ્યો, હરિપીયૂષ ચેતી ચાખિયું. ૨
તે આવતો ઘર ભણી જોઈ, લોક કે'વાને ગયા;
વધામણી સુણી રાયજીએ, હાર આપી કરી દયા. ૩
રથે રેવંત ચાર જોડી, પુત્ર લેવા સંચર્યા;

૨ હરિ૦—ધ્રુવે ચેતીને હરિરૂપી પીયૂષ (અમૃત) ચાખ્યું !

બ્રાહ્મણ ને વૃદ્ધ પુરૂષ સાથે, ભંડાર વેંચવા સજ કર્યા. ૪
પણવ દુંદુભિ ઢોલ વાજે, વેદ ઘોષ થાયે ઘણો;
સુનીતિ ને સુરૂચિ આવ્યાં, પવિત્ર પુત્ર આવે જેતણો. ૫
વેગળેથી પુત્ર નિરખી, રાય દોડ્યો શ્વાસમાં;
હૃદે સાથે ભીંડિયો છે, આવી ત્યાં શુભ આશમાં. ૬
ભગવાન ભેટ્યા જેહને, કર્યો સ્પર્શ તેનો રાય જી;
ધ્રુવજી ચરણે નમ્યા તહિં, પવિત્ર થઈ મમ કાય જી. ૭
પછી સુરૂચિને જઈ મળ્યા, દંડવત્ કીધા અતિ ઘણા;
ઉપકાર માડી તાહરા, મેં મૂઢથી જાયે નવ ગણ્યા. ૮
સુરૂચિએ આલિંગન દીધું, સુખી થાવ એવું મુખ વદી;
સ્થાન નીચું જોઇ નમે જેમ, જળ પૂર્ણ જેહ ભરી છે નદી. ૯
તેમ પ્રભુનો સ્પર્શ જોઇ, નમે જન સર્વત્ર રે;
ઉત્તમ ને ધ્રુવ મળ્યા ત્યાંહિ, આલિંગન લઈ તત્ર રે. ૧૦
સુનીતિ માતા હર્ષ પામી, જોઇ વા'લો બાળ ત્યાં;
ચિંતા ટળી ગઈ સર્વથા, હૃદયે હુતી ઝાળ જ્યાં. ૧૧
હૃદય શીતલ થયું તેનું, કે સ્રવી દૂધની ધાર તો;
લોક આનંદ પામિયા, હર્ષનો રહ્યો નહિ પાર તો. ૧૨
જીવન્મુક્ત બાઇ પુત્ર તારો, લોક ઇમ વંદન કરે;
ગજારૂઢ થઇ ચાલિયા, ઉત્તમ ને ધ્રુવ ત્યાં ખરે. ૧૩
મરકતમણિનાં તોરણ બાંધ્યાં, નગરમાં ચોપાસ રે;
કેળકેરા સ્થંભ મનહર, જોઇ પૂર્ણ થાયે આશ રે. ૧૪
અશોકકેરાં તોરણો જે, શોક હારી બાંધિયાં;
દીપમાળ રૂડી કરી, મુક્તા મનોહર ટાંકિયાં. ૧૫

૪ રેવંત–ઘોડો. પણુવ–રણશીંગાં. ૧૪ મરકતમણિ–લાલ રંગનો મણિ.
૧૫ અશોક—આશોપાલવ. મુક્તા –મોતી.

કુસુમ મુક્તે કોઇ વધાવે, આનંદ ઉદે અતિ થયો;
ગૃહપ્રવેશ ધ્રુવે કર્યો, દુઃખ દિન નાશી ગયો. ૧૬
પિતાએ જે અરપિયું, તે ગૃહમાં રહ્યો બાળરે;
સુખસજ્જા મનોહર અતિ, સૂતો ભજી ગોપાળ રે. ૧૭
સુવર્ણનાં આસન મનોહર, બેસે કહી ભગવાન રે;
મન લુબ્ધ નહિ કશી વાતમાં, એવો ધ્રુવ ગુણવાન રે. ૧૮
પિતા જોઈ આનંદ પામે, લોકનો આનંદ શું કહું;
ધ્રુવની કીર્ત્તિ પસરી જાણે, વાયુ મંદ તો હું લહું. ૧૯
પછી ઉત્તાનપાદ મહારાજા, કરે મન વિચાર રે;
વૃદ્ધપણું આવ્યું વિચારે, હવે સુખભોગમાં શો સાર રે. ૨૦
પુત્ર તેડી ધ્રુવપાસે, વદ્યો પછે મહારાજ ત્યહાં;
આ પ્રજાનું પોષણ કરો, રાજ્ય ભોગવો રહી યહાં. ૨૧
અમો વનમાં સંચરૂં, તપ કરવા કાજ રે;
બે બંધુ હળીમળી રહો, એમ વદ્યા મહારાજ રે. ૨૨
ધ્રુવે ઘણું કલ્પાંત કીધું, પણ પિતાએ નવ માનિયું;
તપ કરવા પોતે સિધાવ્યા, આત્માતણું તત્વ પિછાનિયું. ૨૩
હવે રાજા ધ્રુવ થયા, પ્રજા પામી સુખ ઘણું;
શ્રોતા વકતા સાંભળો, વરણન કરીશ હું તેતણું. ૨૪

ઉથલો.

તેહતણું વર્ણન કરૂં, સુણો શ્રોતા વકતા જન રે;
દાસનો દાસ નાકર કહે, સુણી પ્રફુલ્લિત થાય મન રે. ૨૫

---

૧૬ કુસુમ-ફુલ. મુક્તે—મોતીએ. ૧૯ ધ્રુ [illegible] ધ્રુવના કીર્ત્તિના પ્રસાર આગળ વાયુનો પ્રસાર મંદ છે એમ હું જાણું છું. અર્થાત્ વાયુ કરતાં પણ વધારે પસરી.

## કડવું ૯ મું.

### રાગ ગોડી.

ધ્રુવજી રાજ્યપદ પામ્યા જાણ, ઉગ્યો અવનિમાં જ્ઞાનભાણ;
કીર્ત્તિ પ્રસરી ચહુ દીશ, સર્વ નૃપ નમાવે શીશ. ૧
ગુણ ગંધર્વ અપ્સરા ગાય, ધ્રુવજી મોટા મહારાય;
શિશુમાર પ્રજાપતિ જેહ, તેની કન્યા પરણ્યા ઉજેહ. ૨
વાયુતણી પુત્રી ઇલા નામ, તેને પરણ્યા ભક્તના ધામ;
સુખ વિલાસમાં દિન જાય, ધ્રુવજી હરિ જશ ગાય. ૩
ભ્રમી નામે કન્યા હુતી જેહ, તેણે બે પુત્ર જાયા ઉજેહ;
નામ કલ્પ એકનું જાણ, બીજાતણું તો વત્સ પ્રમાણ. ૪
બીજી ઇલા નારી નિરવાણ, તેને બે સંતાન પ્રમાણ;
ઉત્કલ એવું પુત્રનું નામ, રત્નરૂપા કન્યા અનુમાન. ૫
એમ ભક્તે માંડ્યું ઘરસૂત્ર, પરણ્યો નહિ સુરૂચિનો પુત્ર;
ગયો મૃગયા રમવા એક દિન, યક્ષશુ બોલ્યો વાણી ભિન્ન. ૬
થયું યુદ્ધ તેની સાથ, મૂકી બાણને તોડ્યા હાથ;
યક્ષે એક બાણ મૂક્યું તદા, ઉત્તમનું શીશ કાપ્યું મુદા. ૭
મારી યક્ષ ગયો સ્વધામ, ઉત્તમ પણ ગયો સ્વધામ;
પુત્રની કાઢવા ગઇ ભાળ, સુરૂચિની શમી નહિ ઝાળ. ૮
કર્યો અગ્નિ ત્યાં દીપ્તમાન, થઈ જ્વાળા તો બળવાન;
પડી સુરૂચિ તેમાં જઈ, પુત્રની પૂઠે તે તો વહી. ૯
સુણી ધ્રુવે વાત વિકરાળ. લાગી શોકની અંગે જ્વાળ;
જાણ્યું અલકાપુરીના યક્ષે, મારા બંધુને લીધો ભક્ષે. ૧૦

---

૧ અવનિ-પૃથ્વી. ૮ સ્વધામ ગયો—મૃત્યુ પામ્યો.
૧૦ અલકાપુરી—યક્ષોની નગરી.

કરી કોપ ચાલ્યા ધ્રુવરાય, વિજયરથમાં બેશી ત્યાંય;
ગયા અલકાપુરીની પાસ, ઉત્તર દિશમાં પોંચી આશ. ૧૧
જોઇ અલકાપુરી પાવન, શંખનાદ દીધો ધરી મન;
સુણી શંખને નારી કાંપી, બાળને હૃદયાશુ ચાંપી. ૧૨
નાદને નવ વેઠ્યો યક્ષે, આવ્યા લઢવા સાચે પક્ષે;
જોઇ યક્ષ અપરમપાર, માર્યા બાણ ઘણાં અવિધાર. ૧૩
આવી પાગે લાગ્યા શું સર્વ, પણ મૂક્યો નહિ ગર્વ;
ઘણાં બાણ માર્યા ધ્રુવરાય, યક્ષ માર્યાની ગણના ન થાય. ૧૪
અગણિત યક્ષ મળ્યા એક જાગ, ધ્રુવનો રથ ઢાંક્યો જાણી લાગ;
ખડ્ગ પ્રાસ ત્રિશૂળ ને ફરસી, સાંગ ભૂશુંડી ઘણી વરશી. ૧૫
બાણની થાય વૃષ્ટિ અપાર, ધ્રુવ ઢંકાઈ ગયા નિરધાર;
દેવ આકાશે ઊભા જોય, ભક્તના દુ:ખે ઘણા રોય. ૧૬
મનુવંશનું ભૂષણ જાણ, યક્ષ સાગર બૂડે અજાણ;
યક્ષ કરવા લાગ્યા સિંહસાદ, એવે ધ્રુવજીએ કીધો નાદ. ૧૭
બાણની જાળ કાપી નાખી, કાંઇ શેષ ભક્તે ન રાખી;
માર્યાં બાણ ઘણાં યક્ષને ત્યાં, તેહ પેઠાં સ્થાન મળ્યું જ્યાં. ૧૮
પડે માથાં મુગટ સમેત, સાથળનો તેવો વેત;
હાથ અલંકારથી શોભે, ધ્રુવના બાણે ઘણા ક્ષોભે. ૧૯
એમ આભરણ પડિયાં અપાર, કરતા યક્ષ ઘણો પોકાર;
જોઇ સિંહ નાસે જેમ હાથી, તેમ નાઠા યક્ષ ને યક્ષના સાથી. ૨૦
નવ રણમાં દીઠું કોઇ, પુરી જોવાની ધારી સોઇ;
પણ મન વશ કીધું ભક્તે, તેનું મન નહિ અનુરક્તે. ૨૧

---

૧૫ પ્રાસ--એક જાતનું ફેંકવાનું હથિયાર. ભૂશુંડી- એ નામનું શસ્ત્ર.

એવામાં ઉડતો આવ્યો પવન, વળી ચઢી આવ્યો ઘણો ઘન;
ચમકે વીજળી થાય કડાકા, થાય મોટા મોટા ભડાકા. ૨૨
મળમૂત્રની થાયે વૃષ્ટિ, જાણે પીડાય સારી સૃષ્ટિ;
આકાશમાં ગિરિ જણાયો, જાણે સર્વ સૃષ્ટિનો લોક તણાયો. ૨૩
ઘણા સર્પ પડે ભૂમિ માંહી, ઘણા સિંહ દર્શે ત્યાંહી;
આવ્યો સમુદ્ર ચઢી પાસ, એવી માયા કરી ઉજાસ. ૨૪
પણ ધ્રુવનું મન નવ કંપ્યું, યક્ષનું મંડળ ત્યાં નવ જંપ્યું;
કરી મુનિએ સ્તુતિ અપાર, ધન્ય ધન્ય ભક્ત દઢ વિચાર. ૨૫
જોઇ માયા અપાર આસુરી, ધ્રુવે વિદ્યા ન રાખી અધુરી;
કર્યું આચમન ધ્રુવરાય, નારાયણાસ્ત્ર મૂક્યું ત્યાંય. ૨૬
જ્ઞાનથી જાય માયા અજ્ઞાન, ભાનુથી જાય તિમિર જાણ;
તેમ અસ્ત્રે કર્યો માયા નાશ, પડ્યો યક્ષને ઘણો ત્રાસ. ૨૭
અનેક અસ્ત્ર થયાં ઉત્પન્ન, તેણે વીંધ્યું અરિનું તન;
પડ્યા તૂટી યક્ષ અપાર, યુદ્ધ કરવાને અવિધાર. ૨૮
ધ્રુવે બાણ ગ્રહી કર માંય, કાપ્યાં અંગ વિચારી ત્યાંય;
પામ્યા પરમધામ તેહ, ભક્તને હાથે મુઆ જેહ. ૨૯
અપરાધ વિના માર્યા યક્ષ, (તેથી) સ્વાયંભુવમનુ આવ્યા ત્યાં દક્ષ;
બોલ્યા પૌત્રશુ ધરી પ્રેમ, હવે વારો ક્રોધનો નેમ. ૩૦
નિરપરાધી ન મારો યક્ષ, કુળને યોગ્ય નથી એ પક્ષ;
ભ્રાતના વધથી થઈ તપ્ત, માર્યા યક્ષ સહસ્રસપ્ત. ૩૧
ભક્તજનનું ન આવું કાજ, એમ બોલ્યા મનુ મહારાજ;
સર્વ જીવ ગણી સમાન, પામ્યા વિષ્ણુપદ નિરવાણ. ૩૨
જાણી જોઇ કર્યું શે આ કાજ, મહત્ પાપ કર્યું મહારાજ;
લઘુ પ્રાણી પર દયા કીજે, સમાનને મિત્ર સુખ દીજે. ૩૩

---

૨૬ આસુરી–અસુર સંબંધી. ૨૯ પરમધામ–મોક્ષ.

સમાન ગુણે થાય પ્રભુ પ્રસન્ન, રીઝે હરિજનનું તો મન;
વારાફરતી જનમે મરે, માયાથી ઘણા જન ભમે. ૩૪

નિર્ગુણ પરમાત્માનો વાસ, જોઈ રીઝે હરિના દાસ;
હરિનું રૂપ કહું સુણ ભાઈ, કર્ત્તા છતાં અકર્ત્તા જણાઇ. ૩૫

શક્તિવાળા છતાં અશક્ત, જગતવાળા છતાં અજગત;
પ્રેમવાળા છતાં અપ્રેમ, નેમવાળા છતાં અનેમ. ૩૬

શુદ્ધ છતાં અશુદ્ધ લે'વાય, એ તો માયાનું બળ કે'વાય;
ભક્તજન હરિગુણ ગાય, અવળું જાણે કૂડમતિ રાય. ૩૭

અકર્ત્તાને કર્ત્તા કે'ય, નહિ નાશકર્ત્તાને નાશવંત લે'ય;
માયા શક્તિ ન જાણે કોઈ, કાળની ગતિમાં રે'તા રોઈ. ૩૮

અંત સર્વનો જાણ હે બાળ, ક્રોધ મૂકો તમે વિક્રાળ;
એકથી બીજું ને બીજાથી ત્રીજું, એમ હરિમાયામાં જક્ત ભીજ્યું. ૩૯

વાયુ ઊડે ને ઊડે રજ, તેમ કરતા સહુ કૂડું કજ;
વધ ઘટ કાળની જોય, તોય મિથ્યા સુખ ન ખોય. ૪૦

ઇશ્વિરે મનમાં શું વિચાર્યું, જણાય નહિ માઠું કે સારૂં;
એમ માયા અકળિત જાણ, યક્ષોને મરનાર શો માણ. ૪૧

મારનાર તો છે એક દેવ, ધર્ય મનમાં એહ સદૈવ;
સૃજે પાળે મારે દેવ, અહંકાર વસે સદૈવ. ૪૨

તોય જાણે નહિ મૂર્ખ, લોભાયા માયામાં પુર્ખ;
મૂકો યુદ્ધનો તમે ટેક, ગ્રહો અમારો વિવેક. ૪૩

---

• ૪૦ કજ–કાજ. ૪૧ યક્ષોને ઇ૦–તારા ભાઇને મારનાર યક્ષો છે એમ તું શું કરવા માને છે! અથવા, તું મારનાર યક્ષોને યક્ષો છે, એમ શું કરવા માને છે?

સર્વ બંધન ઇશ્વરકેરા, મારે હર બ્રહ્માદિક ફેરા;
તમે જાણો લઘુવયથી, તમે છૂટયા માયાભયથી. ૪૪
અપરમાતાને વેણે જાણ્યું, પરમપદ મનમાં આણ્યું;
પામ્યા ત્રિલોકીપરનું સ્થાન, એવું જ્ઞાન ધરો બળવાન. ૪૫
જગત મિથ્યાને કાઢો ખોળી, મારૂં તારૂં નાખો ઢોળી;
કરો શાસ્ત્ર શ્રવણ સુખદાઈ, પાશ માયાકેરો તજાઈ. ૪૬
ક્રોધને નવ થવું વશ, ઇંદ્રિ જીતી રાખવી દશ;
કર્યો મહાદેવનો અપરાધ, યક્ષ માર્યા કુબેરના સાધ. ૪૭
કરો સ્તુતિ કુબેરની આજ, જેથી વંશવૃદ્ધિ થાય મહારાજ;
એમ પુત્રને કરી બોધ, શમાવ્યો ધ્રુવનો ક્રોધ. ૪૮
ગયા સ્વધામે મુનિ સાથ, ઝાલી મહામુનિનો હાથ;
દાસ નાકર તો ગુણ ગાય, ધ્રુવજીને હરિની સા'ય. ૪૯

## કડવું ૧૦ મું.

### રાગ સોરઠ.

ક્રોધ ઉતરી ગયો જાણી, આવ્યાછે કુબેર ભંડારી;
યક્ષ મારીને શાંત થયા છે, સ્તુતિ કરતા સંભારી. ૧
ચારણ યક્ષ ને ગંધર્વ સાથે, કરે ગાન તાન કલોલ;
ધ્રુવજી હસ્ત જોડીને ઊભા, મુખ બોલે દીન બોલ. ૨
કુબેરજી કહે ક્ષત્રીનંદન, મનમાં હતું જે વેર;
પિતામહની આજ્ઞા માની, જીવ શિવની જાણી પેર. ૩
તમો ઉપર અમો પ્રસન્ન થયા છું, સુણો જ્ઞાનની ગોષ્ટ;
એમ કહીને કુબેર બોલ્યા, નીચા ઉંચા થાય અધરોષ્ટ. ૪

---

૪૪ બંધન–બંધનમાં. ૪૯ મુનિ–મુનિઓ. મહામુનિ—નારદ.

ઉત્તમ બંધુ જે તમારો, તેનો યક્ષે નથી કર્યો ઘાત;
કાળ ખાયછે સર્વને, પ્રસિદ્ધ છે એ વાત. ૫
સ્વપ્ના માંહે રાજા થાવું, અને થઈ જાવું રંક;
એમ મેં કર્યું સહુ માને છે, જગતના સહુ લોક. ૬
હું અને તું એ મુખ ભણેછે, ધરી ઘણો અનુરાગ;
બુદ્ધિ તેવી થાયછે જાણો, અજ્ઞાનનો જેહ જાગ. ૭
સુખ દુઃખથી એ સહુ જાણીએ, બંધનથી બુદ્ધિ બલિષ્ટ;
સર્વમાં ઇશ્વર જાણો જઇને, સર્વ વસ્તુ જાણો વરિષ્ટ. ૮
ભવબંધનનું મૂળ કપાએ, ભાવના ધારો એવી;
નવધા સેવી નવ સેવીજો, ઇચ્છા નવ જો એવી. ૯
સગુણમાં માયાએ વણુંધ્યો, નિર્ગુણમાં માયા રહિત;
એવા પ્રભુની ભક્તિ કરજો, ધ્રુવજી તમે જ્ઞાન સહિત. ૧૦
ઇચ્છાવર વળી માગો હું પાસે, હે ઉત્તાનપાદના તન;
પ્રભુના ચરણપંકજ જાણ્યા, તમે મોટા હરિજન. ૧૧
વર માગવાનું કુબેરજી બોલ્યા, ત્યારે ધ્રુવે માગ્યું એક;
મતિ અનુસારે શું ત્યાંહિ માગ્યું, જુઓ તેનો વિવેક. ૧૨
જો પ્રસન્ન થયા પરમેશ્વર, તો આપો એક માગ્યું;
હરિસ્મરણ વીસરૂં ન કદાપિ, સંત સંગત નવ ત્યાગું. ૧૩

---

૮ વરિષ્ટ—ઉત્તમ. ૯ ભવબંધન-સંસારરૂપી બંધન. નવધા ઈ૦-જો ઉપર કહી તેવી સર્વમાં ઇશ્વર જાણવારૂપ ઈચ્છા ન હોય તો નવધા (નવ પ્રકારની ભક્તિ) સેવી તે ન સેવ્યા બરાબર છે.

૧૦ સગુણમાં ઈ૦-ઇશ્વર સગુણમાં માયા સહિત વણુંધ્યો અર્થાત્ રહેલો છે અને નિર્ગુણમાં માયા રહિત છે મતલબ કે માયા સહિત ઇશ્વરનું રૂપ તે સગુણ, અને માયા રહિત ઇશ્વરનું રૂપ તે નિર્ગુણ છે.

૧૧ ઇચ્છાવર—ઈચ્છામાં આવે તેવું વરદાન.

સંસારસાગર તરૂં એથી, મનમાં ઇચ્છા એત્તી;
વરદાન આપી ભંડારી વળિયા, ધ્રુવને પાકી જ્ઞાનની ખેતી. ૧૪
પછે ધ્રુવજી રથમાં બિરાજી, નગર પાસે આવ્યા;
પુરજને તો શોભા કરીને, ધ્રુવજીને વધાવ્યા. ૧૫
યક્ષતણો પરાજય કીધો, મહાબળિયો રાજાન;
બીજા શત્રુ વશ થયા છે, શું કરીએ તેનું વિખાણ. ૧૬
નગરમાં આવીને કરિયું, વશ ઘણું મન રાય;
પિતામહનું વચન સંભારી, સહુની સમાન ગણતા કાય. ૧૭
અપરાધીને દંડ ન દેતા, કૂડું ન કે'તા કાંઇ;
સર્વ સમાન ગણી લેખવતા, ભિન્નભાવ નહિ મન માંહિ. ૧૮
જગત મિથ્યા જાતે જાણતા, સુખ ભોગ તેવે રૂપ;
ઇશ્વરકૃપાથી વિઘ્ન ન થાતું, ધ્રુવજી જ્ઞાનના કૂપ. ૧૯
હરિ રીઝાવા કારણે પછી, યજ્ઞનો આરંભ કરતા;
ભૂદેવ ત્યાં ઘણા તેડાવી, મનોરથ તેમના ભરતા. ૨૦
રેંવાકાજે મંદિર આપી, પૂજે સહુ ભૂદેવ;
હરિભક્તની સેવા કરતા, ટાળી મનથી અહમેવ. ૨૧
યજ્ઞ કરીને હરિરૂપ પૂજ્યાં, જે યજ્ઞ દાતાર;
પદાર્થોમાં પરમેશ્વર પોતે, છે ક્રિયામાં કિર્તાર. ૨૨
દેવતામાં દાતાર પોતે, ફળમાં ફળ આપનાર;
સર્વમાં મારો વિઠ્ઠલ બિરાજે, વળી ન્યારો અવિધાર. ૨૩
એવી દૃષ્ટિ કરી ધ્રુવજી, ત્યારે થયું સહુ તદાકાર;
સર્વમાં હું ને હુંમાં સર્વે, એમ વૃત્તિ થઇ એકતાર. ૨૪
ભગવાન સર્વમાં જણાવામંડ્યા, અણુ ઠાલો નથી ઠામ;

તોય હરિજન વિસરે નહિ, ભજવા સુંદરશ્યામ. ૨૫
શીળ સંતોષને ઘણો ધારે, કરે બ્રાહ્મણની સેવ;
ગાય દીનજનને બહુ પાળે, હરિભક્તની એવી ટેવ. ૨૬
પુરાણાદિકમાં ધર્મ કહ્યા જે, તેની કરે રક્ષાય;
વેદઘોષને નિશદિન સુણતા, હરિ અળગા નહિ અદક્ષાય. ૨૭
એવું પણ પાળે ધ્રુવરાજા, જોઇ પ્રજા થાય પ્રસન્ન;
પિતાવત્ પુરપતિને માને, જોઈ પ્રફુલ્લિત થાય તન મન. ૨૮
એ વિધે ભોગ વિધ વિધ ભોગવ્યા, પાળી પુણ્યના નેમ;
પાપકેરો ક્ષય કીધો છે, પુણ્યે થયું સહુ ક્ષેમ. ૨૯
છત્રીશસહસ્ર વર્ષ સુધી, ધ્રુવજીએ કીધું રાજ;
પૃથ્વીતણા ચક્રવર્ત્તિ હુઆ, ધ્રુવ થયા મહારાજ. ૩૦
જીતેંદ્રિય સર્વમાં કહેવાયા, ધર્મ અર્થ ને જાણે કામ;
મન લેપાય નહિ કશાથી, ભજે એકે મને સુંદરશ્યામ. ૩૧
પોતાના ત્યાં પુત્રને તેડી, આપ્યું છે રાજ્યાસન;
પ્રજાને તું રૂડીપેર પાળજે, થાશે હરિ પ્રસન્ન. ૩૨
જંજાળ ટાળી હરિ સંભારી, મૂકયો સ્વપ્નાવત્ સંસાર;
અચાનક નગર જેવું દર્શે, એવો જૂઠો સરવે સાર. ૩૩
દેહમાં જગત માયાએ કીધું, એમ કર્યો નિરધાર;
ઘડી એકમાં તેને તજ્યું, ભક્તના શુદ્ધ વિચાર. ૩૪
રાજ્ય છોડયું શરીરને ખોડયું, જાણે જૂઠી સ્ત્રીજન;

---

૨૫ અણુ—લગાર જેટલો. ૨૭ વેદઘોષ—વેદના પાઠનો અવાજ. અદક્ષાય—અદક્ષણ—અર્ધક્ષણ.

૩૩ અચાનક નગર—ઓચિંતુ ઉત્પન્ન થયેલું નગર—ગંધર્વ નગર.

સંતતિ પણ મિથ્યા માની, એક ખરૂં હરિભજન. ૩૫
ખાવાનું હોય ત્યારે મળતાં, એવાં સંબંધી જાણ્યાં સર્વ;
તેહતણો તો ત્યાગજ કીધો, તન મનનો તજિયો ગર્વ. ૩૬
મહાશ્રમે જે સેન સંઘર્યું, અરિનો કરવા નાશ;
તે સર્વેને વીસારી મૂક્યું, ધ્રુવજી હરિના દાસ. ૩૭
છત્રીશસહસ્ર પર્યંતે મેળવ્યું, મહાશ્રમથી ધન જેહ;
જોત જોતામાં તે સહુ ત્યાગ્યું, થઇ ધ્રુવજી નિઃસંદેહ. ૩૮
અંતઃપુર મનોહર કા'વે, જે ઇંદ્રનું ભવન લજાવે;
વૈરાગ્યશીલ વૃત્તિ થતાં, તે ધ્રુવને મન ન ભાવે. ૩૯
શય્યા વિધ વિધ પ્રકારની, તજતાં નવ લાગી વાર;
ક્રીડા સ્થાનક તજી દીધાં છે, જેનો પામિયે નહિ પાર. ૪૦
સમુદ્ર ફરતો જ્યાં સુધી, પૃથ્વીની જ્યાં મર્યાદ;
મિથ્યા જાણી સર્વને, છોડી દીધું કરી હરિનાદ. ૪૧
બદરીકાશ્રમ મન જાવા કીધું, કરે સગાં વિલાપ;
મિથ્યા છે એમ તેમને બતાવ્યું, કાપ્યા તનના તાપ. ૪૨
પછી પોતે ત્યાંહાં પધાર્યા, ગંધમાદન ઉપર જ્યાંય;
બદરીકાશ્રમ જઇને ઠરિયા, મન માન્યું તે માંય. ૪૩
પેહેલે દિવસે જઈ રહ્યા, કર્યું પવિત્ર જળમાં સ્નાન;
ઇંદ્રિયો સહુ શુદ્ધ કરી છે, મળવા શ્રીભગવાન. ૪૪
આસનવાળી ધ્રુવજી બેઠા, કર્યો પ્રાણાયામ જ્યાંય;
વૃત્તિ જાતી સહુમાંથી વાળી, વિષયે જાતી વૃત્તિ જ્યાંય. ૪૫
એકાગ્ર મન કર્યું હરિદાસે, ધરિયું પછે ધ્યાન;

---

૩૫ ખોડયું-વખોડયું--નિંદિત જાણ્યું. ૪૦ ક્રીડાસ્થાનક--રમતગમતનાં સ્થળ. ૪૧ હરિનાદ-સિંહનાદ. અર્થાત્ દઢતા અને ધૈર્યથી છોડી દીધું. અથવા હરિમાં નાદ-છંદ લગાડીને.

મન માંહે તો નિશ્ચય કીધો, કેવા ધારૂં હું ભગવાન. ૪૬
એકે રૂપે મન નવ ઠરતું, કરતા વિચાર નિશદિન;
હરિનું રૂપ નજરમાં ન આવે, સહુ જણાય ભિન્ન ભિન્ન. ૪૭
વિરાટરૂપ નીશે કરિયું, તેનું ધાર્યું ધ્યાન;
ભેદાભેદની દૃષ્ટિ ભૂલ્યા, લહ્યા શ્રીભગવાન. ૪૮
સમાધિ સાધીને બેઠા, પછે તજ્યું વિરાટનું ભાન;
નિરંતર એક પ્રભુમાં વૃત્તિ, બીજું નહિ કંઈ અનુમાન. ૪૯
અજપા જાપ ચાલે નવ ચૂકે, ચાલ્યો ભક્તિતણો પ્રવાહ;
ધ્રુવજીએ મહાપદને જાણ્યું, જાણ્યો છે ખરો રાહ. ૫૦
એવે આનંદનાં અશ્રુ આવ્યાં, તેને વારતા ધ્રુવરાય;
ગાભરા મનમાં થઈ જાતા, આ તે શું કેહેવાય. ૫૧
હૃદયાકાશમાં ગળવા લાગ્યું, રૂપ મહાજુંજાળ;
રોમાંચ અંગનાં સર્વ થાય છે, પામે કોણ તેનો પાર. ૫૨
પછે વળી તપ ચલાવ્યું, થયા દેહાભિમાનથકી અલગ;
મુક્તપણાને પામ્યા પોતે, જાણી છે જ્ઞાનની રગ. ૫૩
તદ્રૂપે થઇ ગયા ધ્રુવજી, ભૂલ્યા હું કોણ તેનું અભિમાન;
શુદ્ધિ સર્વે ટળી ગઇ, ભૂલ્યા માનાપમાન. ૫૪
એવું રૂપ થયું જે વેળા, જાણી પરમેશ્વરે વાત;
ધ્રુવનું તપ સંપૂર્ણ થયું છે, મહાકષ્ટ વેઠ્યું ઇણે જાત. ૫૫
એવે કોટિક ચંદ્ર પ્રકાશ જેવું, દશે દિશા કરતું ભાસ્યમાન;
એવું વિમાન એક દીઠું છે, જોઇ જાયે સહુ અભિમાન. ૫૬

---

૪૮ નીશે-નિશ્ચય. ૫૨ ગળવા લાગ્યું—આવવા લાગ્યું. મહા—જુંજાળ—મોટું જાજ્વલ્યમાન-અતિ પ્રકાશમય. રોમાંચ થાય છે-રૂવાં ખડા થાય છે.

૫૩ દેહાભિમાન-દેહ એજ હું છું એવો અભિમાન. ૫૬ ભાસ્યમાન-પ્રકાશિત.

આકાશમાંથી ઉતરે તે તો, જુવે ધ્રુવજીરાય;
હરિકેરા તો જશ મનોહર, ગાજી ગાજીને ગાય. ૫૭
એવે વિમાનમાં ઊભા દીઠા, જેને ચાર છે ભુજાય;
કાળી પંક્તિઓ સારી બિરાજે, છે અતિ તરૂણ જેની કાય. ૫૮
રક્ત કમળ શું તડાગે ઉગ્યું, એવાં નેત્ર રસાળ;
ગદા કર માંહે ધરી, તેના ટેકાનો રૂડો તાળ. ૫૯
સુશોભિત ઘણાં વસ્ત્ર વિરાજે, કિરીટ મસ્તક પર રાજે;
હાર સોહઇએ મુક્તાકેરા, ધીમે સ્વરે જે વાજે. ૬૦
બન્ને હાથે પે'ર્યા છે, બાજુબંધ રસાળ;
જેની શોભા અવનવી, સ્કંધ અતિ વિશાળ. ૬૧
બંને કાને કુંડળ પે'ર્યા, જડ્યાં માંહિ નવલાં રત્ન;
અનેક આભરણ અંગે પે'ર્યાં, કરે ઝાઝું તેનું જત્ન. ૬૨
એવા પાર્ષદ હરિતણા, દીઠા ધ્રુવ મહારાજ;
કિંકર જે શ્રીહરિતણા, આવ્યા કરવા કાજ. ૬૩
હરિરૂપ હરિ કિંકર જોઈ, અર્ધ્યપાદ્ય ધ્રુવ ખોળે;
પાસે તેહ મળે નહિ, ત્યારે ત્યાંહિ નૃપ શું બોલે. ૬૪
દ્વય કર જોડી મસ્તક નામી, બોલ્યા ધ્રુવજી આમ;
તમ દીઠે અમો આજ દીઠા, હરિ સુંદરશ્યામ. ૬૫
તમો પ્રિય ભગવાનના, મહામનોહર રૂપ;
શોભા વરણી શેષે ન જાયે, છો ઉપમાએ અનુપ. ૬૬
સુનંદ ને નંદ નામ તમારાં, ભગવદ્‌માં જેનું મન;

---

૫૯ ટેકાનો ૪૦—ટેકવેલી તેનો—કે આશ્રયનો. ૬૩ પાર્ષદ—વિષ્ણુના સેવક.

હરિચરણકમળ ચિત્ત ધરો છો, તમે સદા પાવન. ૬૭
એમ વિનતિ કરી ધ્રુવ ઊભા, જોડયા બન્ને પાણ;
મસ્તક તો નમેલું અતિશે, જોઇ રીઝયા સુજાણ. ૬૮
અહો ભક્તરાજ ! સુણો કહું તે, થઈ તમે સાવધાન;
દાસ નોકર શું વરણવે, પાર્ષદ વાણી પ્રમાણ. ૬૯

## કડવું ૧૧ મું.

### રાગ ગોડીની ચોપાઈ.

શુકદેવ કહે સુણ રાય, પરીક્ષિત તું પવિત્ર કાય;
ધ્રુવ અને હરિના દાસ, શું કરતા તેહ પ્રકાશ. ૧
મન દૃઢ કરીને સુણ્ય, થાયે અતિ ઘણું તો પુણ્ય;
બોલ્યા સુનંદ ને નંદ સાર, રાય પામિયો તારો ન પાર. ૨
ભદ્ર થાવ ભૂપાળ તમારૂં, સુણો વચન એક અમારૂં;
કરો વૃત્તિ એકતાર, કહું શુભ જેહ વિચાર. ૩
તમે લઘુવયમાં કર્યું જેહ, તેહ વર્ણવી કહું ઉજેહ;
પંચ વર્ષની વય તમારી, વશ કીધા દેવ મુરારિ. ૪
અપરમાતનું વેણ વળગ્યું, કર્યું સુખ સહુ તમે અળગું;
સેવ્યું જઈને મધુવન સાર, નારદઋષિથી પામી પાર. ૫
એવું તપ કોઇએ નવ કીધું, એવું સુખ કોઇએ નવ લીધું;
પંચ વર્ષની વય જાણ, નવ સમજે કશું નિરવાણ. ૬
તમે શ્રીહરિ જાણ્યા તે વાર, પામ્યા મધુવનમાં પાર;
જમુનામાં કર્યું જઈ સ્નાન, રીઝવિયા શ્રીભગવાન. ૭
યોગ સાધનનું કર્યું કામ, રીઝવિયા સુંદરશ્યામ;
ષટ્ માસમાં મળિયા હરિ, કૃપા તમ ઉપર ઘણી કરી. ૮

---

૩ ભદ્ર-ભલું. ૪ ઉજેહ-પ્રકાશ-ઉત્સાહ.

આપ્યાં વિધ વિધનાં વરદાન, પામ્યા ભક્ત તમે બહુ માન;
તોય મન તૃપ્ત નવ તમારૂં, વિચાર્યું મુક્તિને શો વીસારૂં. ૯
સુખ સંપત્તિ મળે જદા, હરિ વીસરાય છે ભાઈ તદા;
તેહ તમે મૂકયો નીમ, મોટા ભક્તરાજની તમે સીમ. ૧૦
ગયા ઘેર તમે જ્યારે, પિતાએ સોંપ્યું રાજ્ય ત્યારે;
વિવેકથી કર્યું રાજ, કર્યું મારૂં તારૂં સહુ તાજ. ૧૧
ઉત્તમમરણ સુણ્યું તમે કાન, જઈ યક્ષનો કાઢ્યો ઘાણ;
સ્વાયંભુવમનુએ આવી, તમારી ક્રોધવૃત્તિ તજાવી. ૧
થયાં કુબેરનાં દરશન, થયા તમ પર તે પરસન;
આપી મુક્તિપુરી વરદાને, યજ્ઞ કર્યા સુણ્યું અમે કાને. ૧૩
જાણ્યું મિથ્યા સરવે જકત, નવ થયા કશા માંહી આસક્ત;
તેથી રીઝ્યા સુંદરશ્યામ, વળી તપ કરતા મૂકી મામ. ૧૪
તપ કરતાં તાળી લાગી, વૃત્તિ વિષયમાંથી ભાગી;
તે જોઇને રીઝ્યા રામ, અમને મોકલિયા આમ. ૧૫
શ્રીકૃષ્ણના સેવક અમો, તમે મનમાં જાણો રૂડો સમો;
પરમધામ શ્રીરાજકેરૂં, જે શ્રીદામોદરનું દે'રૂં. ૧૬
જ્યાં કોઇથી નવ જવાય, જ્યાં તમ જેવા ભક્તો જાય;
વિષ્ણુપદ કહે એને કોઈ, પરમધામની મોટી સોઈ. ૧૭
ત્યાં ચાલો તમે ભક્તરાજ, અમારી સાથે તો આજ;
વસિષ્ઠ વામદેવ મોટા મુનિ, કરતા વેદ શાસ્ત્રની ધૂનિ. ૧૮
સપ્ત ઋષિની મોટી છાપ, તેનાથી તમારૂં મોટું માપ;
તે તો તમારી નીચે વસે, જોઇ તમને મન ઉલ્લસે. ૧૯

---

૧૦ સીમ–અવધિ–મર્યાદારૂપ. ૧૬ શ્રીરાજ–ભગવાન.

ચંદ્રમાને શીતલ જાણો, તે તો તમારે પુણ્યે લજાણો;
સૂર્ય પ્રકાશ કરે સારો, તમથી હેઠળ તેનો વારો. ૨૦
બીજા ગ્રહગણનો નહિ પાર, સહુથી સારો તમારો ભાર;
મોટાં નક્ષત્ર જાણો રાય, તે સહુ તમારી વાંચ્છે સા'ય. ૨૧
તારા અપાર થાયે ઝાંખા, તમારા તેજથી થાએ વાંકા;
ફરે પરમધામની પૂંઠે, ભય ઘણો રખે વિષ્ણુ રૂઠે. ૨૨
તેવા પરમધામમાં ચાલો, અમારી સાથે મનમાં મા'લો;
સર્વ જગત્ નમે જે પદને, જ્યાં જઈ ન શકાયે મદને. ૨૩
લોભ મોહ ન આવે કોઈ, એવી પરમધામની સોઈ;
ત્યાં ચાલો અમારી સાથે, બેસો વિમાનમાં ઝાલી હાથે. ૨૪
તમારા પિતા ઉત્તાનપાદ, નવ જાણે એ પદનો સ્વાદ;
તમારા પિતામહ પ્રખ્યાત, નવ જાણે એ પદની વાત. ૨૫
સ્વાયંભુવ મનુથી જાણ, થાય તમારાં ઘણાં વિખ્યાણ;
હે દીર્ધાયુષી બેસો આવી, તમારી વૃત્તિ હરિને ભાવી. ૨૬
એમ કહીને વિમાન સજ કીધું, જાણે ભક્તનું કારજ સીધ્યું;
શુકદેવ કહે સુણો રાય,( પરીક્ષિત્ )કહું ભક્તતણો મહિમાય. ૨૭
સુણી પાર્ષદકેરી વાણી, પ્રિય લાગી ઘણું વિખાણી;
સ્નાન કરીને સજ થયા, પોશાક પે'રવાને નૃપ ગયા. ૨૮
મુકુટ મસ્તક ઉપર રાજે, ઉર્ધ્વપુણ્ડ્ર ઘણું વિરાજે;
છાપાં તિલકની રૂડી સોઈ, રીઝે પાર્ષદ જોઈ જોઈ. ૨૯
કાને કુંડળ પે'ર્યાં સારાં, પાર્ષદ કે' મન રીઝ્યાં અમારાં;
પે'રી તુલસીની માળા કંઠે, જેની વાત નહિ જરા વંઠે. ૩૦

---

૨૧ ગ્રહગણ—ગ્રહોનો સમુદાય. ૨૩ મદને-કામદેવથી.

બાજુબંધ ને મુદ્રિકા પે'રી, પટકો નાખ્યો રંગે ઘેરી;
પે'ર્યો વાઘો મનહર જાણ, તેનાં શાં શાં કરૂં વિખાણ. ૩૧
પીતાંબર મનોહર રાજે, જોઈ કંદર્પ સરખા લાજે;
પછી ગયા આશ્રમ માંય, જોયા મુનિ બેઠા જ્યાંય. ૩૨
નમ્યા સર્વને ધ્રુવ ભૂપ, બની શોભા જેની અનુપ;
જોઈ ઋષિ રીઝ્યા મનમાં, પાર પામ્યા રાજા આ વનમાં. ૩૩
આપણ પામું ન હરિના ચરણ, વિષ્ણુપદ પામ્યો અશરણશરણ;
સર્વે દીધો મળી આશિર્વાદ, કર્યો સ્વસ્તિવાચનનો નાદ. ૩૪
તેમનું મન રીઝાવી રાય, વિમાનમાં બેસવા જાય;
શુદ્ધ સુવર્ણ જેવું થયું રૂપ, ચંપકવરણો થયોછે ભૂપ. ૩૫
જોઈ પુણ્યશાળી વિમાન, પ્રદક્ષિણા કરતો રાજાન;
કરી પૂજા વિવિધ પેર, માધવના વિમાનની જોઈએ મે'ર. ૩૬
કર્યો પાર્ષદને પરણામ, સંભાર્યો ધ્રુવે સુંદરશ્યામ;
માંહી બેસવા જેવે જાય, મૃત્યુ આવીને ઊભો ત્યાંય. ૩૭
કરે વિનતિ તેહ અપાર, મને વિસરો કયમ આ વાર;
જન્મ મૃત્યુ જોડે લાગ્યાં, આજ સુધી ન કોઇએ ત્યાગ્યાં. ૩૮
તમે વિપરીત કરો નરેશ, મૃત્યુ મૂકે ન મોટો શેષ;
શું કરૂં મારૂં નવ ચાલે, હરિના પાર્ષદ કટાક્ષે ભાળે. ૩૯
પણ તમને જાવું નવ ઘટે, મારૂં ઋણ હૃદયે નવ ખટે;
એમ નાખી માયાની જાળ, તેમાં અંજાયો નહિ ભૂપાળ. ૪૦
વારૂ વારૂ કહી રીઝાવ્યો, મૃત્યુને હર્ષ માંહે ભીંજાવ્યો;
પછે બોલાવ્યો પાસે, તું તો ભરાયો કૂડી આશે. ૪૧

---

૩૨ કંદર્પ—કામદેવ.

તારૂં મસ્તક દાખવ મુને, જીવ અરપું હું તો તુંને;
મૃત્યુ વ'વાચો નિરવાણ, મસ્તક દેખાડ્યું ત્યાં જાણ. ૪૨
મૂક્યો તેની ઉપર પાગ, બેઠો વિમાને ધરી અનુરાગ;
વિષ્ણુભક્તનો મહિમા અથાગ, મૃત્યુ લાગે આવી પાગ. ૪૩
જેહ બીજા જનને ખાય, તેહ કરે હરિભક્તની સા'ય;
એવો હરિતણો પ્રતાપ, મૃત્યુ કરે ઊભો વિલાપ. ૪૪
મૃત્યુ જીતાય ક્યારે જાણ, હરિપદપંકજનાં કરે વિખાણ;
નાકરદાસ શું ગુણ ગાય, મહાવૈષ્ણવ મોટો રાય. ૪૫

## કડવું ૧૨ મું.

### રાગ ધનાશ્રી.

વિમાનમાં બેઠા ધ્રુવ રાય જી, દેવ દુંદભિ ઘણાં વાય જી;
વાયે મૃદંગ ને વીણાજી, આનંદે સ્વર કાઢે ઝીણા જી. ૧
થાય પણવના પાવન શબ્દ જી, હરિજનનાં થાયે મન લબ્ધ જી;
ડફ નફેરી સરણાઈ વાજે જી, હરિજન વિમાન માંહી બિરાજે જી. ૨
ગંધર્વ મળિયા સર્વે ટોળે જી, મધુર ગાયનના સ્વર ઢોળે જી;
નાચે અપ્સરા વિવિધ પેર જી, મોહનજીએ કીધી મે'ર જી. ૩
રંભા તિલોત્તમા જેવી જી, કરે ચાકરી વૈષ્ણવની એવી જી;
મળ્યા તેત્રીશ કોટિ દેવ જી, કરે વૈષ્ણવ જનની સેવ જી. ૪
પુષ્પવૃષ્ટિ બેઠા વરસાવે જી, વૈષ્ણવ જનને મન હરષાવે જી;
પડે કુસુમ ઘનથી ઘણેરાં જી, બેશી દેવે જે જે વેર્યાં જી. ૫
ચઢ્યા સ્વર્ગલોકમાં ધ્રુવરાય જી, એવે સ્મરણ એક ત્યાં થાય જી;
મારી માતા દીનને મૂકી જી, જે સુનીતિ પ્રેમ ન ચૂકી જી. ૬
એ તો અન્યાય મોટો કીધો જી, એકલાએ મેં લા'વો લીધો જી;

અરે હરિ હવે શું થાશે જી, દુઃખ મારૂં કેઇ પેર જાશે જી. ૭
જાણી પાર્ષદે મનની વાત જી, હરિકૃપા કરી વિખ્યાત જી;
ધ્રુવને અંગુલિએ દેખાડી જી, (જુઓ) વિમાનમાં બેશી જાયે માડી જી. ૮
સુનીતિ નામે એ માતા તમારી જી, ઉદ્ધરી તમારે પુણ્યે ભારી જી;
આનંદ પામ્યા ધ્રુવ મન માંય જી, મારા પે'લી માતા જાય જી. ૯
જોઈ ધ્રુવને આવતા દેવ જી, ઠામે ઠામે કરતા સેવજી;
વિધ વિધ પુષ્પે વધાવે જી, મોટા મોટા દેવ જે કા'વે જી. ૧૦
વિમાનમાં ચઢતાં જોતા ધ્રુવ જી, જે તન મનના અધ્રુવ જી;
પે'લા ગ્રહને દીઠા સારા જી, ભર્યા મનમાં સુખના ભારા જી. ૧૧
ત્રૈલોક્યને મૂક્યું તેમ જી, સપ્ત ઋષિઓને મૂક્યા એમ જી;
તે ઉપર વિષ્ણુનું મા'ધામ જી, ત્યાં ધ્રુવજી ગયા ભજી રામ જી. ૧૨

દેશી ફેર.

રામ ભજી ધ્રુવજી ગયા, તે પદનું કરૂં વિખાણ;
જેની કાંતિની રક્ષા કરે, ચાર લોક જાણ સુજાણ. ૧૩
નિર્દયપણું દર્શે નહિ, નિર્દય નહિ કોઈ લોક;
શોક સમૂળો ના મળે, સહુ જનને મન અશોક. ૧૪
એ પદ પામે વિરલા, દયાવાળાં જેનાં મન;
કે વિષ્ણુભક્ત એ પામશે, વિષ્ણુચરણમાં મૂક્યું મન. ૧૫
ધ્રુવજીએ સર્વે કર્યું, રીઝાવ્યા સુંદરશ્યામ;
માટે પરમપદને પામિયા, ધ્રુવજી સિદ્ધ કરી સહુ કામ. ૧૬
જે જન શાંત સદા રહે, સમદષ્ટિ સાધે જોગ;
શુદ્ધ વૃત્તિ સારી ધરે, દીનનો ટાળે રોગ. ૧૭

---

૧૧ અધ્રુવ—અનિત્ય—નાશવંત.

સરવ જન રાજી રહે, એવું કરતા કામ;
એ પદને તે પામશો, રીઝવ્યા સુંદરશ્યામ. ૧૮

ધ્રુવજી પામ્યા એહ પદ, ઉત્તાનપાદના તન;
પિતા કરતાં મોટું કર્યું, હરિનું સ્વયે ભજન. ૧૯

ત્રિલોકીના મસ્તકમણિ, થયા ધ્રુવ મહાધામ;
આ ચક્ર ધ્રુવનું ફરે છે સહુ, જાણો ધ્રુવનાં સરવે કામ. ૨૦

નારદ મુનિ વીણા ધરી, કરે ધ્રુવનું ગાન;
પરમેશ્વરપદ પામિયા, રીઝવ્યા જો ભગવાન. ૨૧

હરિતણી કૃપા થયે, શું નવ સુધરે કાજ;
વિષ્ણુપદને પામિયા, ધ્રુવ અવિચળ થયા મહારાજ. ૨૨

શુકદેવજી એમ ઊચર્યા, સુણો પરીક્ષિત રાય;
ધ્રુવ જે પદને પામિયા, તેનો મહિમા મેં ન કે'વાય. ૨૩

## કડવું ૧૩ મું.

### રાગ મેવાડો.

પામ્યા ધ્રુવજી રે, હરિના ધામને;
મહિમા મોટો રે, ભજી સુંદરશ્યામને. ૧

સુનીતિનો સુત રે, મહિમાએ વાધે;
પુણ્યનો નહિ પાર રે, એનું પદ નવ લાધે. ૨

ગતિ મળી એને રે, તેવી નવ કોઇને મળી;
બ્રહ્મ ઋષિ હાર્યા રે, તપ યોગ ગયા ઢળી. ૩

દેહને કષ્ટી રે, દમી જેણે સહુ સૃષ્ટિ;

---

૨૦ આ ચક્ર–શિશુમાર ચક્ર, જેના ઉપર આખો ખગોળ રહેલો છે, અને ધ્રુવ જેની ધરીના છેડાઓ છે.

હરિ મળ્યા આવી રે, થઇ આનંદની વૃષ્ટિ. ૪
તોય પદ ન પામ્યા રે, ધ્રુવજી જે પામ્યા;
ગોષ્ટિ અન્યની કેવી રે, દુઃખ ધ્રુવજી વામ્યા. ૫
ક્ષુદ્રરાજા શું પામે રે, કૂડકપટે ભરિયા;
ધ્રુવ લઘુ વયે પામ્યા રે, વશ કર્યા પ્રભુ બળિયા. ૬
હરિ ચાલી આવ્યા રે, ધ્રુવજીને મળવા;
પાપ જે મોટાં રે, આવ્યા દેવ તે દળવા. ૭
મુનિ નવ પામે રે, રાજા નવ કોઇ પામે;
પામે લઘુ વય સેવ્યે રે, ધ્રુવશાં દુઃખ વામે. ૮
છ માસમાં મળિયા રે, વશ હરિ થઈ રે'તા;
બાળપણે ભજીએ રે, તો તરિયે વારિ વે'તા. ૯
ધ્રુવનું ચરિત્ર રે, છે મહાપુણ્યશાળી;
ધન તો પામે રે, પાપ નાખે બાળી. ૧૦
યશ રૂડો પામે રે, આયુષ્યની થાય વૃદ્ધિ;
સુખ થાય સાચું રે, મળે ઇચ્છી સમૃદ્ધિ. ૧૧
સ્વર્ગલોક સાધે રે, અવિચળ પદ લાધે;
આનંદ થાય ઉદે રે, પુણ્યનો પથ લાધે. ૧૨
પાપ જાય નાશી રે, ધ્રુવચરિત્ર સુણે;
શ્રદ્ધાથી કરે પાઠ રે, ભૂત તેને નવ ધૂણે. ૧૩
મળે હરિ વે'લા રે, ભક્તિ થાય ઉદે;
ક્લેશ મટી જાય રે, મન થાય તેનું મુદે. ૧૪

---

૫ ગોષ્ટિ—વાત. ૬ ક્ષુદ્ર—અધમ. ૯ વારિ વેહેતા—સંસારરૂપી સમુદ્રના જળમાં વેહેતા. ૧૨ પથ—માર્ગ.

મનવાંચ્છના ફળે રે, સ્વભાવ સારો થાયે;
વધે ઘણી કાંતિ રે, દુઃખ દૂર પળાયે. ૧૫
માન મળે માનીને રે, જ્ઞાનવાન જ્ઞાન ગ્રહે;
ભૂદેવ સભામાં વાંચે રે, તો તે સુખી રહે. ૧૬
પ્રાતઃકાળ મધ્યાન રે, સાયંકાળે જે વાંચે;
પુણ્યફળ તેહ રે, જાણો ઘણું સાંચે. ૧૭
અમાવાસ્યાએ રે, કે પૂનમે ગાયે;
દ્વાદશ માસમાં રે, ગાયે તેને પુણ્ય થાયે. ૧૮
ક્ષય દિવસે રે, શ્રવણ નક્ષત્ર વિષે;
વ્યતિપાત સંક્રાંતિ રે, ગાયે તેનાં મન લસે. ૧૯
એકાદશીએ રે, ગુણ રવિવારે ગાયે;
દ્વાદશી ન ભૂલે રે, તેહ સુખી થાયે. ૨૦
શ્રદ્ધા સહિત સુણે રે, યોગીને યોગ મળે;
સિદ્ધિઓ સાધે રે, રોગી રોગે નવ બળે. ૨૧
રીઝે દેવ સરવે રે, જ્ઞાન ઉદે થાયે;
અજ્ઞાન તો જાયે રે, નિર્મળ હૃદે થાયે. ૨૨
લઘુ વયમાં લેખે રે, હરિપદ જે પ્રેમે;
સુખ તે દેખે રે, જશ ગાયે પ્રેમે. ૨૩
કથા સુણી આપે રે, સવચ્છી ગાયે;
પુણ્ય તેને થાયે રે, પાપ સરવે જાયે. ૨૪
ધ્રુવચરિત્રમાં રે, પદ્ય વેદરૂપ કર્યાં;
ત્રયોદશ કડવાં રે, મીઠાં કરી મને ધર્યાં. ૨૫

---

૧૯ લસે-શોભે. વેદરૂપ-ચારસો કડીઓ.

સુણી ભાગવત રે, કથા કરી ધ્રુવતણી;
હરિકૃપાએ રે, ગ્રહણ થઈ એત્તી ગણી. ૨૬
સંવત્ ષટ્દશ રે, શત ઉપર ગણજો;
માસ તો કાર્તિક રે, શ્રોતા હરિ ભણજો. ૨૭
શુક્લપક્ષ જાણો રે, એકાદશીએ પૂર્ણ કર્યું;
મંગળવાર માન્યો રે, મંગળપદ હૃદે ધર્યું. ૨૮
ગુરૂકેરી કૃપાય રે, થઈ જ્યારે પૂરી;
ગ્રંથ થયો પૂરણ રે, કથા નથી અધૂરી. ૨૯
અર્ધચંદ્રશો ગ્રંથ રે, કૃષ્ણાર્પણ કીધો;
દ્વિજને અરપ્યો રે, મનોરથ તેનો સીધ્યો. ૩૦
શિવકેરો વિવા' રે, પરથમ જે કરિયો;
અર્પણ કર્યો દ્વિજને રે, કર તેને ધરિયો. ૩૧
ધ્રુવનું ચરિત્ર રે, પરથમ જે કરિયું;
દ્વિજને કરે રે, અર્પણ કરી ધરિયું. ૩૨
તેથી મન ન રીઝ્યું રે, મોટાં મન ગમિયાં;
બંધે કર્યાં મોટાં રે, દુઃખ દ્વિજનાં શમિયાં. ૩૩
કર્ત્તા હરિ પોતે રે, દાસથી શું સરશે;
નાકર એવું નામ રે, તે તો શું કરશે. ૩૪
વીકાકેરો સુત રે, વણિકની જાતે;
દશાવાળ કા'વું રે, વણિક કો' શી વાતે. ૩૫
વૃદ્ધ કુળ નાગર રે, મદનસુત નામ કહીએ;

---

૩૦ અર્ધચંદ્રશો—પૂર્ણચંદ્ર જેવો સંપૂર્ણ કે ઉત્તમ નહિ એમ હશે અથવા આ અર્ધો ને શિવવિવાહ અર્ધો.

વાડવકર સોંપું રે, રચી ગ્રંથ સુખી રહીએ. ૩૬
શ્રોતાને પ્રણામ રે, વકતાને કરીએ;
વીરક્ષેત્રમાં વસિયે રે, વાણી આપી હરિએ. ૩૭
વ્યાપાર તો લાધ્યો રે, હરિના કીર્તનનો;
મનોરથ સાધ્યો રે, તન અને મનનો. ૩૮

## ઉથલો.

તન મનનો મનોરથ સારિયો, ધ્રુવકથા પ્રેમે કરી રે;
દાસનો દાસ નાકર કહે, શ્રીકૃષ્ણ બોલો શ્રીહરિ રે. ૩૯

---

૩૬ વૃદ્ધ ૯૦—નાગર કુળના મદનના વૃદ્ધ પુત્રને આ ગ્રંથ રચીને અર્પણ કર્યો.



॥ श्रीजगदीश्वरायनमः ॥

मुकुंदकृत

# गोरक्षचरित्र.

## કડવું ૧ લું.

રાગ દેશાખ.

સંત સાધુ મહંત સેવી, આનંદકંદ ગાય મુકુંદ રે;
શાંત શીતળતા શરીરે, દાંત મહાંત સુચંદ રે. ૧
નામ મોટું કામ મોટું, સંત સર્વને માથ રે;
હરિ માથે સંત કરી કહે, સદ્‌ભાગ્ય મળિયો સાથ રે. ૨
શાંત મુદ્રા સંતની અતિ, સર્વ માથે સંત રે;
સંતકેરી લીલા ગાયે, વડા જેહ મહંત રે. ૩
દાન દેવે દેહકા સતી—સંતકા વોહી સ્વભાવ રે;
માન નહિ અપમાન નહિ તન, શુદ્ધ સમજે ભાવ રે. ૪
અપાર લીલા વાર વારે, ગાઇએ સંતની જાણી રે;
ભવસાગરસેં તરવા ઇચ્છે, સુખભોગ જાણે માણી રે. ૫
લીલા અગાધ છે સાધની, મુકુંદ પાર ન પામે રે;
સંત લીલા શેષ જેતી, શેષ ગાય શું વિશ્રામે રે. ૬
નામ નારાયણનું જપો, કે સંતનું નામ સાંવ રે;

---

૧ આનંદકંદ—આનંદના કંદરૂપ પ્રભુને. દાંત—ઈંદ્રિયદમનશીલ. સુચંદ્ર—સારા ચંદ્રરૂપ. ૩ મુદ્રા—મુખાકૃતિ.

૬ સાધ—સાધુ. જેતી—જેટલી. વિશ્રામે—થાકે.

ફૂળ એક છે ને બળ અધિક, સંતતણે સાંચે ભાવ રે. ૭
પરબ્રહ્મને કુકર્મથી, જીવ કદીએ નવ જાણે રે;
અહંતા માણી મરે અમથો, મિથ્યા તરીલાં તાણે રે. ૮
સંત તેને સૂધે રસ્તે, હાથ ઝાલી જાય રે;
તેવા સંતને શિરસાષ્ટાંગ કરી, મુકુંદ કવિ ગુણ ગાય રે. ૯

## ઢાળ.

ગુણ ગાય મુકુંદ કવિ પોતે, રણ છોડ તું રણછોડ જી;
મનોરથ જે ઉપજે મનમાં, તેના પૂરો કોડ જી. ૧૦
ગોરક્ષ સાધુ જે થયા, ગોરક્ષ પડિયું નામ;
તેહતણાં ચરિત્ર ગાવા, થઇ મનમાં મામ. ૧૧
શ્રીમત્સંત પ્રતાપથી કરવી, ચરિત્રમાળા જાણ;
મણકો આ અષ્ટમો, કરૂં મુખે કેમ વખાણ. ૧૨
માળા કરમાં ધરી જોઇએ, તેમાં મૂકયા મણકા આઠ;
એક સો હજુ પૂરા કરવા, તન મન ધરી ૯૯ પાઠ. ૧૩
માળા મનોહર ફરતી રાખી, વા મણકો જુએ એક;
શ્રોતા લક્ષ દઈ સુણે, ભણે ધરી વિવેક. ૧૪
તેહતણું તો કારજ થાયે, પામે ભવજળ પાર;
મુકુંદ કવિ ગરજી કહે, સાં'યક દેવમોરાર. ૧૫

---

૭ સાં'વ-ઝાલો. ૮ અહંતા—હુંપણું. ૧૦ રણ છોડ-દેવામાંથી છોડાવ.

૧૧ ગોરક્ષ—ગાયે રક્ષણ કરેલા, અથવા ઇંદ્રિયોને વશમાં રાખનાર. ૧૨ મણકો—ચરિત્રમાળાનો. માળાને એકસો આઠ મણકા હોય છે માટે ચરિત્રમાળાના પણ તેટલાજ મણકા કરવા એમ કવિનો અભિપ્રાય છે.

૧૫ ગરજી-ગર્જના કરીને. સાં'યક—સાહાય કરનાર.

જયશ્રી નામે નગર મનોહર, વિજયધ્વજ ત્યાં રાય;
નગરકેરી શોભા જોતાં, તન મન પ્રફુલ્લિત થાય. ૧૬
નગર કેરા ગુણ ગઇએ તો, સંતનું ગાયન લાજે;
અપાર દરવાજા અપાર શેરી, અપાર ચૌટાં રાજે. ૧૭
વિશાળમાં સરવે સમાયે, સંત સાધુ પોષાય;
લોકની વૃત્તિ અતિ મનોહર, જ્યાં નહિ કળિયુગનો વાય. ૧૮
ચાર વર્ણ તો ચતુર શિરોમણિ, વેદવિહિત કરે કર્મ;
બ્રાહ્મણ સ્વધર્મને પાળે છે, જાણે અદ્વૈત બ્રહ્મ. ૧૯
રાજા રાજ્યતણું સહુ જાણે, પાળે પ્રજા વિવેક;
દશાંશ લેવો એટલી આંટી, કૂડમતિ કશો નહિ ટેક. ૨૦
દાન ધર્મની ધ્વજા મનોહર, બાંધી બેઠો રાય;
ગુણ ગાણ તેના મુકુંદ ગાતાં, ગ્રંથ વાધી જાય. ૨૧
વણિકજન વ્યાપાર કરે છે, નેક ન્યાય ધરી પાક;
જૂઠું જે વ્યાપારે જાણ્યું, લાગ્યો તેને ત્યાં થાક. ૨૨
કો વૈષ્ણવી ધર્મને પાળે, કો શૈવી કહેવાય;
બ્રહ્માનંદમાં કોઇ મગ્ન રહે, ન્યાયી જેની કાય. ૨૩
ન્યાય માથે નજર ઘણી છે, જાણે ધર્માધર્મ;
વિવેક જીવ ને શિવતણો છે, જાણે અદ્વૈત બ્રહ્મ. ૨૪
શૂદ્રજન સેવાને સાધે, તજી બીજો અહમેવ;
મૂર્તિરૂપે હરિ હર પૂજે, કરે બ્રાહ્મણની સેવ. ૨૫
એ વિધિ છે નગર મનોહર, વસ્તી તેવી રાજે;
દેવ મંદિરમાં શંખ પણવ ને, ઘણી દુંદુભિ ગાજે. ૨૬
વૃષ્ટિ થાયે મન ગમતી ત્યાં, ન્યાય માથે વિશ્વાસ;

---

૧૯ વેદવિહિત–વેદમાં કહેલાં. ૨૨ પાક–પવિત્ર (ન્યાય). થાક લાગ્યો —અર્થાત્ તજી દીધું—અટક્યો. ૨૪ માથે—ઉપર.

પરબ્રહ્મમાથે પ્રીતિ સહુને, મન નહિ કૂડી આશ. ૨૭
એવા નગર વિષે એક રહેતો, સુબોધક નામે વિપ્ર;
પ્રાતઃકાળે વે'લાં ઊઠી, હરિને ભજતો ક્ષિપ્ર. ૨૮
મારૂં તારૂં મનથી મૂક્યું, નહિ જૂઠામાં જંજાળ;
લોભ વૃત્તિમાં મળે નહિ, અહર્નિશ ભજે ગોપાળ. ૨૯
સંત સાધુની સેવા સાધે, આતિથ્યનાં કરી કર્મ;
અદ્વૈત નિશ્ચય કરી બેઠો, જાણ્યો એક પરબ્રહ્મ. ૩૦
તેહતણી ઘરૂણી છે તેવી, મળી મહાસદ્ભાગ્ય;
ઘરેં આવે તેનું આતિથ્ય કરતી, સત્ય માથે અનુરાગ. ૩૧
સદાચારમાં પ્રીતિ સારી, સત્ય માથે વિશ્વાસ;
ઘરેં સુખી છે તેહ ઘણાં, ઈશ્વરની કરે દાસ. ૩૨
પતિવ્રતા પાડોશી કહેતાં, નહિ બીજી માથાફોડ;
પતિતણી સેવા તો કરવી, માને એ રણછોડ. ૩૩
દ્રવ્ય ઘણું ને સંતોષ સાધ્યો, આતિથ્યની પૂજાય;
શરીર સાજું શોભા લાભી, મન તેનું શે અમુઝાય. ૩૪
નામતણો નિશ્ચય કરી બેઠાં, દુઃખનું નવ જાણે નામ;
ઊણપ એક પ્રકારની છે, સંપૂર્ણ આપ્યું ન શ્યામ. ૩૫
સંતતિ કાંઈ મળે નહિ, લોક બોલે કૂડ;
તેહતણું નવ મનમાં લેખે, માયા માને ભુંડ. ૩૬
સ્ત્રીના મનમાં ઘણું વરો, નહિ પુરૂષને ચિંતા જાણ;
સંતતિ ઉપર પ્રીતિ ઘણી છે, નારી સુશિલ સુજાણ. ૩૭
જપ તપ કરીને મનમાં ઇચ્છે, સંતતિ આપીય શ્યામ;

---

૨૮ ક્ષિપ્ર—તત્કાળ. ૩૨ દાસ—દાસત્વ—ચાકરી. ૩૪ આતિથ્યની—અર્થાત્ અતિથિની. ૩૫ નામતણો—હરિ નામનો. નામ—લગાર પણ. ૩૬ ભુંડ-ભૂંડી.

જે વિધે ધન ધરણી આપ્યાં, તિ વિધ કીજે કામ. ૩૮
નૂનમ એત્તી નવ રાખિયે, સતીના મનની હામ;
મેળ્યું કષ્ટ કરીને જે સહુ, સંતતિ વિણ શે કામ. ૩૯
સંતતિ વિણ કોણ સારે, હે પ્રભુજી શ્રાદ્ધ;
એમ સતી વિલપે ઘણું, રોવે મોટા સાદ. ૪૦
એક સમયને અનુસારે, પ્રાતઃકાળ મોઝાર;
સતીએ ઊઠી નિત્યકર્મ કીધું, પૂજ્યો નિજ ભરતાર. ૪૧
ભરતાર ગયો નિજ કાર્યમાં, ઘરણી રહી નિજ ઘેર;
એવે ત્યાં શી નિપની, મુકુંદ કવિ કે' ફેર. ૪૨
મત્સ્યેંદ્રનાથ જે મહામુનિ, રમતા રામ કહેવાય;
રખડતા ત્યાં આવિયા, વિજયધ્વજ નૃપ જ્યાંય. ૪૩
વારાફરતી જાય પોતે, નગરમાં ભિક્ષા કાજ;
ફરતા ફરતા આવિયા, સુસતીઘરેં મહારાજ. ૪૪
સૂર્ય આવી ઊભા શુ, ભિક્ષા માટે જાણ;
શીતળતાએ ચંદ્ર જેવા, મહામુનિ સુજાણ. ૪૫
વિશ્વામિત્ર કે વશિષ્ઠથી, નહિ નૂનમ કાંઇ;
શ્વેત વસ્ત્ર સજ્યાં સારાં, મહાતેજસ્વી સાંઇ. ૪૬
બીજું કંઇ નવ બોલતા, અલખ એટલો નાદ;
ઊભા સંતને જોઇને, સુણી મનહર નાદ. ૪૭
સુસતી બેઠી જહીં, તહીંથી ઊઠી તર્ત;
સંત સમીપે નજર જાતાં, સાધ્યું રૂડું વ્રત. ૪૮
મુકુંદ કવિ તે વર્ણવે, સમાચાર શો થાય;
મત્સ્યેંદ્રનાથ તો રીઝિયા, તેના ગુણ સહુ ગાય. ૪૯

---

૩૯ નૂનમ—ન્યૂનતા. હામ—હોંસ. ૪૭ અલખ—લક્ષ્યમાં ન આવે એવું બ્રહ્મ.

## કડવું. ૨ જું.

### રાગ ઝીંઝોટી.

ગુણ ગાય મત્સ્યેંદ્ર કે, સબ સુણિયે;
લાગે સારી વાત, તબ શિરકો ધુણિયે. ૧
ભિક્ષા લઈ આવી ઝટ, સુસતી નામ હે જ્યાકો;
અલખના સુણી શબ્દ, કાર્ય હો ગયો હે તાકો. ૨
ખાપ્પરકેરી માંય, ભિક્ષા મૂકી ઊભી;
કાંતિ મલિન અપાર, સુસતી દીસે દૂભી. ૩
ઇચ્છિા મનમે અપાર, સંતાનકેરી સાચી;
ભિક્ષા આપી સાર, પણ માનની નવ રાચી. ૪
મહાગુરૂ મત્સ્યેંદ્ર, ચિકિત્સા વાકી ચેતે;
પૂછ્યું બાઇને એમ, બાઇ દુઃખ શું છે એ તે. ૫
મુખ મ્લાન દીસે અપાર, કારણ કહો તાકો;
ફેડે પરબ્રહ્મ તાપ, શુદ્ધ વિચાર હે જાકો. ૬
એમ પૂછ્યું મળીને વળી, ત્યારે બોલી બાળ;
સંપત્તિ સર્વે સિદ્ધ છે, સંતતિકેરી જવાળ. ૭
સહુ સુખમાં એ દુઃખ છે, કૃપા ન સંતકી સાર;
પૂર્વજન્મના પાપથી, ભોગું દુઃખ અપાર. ૮
એમ વદી મુખ દીન થઈ, કર જોડી ઊભી પાસ;
મત્સ્યેંદ્રનાથને મન ગમ્યું, નવ નારી કરવી નિરાશ. ૯
ઝોળી જોઈ મુનિએ, કાઢી ભસ્મ તે વાર;
બાઇને આપી હાથમાં, કાર્ય થાશે અવિધ્યાર. ૧૦

---

૫ ચિકિત્સા—અર્થાત્ મનની ચેષ્ટા. વાકી—એની. ૬ મ્લાન—કરમાઈ ગયેલું.

ભક્ષણ કરજે ભસ્મ એ, કારજ થાશે સર્વ;
એમ કહી ચાલી ગયા, જેણે જીત્યો મોટો ગર્વ. ૧૧
સંત ગયા ત્યાંથી સહી, નહિ એને કાંઈ પીડ;
સુસતીને આવી પડી, ત્યાંહી મોટી ભીડ. ૧૨
આડોશીપાડોશીતણી, આવી ઘણી એક નાર;
પૂછ્યું તેને વળી વળી, કહો સંતનકે સમાચાર. ૧૩
વાત કરી ઊભાં રહી, નવ બોલે કોઈની સાથ;
મત્સ્યેંદ્રનાથ મહામુનિ, કિમ ઝોળી ઘાલ્યો હાથ. ૧૪
કોઈ કોઈ વાર આવે અહીં, આ પુરમાં એ સાર;
રમતારામ જોગી સહી, કો નવ જાણે પાર. ૧૫
સુસતી ત્યારે ઉચરી, સુણો સર્વ તમે વાત;
જે બન્યું તે દાખવ્યું, સર્વ કર્યું સાક્ષાત. ૧૬
વિનતિ મેં સંતકી કરી, સુસતી બોલી એમ;
પ્રસન્ન થઈ મુને આપિયું, વરદાન થશે તુજ ક્ષેમ. ૧૭
પછે ભસ્મ આ આપી છે, ખાજે કહ્યું અવિચાર;
તે મારે ખાવી સહીં, કર્યો મને નિરધાર. ૧૮
સંત મહાસંત રીઝીને, કરે કાર્ય હમેશ;
સંતતણા ગુણ ગાય કો, હારે મોટા શેષ. ૧૯
જોઈ ભસ્મ મળી માનુની, બોલી વાણી એમ;
અમે ન એમાં નિરખીએ, સુસતી તારૂં ક્ષેમ. ૨૦
જો તું ભસ્મ એ ખાય તો, થાયે વિપરીત વાત;
ઢોંગી એવા બહુ ફરે, કપટી સાધની જાત. ૨૧
સ્વરૂપી સુંદરી ભોળવે, કે'શે આપું પૂત;
ભસ્મ ખવાડે જાણ તે, વળગાડી દે ભૂત! ૨૨

ભસ્મ ખાય જો સુંદરી, બિલ્લી વો હો જાય;
સંતકે પીછે જાય ઝટ, કરે પીછે મન ભાય. ૨૩
અંજન કરે વળી આંખમાં, મીનડી રાખે પાસ;
રાતે તો નારી કરે, કરે ભોગ વિલાસ. ૨૪
એવી વાતો સાંભળી, અમે બાઈ અનેક;
ખાવી ઘટે તો ખાવ તુમ, કે ગ્રહો મન વિવેક. ૨૫
ખાધી નહિ એ ઠીક કર્યું, નહિ તો થાત વિપરીત;
એમ સહુ ઘાલી ગઈ, આવી નારી સો ભીત. ૨૬
વિચાર મનમાં અતિ થયો, કરવો કવણ ઉપાય;
ગડભાંગ લાગી ઘટી ઘટી, ખવાય કે ન ખવાય. ૨૭
બેઠી નારી જ્યાંહુ સો, ઊઠી નહિ તે જાણ;
ખાવી નહિ નિશ્ચય કર્યો, સહુ નાર કહે સુજાણ. ૨૮
ભસ્મ ધરીને હાથમાં, ગઈ ઊકરડા પાસ;
નાખી આવી ઘર ભણી, થઈ મનમાં ઉદાસ. ૨૯
સંતતિ મોકુ નવ મિલી. કિયા સાધુને ત્રાસ;
ગાય પોતાની આવતી, તેને બાંધી જઈ પાસ. ૩૦
ગોબર કાઢે ગાયનું, નાખે ઊકરડા માંય;
એમ નિશદિન તે તો કરે, રક્ષા નાખી જ્યાંય. ૩૧
કંથને વાત કરી નહિ, ક્રોધ કરે સુણી તેહ;
વાત વિસારે પડી ગઈ, બન્યું મુકુંદ કે'તો જેહ. ૩૨

---

૨૪ મીનડી–બિલાડી. ૨૬ ભીત ઈ૦–આવી નારીને તે ભીતિ ઘાલી ગઈ. ૨૮ સો—તે જ્યાં ઊભી હતી ત્યાંજ બેઠી.

૩૧ રક્ષા—ભસ્મ—રાખોડી.

## કડવું ૩ જું.

### રાગ મલ્હારકી ચોપાઈ.

વાત વિસારે પડી વો જાન, સુસતી હુઈ નાદાન;
તાકી ગોષ્ટ કહે મુકુંદ, ગોરક્ષનાથનો જેહ પ્રબંધ. ૧
ભસ્મ આપી ગયા મત્સ્યેંદ્રનાથ, બાર વર્ષ થયાં એ વાત;
નવ તેમના મનમાં કાંઇ, ફરી તે નગરમાં આવ્યા સાંઇ. ૨
વારાફરતી ભિક્ષા માગે, જેનું બ્રહ્મમાં મન અનુરાગે;
પોષણ જેટલું મેળવે અન્ન, અલક્ષ એટલું કહી ભગવન. ૩
ફરતા ફરતી ફરે શેરી, મારે મત્સ્યેંદ્રનાથ તો ફેરી;
ફરતા ફરતા આવ્યા જ્યાંય, વરદાન દઇ ગયા'તા ત્યાંય. ૪
જોઈ ગૃહને આનંદ પામ્યા, પુત્ર જોવાને ઘર ભાણી નામ્યા;
ગયા ઘરની પાસે મુન્ય, જેણે જાણેલું ખરૂં શૂન્ય. ૫
ઊભા રહીને બોલ્યા એમ, તારા પુત્રને છે સહુ ક્ષેમ ?
સુણી શબ્દ સાધુનો જાણ, સુબોધક બોલ્યો નિરવાણ. ૬
મહારાજ ઊભા રહો આંહી, નાખું ભિક્ષા પાત્રની માંહી;
આજ પાવન કર્યું મુજ ધામ, આજ મળિયા સુંદરશ્યામ. ૭
કૃપા તમારી [ દિસે ] અપાર, મૂઢમતિ શું કહું વાર વાર;
મારે માથે કૃપા કરી, આપું ભિક્ષાપાત્ર હું ભરી. ૮
એમ કહી દોડ્યો તેહ, ઋષિએ સતીપતિ જાણ્યો નિઃસંદેહ;
બોલ્યા મુખથી મારી હાક, જાકી દાનત હે સબ પાક. ૯
તેરી સ્ત્રી ઔર બેટા હે અચ્છા, પૂછું વો સબ કહેના સચ્ચા;
એવે આવી સ્ત્રી ઘરમાંથી, દીઠા સંત કે ચમકી જ્યાંથી. ૧૦

---

૫ નામ્યા—નમ્યા—વળ્યા. ખરૂં શૂન્ય—સત્ અને અસત્—બ્રહ્મ અને જગત્.

અરે આ તો ભસ્મનો આપનાર, પૂછે પુત્રના સમાચાર;
નથી કરી સ્વામીને વાત, આજ થયું સહુ સાક્ષાત. ૧૧
એને શું કહીશ હું મુખે, સતી આવી મહામહાદુઃખે;
સ્વામી કરશે મુજ માથે ક્રોધ, ભૂલી સતીતણો સુબોધ. ૧૨
એવે મત્સ્યેંદ્રનાથ તો બોલ્યા, સુબોધકે તોલ તોલ્યા;
મારે ભિક્ષા ન જોઈએ ભાઇ, તારી પત્ની પુત્ર છે સુખદાઈ. ૧૩
એટલી વાતનું મારે કામ, રાજી રહો સુંદરશ્યામ;
એમ ભાખીને ચાલવા માંડ્યું, સુસાધુએ રોવા માંડ્યું. ૧૪
જઈ સનમુખ બોલ્યો એમ, મેં નવ જાણ્યો તમારો નેમ;
બોલ્યા શું તેં સમજ્યો નહિ, મારી સ્ત્રી સુખી છે સહી. ૧૫
નથી સંતાન મારે જાણ, તેના સુખ દુઃખની શી વાણ;
ત્યારે બોલ્યા મત્સ્યેંદ્ર રાય, મારૂં વચન મિથ્યા નવ જાય. ૧૬
ઊગે પશ્ચિમ દિશે ભાણ, થાય બ્રહ્માની મિથ્યા વાણ;
થાય વેદવચન અસત્ય, બૃહસ્પતિની કૂટી થાય મત્ય. ૧૭
શુક્રનીતિ ચૂકે જાણ, કરે ઇંદ્ર નૃપતિનાં વખાણ;
અગ્નિ શીતળતા સજે, પરબ્રહ્મ ભૂતને ભજે. ૧૮
લક્ષ્મી અલક્ષ્મી સેવે, દાસપણું ઇચ્છ્યું દેવે;
સાધુ માયામાં મચે, કાચો પારો ઉદર પચે. ૧૯
ધન્વંતરી ભૂલે નિરીક્ષા, કરે શિષ્ય ગુરૂને શિક્ષા;
નામ જાણી રહે સંતાપ, શૂદ્ર દે બ્રાહ્મણને શાપ. ૨૦
એક દિનનું બાળક બોલે, ત્રિકમ ન્યાય અન્યાના તોલે;
સાધુ ન કરે કામ પવિત્ર, શારદા વીસરે વિદ્યા ચરિત્ર. ૨૧

---

૧૪ સુસાધુ—સુબોધક વિપ્ર. ૨૦ નિરીક્ષા-(રોગની). ૨૧ અન્યાના —અન્યાયના.

મહાદેવ જ્ઞાનને મૂકે, એ સર્વ કદી ભાઇ ચૂકે;
પણ મારૂં વેણ મિથ્યા ન જાય, સુણો તમે સુબોધક બ્રહ્મરાય. ૨૨
કશી વાત ન જાણે તેહ, તેણે નારી બોલાવી પામી સંદેહ;
આવી નારી કંપતી કાય. વાંકો જીવ રખે ભગ જાય. ૨૩
લાગી ચરણે સંતને બાઇ, ભૂલી સુસતી બોલી સાંઈ;
સંત સમર્થ ભરતા ઊભો, નારી કે' મત્સ્યેંદ્રનાથ મેં દુભ્યો. ૨૪
આપી ભસ્મ ગયા એ જાણ, તે ખાધી નહિ મેં નિરવાણ;
મીંદડીની ભરાવી બીક, થઇ એક બે ખાતાં છીંક. ૨૫
તેથી લાગ્યું ખાવું નહિ ઠીક, તેણે દુઃખની વાળી નીક;
સુણી વેણને મત્સ્યેંદ્રનાથ, કંઇક ક્રોધી બોલ્યા તે સાથ. ૨૬
શાંતપણાકેરી શિર છાપ, તેને લાગ્યો હૃદયે તાપ;
દશ ઇંદ્રી કરી વશ જેણે, ક્રોધને શમાવ્યો તેણે. ૨૭
દુષ્ટ કરે એવું જાણી, બોલ્યા સુસતિશુ પોતે વાણી;
કર્મમાં લખ્યું તેહ કીધું, ઉલટું હોયે તે થાય ન સીધું. ૨૮
કર્મ રેખા બ્રહ્મા ન ભુંસે, હારે વિષ્ણુ આવે હુંસે;
નહિ કર્મમાં વિદ્યા જાણ, સરસ્વતી હારે નિરવાણ. ૨૯
જ્ઞાન શૂન્ય જો કર્મ હોય, શંકર જેવા શું કરે સોય;
થયા દેવકીને અષ્ટ બાળ, બાળકોએ જગાવી ઝાળ. ૩૦
કર્મની સર્વે વાત, એવું બોલ્યા સંત સાક્ષાત;
તારા કર્મમાં નહિ પૂત, તેથી વળગ્યું ભ્રમણાભૂત. ૩૧
વારૂ એ રક્ષા નાખી ક્યાંહી, દિખાવ અમકું કે' તે સાંઇ;
પતિ પત્ની ને ત્રીજા નાથ, ગયા ઊકરડાને માથ. ૩૨

---

૨૫ મીંદડી—બિલાડી.

બતાવ્યું બાઇએ આંહી, અમો ભસ્મ નાખી છે સાંઈ;
વારૂ કહી ઊભા ત્યાં મત્સ્યેંદ્ર, મીંચ્યાં ઊભાં ઊભાં નેત્ર. ૩૩
અલક્ષ બોલીને લક્ષ લગાડ્યો, એક ઘાંટો તાણીને કાઢ્યો;
વળી અલક્ષ્ય અલક્ષ્ય કર્યો પોકાર, ચૌદશ એવો થયો હોકાર. ૩૪
બાર વર્ષની વયનો બાળ, પાસે આવી ઊભો તત્કાળ;
કે ચાલ્યા નાથ ત્યહાંથકી, એક ઘડી રહ્યા નહિ ટકી. ૩૫
પતિ પત્ની પૂઠે પળાય, મત્સ્યેંદ્રનાથ ન કરતા સા'ય;
ઘણું નમન કરેછે બન્ને, મત્સ્યેંદ્રનાથ ન આણે મને. ૩૬
સાધુ દયાળુ હોય સાર, તેથી કહ્યો કંઈકિ વિચાર;
જાઓ ભજન કરજો અમારૂં, થશે કોઇક દિન તો સારૂં. ૩૭
મહામનોહર સુતને લઈ, સાધુ ચાલ્યા રડતાં બાઇ ભાઈ;
મત્સ્યેંદ્રનાથતણો પ્રતાપ, પવિત્ર ગોમયમાં રહ્યો આપ. ૩૮
થયું રક્ષણ પવિત્ર સ્થાન, ગોરક્ષનાથ ધર્યું અભિધાન;
લઈ સાથે ફરતા મુનિ, શીખવતા વેદ શાસ્ત્રની કરવી ધૂની. ૩૯
જોગ ક્રિયા સર્વ જણાવી, સાંખ્યશાસ્ત્રની રીતિ ગણાવી;
એમ ગુરૂ શિષ્ય કરતા જાણ, સુબોધક સુસતી દુઃખની વાણ. ૪૦
એ તો કોઇથી નવ ભણાય, એનું દુઃખ ન કોથી ગણાય;
પુત્ર આવેલો ગયો હાથ, એમ સોચ કરતાં બન્ને સાથ. ૪૧

## कवित.

करमके मांही नाहीं, सा'य करे केसे सांइ,
पूत आयो हस्तमे सो, गोबरमे गड्यो हे;
खानेको धर्यो हे पास, लिख्यो नाहि तौ न पौंचे,

---

૩૯ ગોરક્ષનાથ—ગોમયમાં રક્ષિત થયેલા નાથ.

आस खास संत कहे, आयो हाथ पडचो हे;
प्रारब्ध के पेच बडे, मेरे तेरे मांही लडे,
कर्महीके कूप पडे, नीकसे न कडचो हे;
आनंद सोही निकंद, दुःखको मिलेही दंद,
कर्ममंदसे मुकुंद, सच्चो सोही खडचो हे. ४२

## કડવું ૪ થું.

### રાગ ગાંધાર.

કોઈ ગોરક્ષકો કહે જન્મ, ઇજી રીતે ભયો;
વોહી જાણાવે મુકુંદ, કેસો છૂપી રહ્યો. ૧
મત્સ્યેંદ્રનાથને દીની ભસ્મ, સો ડારી જાકે;
ગાંવકે બાહેર સાર, સમજ નહિ જાકે. ૨
કોઈ આવે નહિ કોઈ જાય, ગોબરૂં સહુ નાંખે;
ત્યાં નાખી આવી નાર, એવું સંત ભાખે. ૩
ઉઠાયો ગોબરમે બાળ, તેને જઈ ગાય જુવે;
પયપાન કરાવી સાર, ભૂખનું દુઃખ ખુવે. ૪
એમ વર્ષ બાર પર્યંત, ગાયોએ બાળ ગ્રહ્યો;
પયપાન કરાવી કર્યો પુષ્ટ, તેણે મોટો થયો. ૫
એમ અનેક ચાલે વાત, સાચી કંઈ જૂઠી;
નથી પાસેની એ વાત, જે જોઇએ ઊઠી. ૬
પણ સંતનો મોટો જન્મ, ગમે તે રીતે થયો;

---

૪૨ आस ઇ૦—ખાવાની ખાસ આશા હોય તથાપિ હાથમાં આવેલો ગ્રાસ પડી જાય! मेरे तेरेमांही–મારા તારામાં. कडचो हे–કાઢયો હોય તો પણ आनंद ઇ૦—મુકુંદ કવિ કહે છે કે, મંદ કર્મવાળા મનુષ્યના આનંદનું પણ નિકંદન થાય છે, દુઃખનું દંદ (જોડું) તેને પ્રાપ્ત થાય છે અને જે સાચું હોય છે તે તેની પાસે જતાં અટકી રહે છે!

બાર વર્ષ રહ્યો ગોબર માંય, સંશે નાશી ગયો. ૭
પછે મળિયા મત્સ્યેંદ્રનાથ, તેમણે સાથે લીધો;
વડો કર્યો તેને શિષ્ય, વિદ્યાદાન દીધો. ૮
ફરતા લઈ તેને પાસ, જ્ઞાની મોટો થયો;
ગુણ ગાય શું મુકુંદ, સંશે નાશી ગયો. ૯

## કડવું ૫ મું.

### રાગ ગોડી.

ગુરૂ શિષ્ય ફરતા સાથ, એક એક કેરે છે માથ;
ગુણ શિષ્યના ગુરૂ ગાય, શિષ્ય વખાણે ગુરૂરાય. ૧
એવો સંબંધ અન્યો અન્ય, કહે માંહો માંહે ધન્ય;
કરે શાસ્ત્રવિધાનની વાત, કરે બ્રહ્મની સર્વે ખ્યાત. ૨
કરે શિષ્ય ઘણા તે જઈ, રાય રાણા નમતા રહી;
નવ ધન માંહિ અનુરાગ, નવ જોઈએ રે'વાનો કંઈ ભાગ. ૩
પરબ્રહ્મની વાતો એક, અદ્વૈત વિણ ન અન્ય વિવેક;
એક સ્થાનકે નવ રે'વું, કોઇને આપો એવું નવ કે'વું. ૪
અલક્ષ્યનો કરવો નાદ, પહોચાડવો ગૃહસ્થને સાદ;
જો આપે તો તે લેવું, નહિ તો નથી તેનું કંઈ દેવું. ૫
આનંદમાં વૃત્તિ એક તાર, નહિ સંસારનો કંઇ ભાર;
નહિ બીજો કંઇ કારભાર, પરબ્રહ્મનો એક વ્યાપાર. ૬
શિષ્ય સેવા કરતા સારી, ગોરખ શિષ્ય ને મત્સ્યેંદ્ર આચારી;
ગયા અયોધ્યાકેરી માંય, ફરતા ફરતા બન્ને જ્યાંય. ૭
કર્યું આસન વૃક્ષની નીચે, અમૃત જળ સર્વે સીંચે;
તે મનમાં નાહિ લગાર, વૃક્ષ આસન સારનું સાર. ૮
નવ ભોજન મિષ્ટ જોઇએ, નવ બીજી ફાવે સોઇએ;

નવ સુખડી સારી ભાવે, લોક વિધ વિધનું જે લાવે. ૯
ખાયે ભિક્ષા મળતી જેહ, તેથી થાયે પુષ્ટ તો દેહ;
જીત્યા કામ ક્રોધ ને લોભ, તેથી થાયે નહિ કંઈ ક્ષોભ. ૧૦
મન આનંદ માંહે મગ્ન, કરે નિશદિન અજપાનો જગ્ન;
એવે એક અવનવું થાય, તેહ મુકુંદ કવિ ગાય. ૧૧
ગયો ગોરખ ભિક્ષા લેવા, મહાદાનો સ્વરૂપે દેવા;
પંચ ઘર ભિક્ષાનો ટેક, ધર્યો મનમાં એહ વિવેક. ૧૨
પ્રથમ એક ઘર જાવું, આપે તો લેવું ખાવું;
જો થાયે ત્યાંથી નકાર, જાયે બીજે મંદિર સાર. ૧૩
એમ પંચ સ્થળે જાય, નવ મળે તો કાંઇ ન ખાય;
તેવો ટેક ધરીને ગયા, શીલવતીને ત્યાં સુખી થયા. ૧૪
અલેખ જેવે જગાવ્યો, જોઈ રૂપને જોગી ભાવ્યો;
કર્યું માતાનું નૈવેદ્ય, ભિક્ષા આપી બાઇએ નિર્વેદ્ય. ૧૫
ગોરક્ષે સંતાડી લીધી, પછે જાવાની સોઈ કીધી;
ગયો ગુરૂપાસે તેહ, આણી મૂકયું પાસે જેહ. ૧૬
ગુરૂએ પાસે બેશી ખાધું, રીઝયા એક વસ્તુથી સાધુ;
વડું એવું તેનું નામ, જોઇ ગુરૂ બોલ્યા આમ. ૧૭
આનો સ્વાદ નહિ ત્રણ લોકે, મારૂં મન બંધાયું ઓકે;
કોઈ દિવસ સ્વાદ ન થાય, આજ એ માંહી મન ભરાય. ૧૮
આજ સુધી ન એવું ચાખ્યું, એવું ગુરૂજીએ ભાખ્યું;
લાવ્ય વડું ગોરખા તુંય, હું તો નામ ન જાણું શુંય. ૧૯
કહ્યું વડું તેં જે નામ, તેમાં લાગી મનની મામ;
ગોરખ કે' હું નવ જાણું નામ, આપનારીએ કહ્યું આમ. ૨૦

૧૪ શીલવતી—શીલ પાળનારી કોઇ સ્ત્રી. ૧૫ નિર્વેદ્ય—છાની—કોઇ ન દેખે તેમ. ૧૮ ઓકે—એની ( સાથે ).

તેથી નામ જાણ્યું એ વડું, સ્વાદ લાગ્યું તમને વડું;
આજ લાવું જઇને હુંય, એમાં માગ્યું ગુરૂજી શુંય. ૨૧
એમ કહીને ગોરક્ષ જાય, અલેખ જગાવ્યો જઈ બઇને ત્યાંય;
બાઈ આવી બાહેર સાર, આપી ભિક્ષા તો અવિધાર. ૨૨
માંહી નિરખ્યું નહિ જે વડું, ગોરક્ષ કે' હ્રદયામાં એ જડ્યું;
મારા ગુરૂએ માગ્યું એહ, મુને આપો તમે તેહ. ૨૩
તમે આપો ત્યારે લેવું, ગોરક્ષ બોલ્યો ત્યાં એવું;
ભાઈ વડું આજ ન કીધું, કાલે કર્યું'તું ત્યારે દીધું. ૨૪
એ તો ઝટપટ ન થાય, તમે સમજો શું યોગી રાય;
ગોરક્ષ કે' ભિક્ષા નવ જોઇએ, મને આપે નહિ એ કોઇએ. ૨૫
હું તો લેઇશિ વડું આજ, એમ બોલ્યા જોગી રાજ;
બાઇ તમે કાંઇ જાણો, ત્રણ હઠ મનમાં આણો. ૨૬
રાજ હઠ જાણો તમે, એ તો મૂકી ન મૂકાય ક્યમે;
સ્રીની હઠ હોયે તેવી, એ તો છોડે નહિ છોડ્યા જેવી. ૨૭
યોગીકેરી હઠ જાણ, વડું લેઈ ઊઠું નિરવાણ;
નવ મળે તો આપું પ્રાણ, એમ બાઇને કીધું જાણ. ૨૮
અમો પંચ ઘરે જઈ આવ્યા, વડા માટે કાંઈ ન ફાવ્યા;
વડું આપો ત્યારે જવાય, એમ બોલ્યા જોગી રાય. ૨૯
ત્યારે બાઇને વ્યાપ્યો ક્રોધ, કર્યો જોગીને ક્રોધમાં બોધ;
માએ જણતાં મૂક્યા જાણ્ય, શું આપી વિસર્યા આણ. ૩૦
કરો નહિ મન વિચાર, વડું થાય ક્યમ નિરધાર;
માગ્યું મળે ક્યાંથી જોગી, થયા સંસારના તમે રોગી. ૩૧

---

૨૧ વડું—ઘણું (સ્વાદ). ૩૦ જણતાં—અર્થાત્ જણીને. આણ—હમણાં.

હું માગું તે આપો તમે, મારા મનમાં જેહી ગમે;
ત્યારે ગોરખ બોલ્યા મુખે, મારી પાસે હોય તે આપું સુખે. ૩૨
ત્યારે નારી બોલી હઠીલી, જે મનાતી લોકમાં શીળી;
વિચાર કરી બોલી તેહ, તારી આંખ કાઢી આપે જેહ. ૩૩
તો તો વડું આપું હુંય, મને માગ્યું આપે તુંય;
ગોરક્ષ કે' આપું હમણાં, માગ્યું આપવું એમાં શી મણા. ૩૪
આપ છુરિકા મુજને આણી, સ્ત્રી લાવી જૂઠું જાણી;
આપી છરી હાથ માંય, ગોરક્ષે લીધી સ્ત્રી જુએ જ્યાંય. ૩૫
એક ચક્ષ કાઢી તેવડે, આપી જુવંતીને સાટે વડે;
જોઈ ભય પામી મન નાર, આનો પમાયે નહિ પાર. ૩૬
લોકમાં થાઇશિ ફજેત, તો બગડ્યો સહુ વેત;
પાયે લાગી સંત બેસાડ્યા, સંતે આશ્રમ ત્યાંહી ગાડ્યા. ૩૭
વડું કરવા ગઈ નાર, નવ લગાડી કંઈ વાર;
વે'લું વે'લું કરી આપ્યું, કષ્ટ ગોરખકેરૂં કાપ્યું. ૩૮
વડું લેઈ ગયો ગુરૂ જ્યાંય, મત્સ્યેંદ્રનાથે પૂછ્યું ત્યાંય;
કેમ વાર આટલી લાગી, શું કોઈ દેનારી નવ જાગી. ૩૯
કે વસ્તી ગઇ આઘી, સચ્ચ બોલો હે વૈરાગી;
તવ ગોરખ બોલ્યા વાચા, ગુરૂ માનો મેરા સાચા. ૪૦
બાઇને વડા નવ દિયા, તબ નેત્રકા દાન કિયા;
દેખ્યા ગુરૂએ સન્મુખ, ભર ગયા લોહીસે મુખ. ૪૧
તેં શું માગી આપી આંખ, જેમ પક્ષી તોડી આપે પાંખ;
એ વાત સર્વે જૂઠી, એમ ગુરૂ બોલ્યા રૂઠી. ૪૨
કંઈ વાગ્યું હશે તને, ખોટું સમજાવે મને;

---

૩૫ છુરિકા–છરી. ૩૭ આશ્રમ ગાડ્યા—સ્થિર થઇને બેઠા.

એ તારી નહિ કાંઇ રીત, સંતને જોઇએ ન એવી નીત. ૪૩
જો માગ્યું આપો દાતાર, તો રહેલી આંખ આપો મને સાર;
ગોરક્ષ કે' આપું હમણા, એ વાતમાં શી છે મણા. ૪૪
એમ કહીને કાઢી આંખ, જેમ પક્ષી તોડે ઉડવાની પાંખ;
આંખ અરપણ કરી તત્કાળ, જોઈ રીઝ્યા ગુરૂ દયાળ. ૪૫
ધન્ય ધન્ય શિષ્ય તું મારો, ગુરૂભક્તિનો સારો ધારો;
ધન્ય ધન્ય દઢતા તારી, તારે માથે વિશ્વ નાખું ઉવારી. ૪૬
એમ કહીને આચમન કીધું, ગુરૂ નારાયણનું નામ લીધું;
પાણી છાંટ્યું આંખ મીચી, જાણે અમૃતની ધાર સીંચી. ૪૭
ગોરખને થઈ નવી ચક્ષ, વાધી જ્ઞાનની મોટી પક્ષ;
ગુરૂકૃપાની સારી લક્ષ, ગોરખનાથ થયો મહાદક્ષ. ૪૮
પછી ગુરૂ શિષ્ય બે સાથ, ગયા જયશ્રીપુરીમાં નાથ;
તેના ગુણ મુકુંદ ગાય, કરી સતી સુબોધકને સા'ય. ૪૯

## કડવું ૬ ઠું.

### રાગ અલખ આશાવરી.

જયશ્રીનગરી આવ્યા બન્ને, ગુરૂ ગોરખ બે આનંદી;
સુબોધક પિતા મિલને આયા, મત્સ્ય ગુરૂકી કીની બંદી. ૧
સંતાન તુમારા ચેરા તુમારા, ગોરક્ષ નહિ હે હમારા;
વિનતિ એક મનમે ધરો હમારી, સેવા ઇચ્છે મન સારા. ૨
તુમ ઓર ગોરખ દોનું રહેના, માસ ખટ અમારે મંદિર;
વિનતિ એટલી માનો ગુરૂજી, સોહી કરૂંગા મેં સુંદિર. ૩
મત્સ્યેંદ્રનાથ પ્રસન્ન થઇ કે', વારૂ મંદિર વસી રહીશું;

---

૪૮ દક્ષ—ડાહ્યો—પંડિત.
૧ બંદી-બંદગી-પ્રણામ.

બંધન અમારૂં નવ ધરવું મન, ગોરક્ષ રહે ત્યાં તેમ કહીશું. ૪
એમ કહીને મંદિર ચાલ્યા, રહ્યા માસ બે ગોરખ સાથે;
વૃત્તિ જવાતણી ગુરૂની જોઈ, ગોરક્ષ કે' એવો હાથે. ૫
ગુરૂ કે' વચન સત્ય કરો અમારૂં, ખટ માસ તો આંહી રે'વું;
વચન માનીને ગોરખ રહ્યા ત્યાં, વિજોગ દુઃખ કઠિન સે'વું. ૬
સમજાવીને ગુરૂ સધાર્યા, ગયા તેહ સિંહલદ્વીપે;
ભિક્ષા કારણ રાયભવનમાં, ઊભા નાથ ઘણા દીપે. ૭
એમ ભિક્ષા કરતા ગુરૂજી ફરતા, એવે કેર ત્યાં એક થયો;
રાજ્યપદ ઉપર જે રાણી, તેનો સુત બૂડી જળે મુઓ. ૮
રાણીએ બહુ ઉપાય કીધા, સુત ન જડયો ડૂબ્યો ક્યાંહી;
દેહ મુડદાં તો હાથ લાગી નહિ, ગયો પુત્ર જળની માંહી. ૯
કોઇએ વાત ભલી ભરાવી, મત્સ્યેંદ્રનાથનું કારણ એ;
જોગી પકડી કેદ રાખ્યો, ખોટું તારૂં ધારણ એ. ૧૦
મૌન્ય ધરી મત્સ્યેંદ્ર રહ્યા ત્યાં, મહાશક્તિધર શૂરા જેહ;
યોગી યોગકળામાં મશહૂર, પૂરા રહ્યા અધૂરા તેહ. ૧૧
ગોરક્ષ રહ્યો સુબોધકને ત્યાં, તેણે સેવા બહુ કીધી;
માગ્ય માગ્ય એમ મુખથી બોલ્યો, પુત્ર થશે આશિષ દીધી. ૧૨
સુબોધક કે' અન્ય ન જોઇએ, પુત્ર જોઇએ તારા જેવો;
વરદાન આપી અવધિએ ઉપડયા, થશે મનોરથ ઇચ્છો જેવો. ૧૩
નાથ વરદ તો નામ રાખજો, એમ કહી પળીઆ પોતે;
ત્રિકાળ દર્શી ગોરખ ગુરૂ છે, બંધન પડિયા ગુરૂ જોતે. ૧૪
ઘડી એકમાં સિંહલદ્વીપ ગયા છે, રાણીને પૂછ્યું જાઇ;

---

૪ બંધન ૪૦—અમો તો રહેવાને બંધાતા નથી પણ ગોરખ ૭ માસ તમારી પાસે રહે તેમ તેને આજ્ઞા કરીશું.

૧૧ મશહૂર-પ્રખ્યાત.

બંધીખાને જેહ ધર્યા તે, જાણો છે મોટા સાંઇ. ૧૫
રાણી કે' અમો કાંઈ ન જાણું, પુત્ર ડૂબાડ્યો જળ માંહે;
આવે તે તો છોડું એને, નહિતો વસશે એ આંહે. ૧૬
ગોરક્ષ કે' અમો પુત્ર બોલાવું, ગુરૂને તેડી અહીં લાવો;
મત્સ્યેંદ્રનાથને આણ્યા છે તહીં, હાક મારી સુત બોલાવ્યો. ૧૭
ઝૂડ ગળી જેને ગયો હતો તે, સજીવન થઇને આવ્યો;
ગુરૂ ચેલા તો મુક્ત થયા છે, પ્રતાપ સહુ જનનેભાવ્યો. ૧૮
એ વિધિએ ચર્પટીનાથ ઉગાર્યો, ગોરક્ષ ગુરૂએ જઇ જાતે;
જળક્રીડામાં ડૂબી ગયો'તો, અજ્ઞાનતણી કાઢ્યો રાતે. ૧૯
તે તો મોટો શિષ્ય થયો છે, અનેક શિષ્ય એવા કીધા;
ભર્તૃહરિને જાતે જઇને, બોધ તુંબીફળથી દીધા. ૨૦
પિંગળા નારી પવિત્ર નામે, ભર્તૃહરિની જે રાણી;
મરણ તેહનું મનમાં આણી, વાત ન માને કોઇ શાણી. ૨૧
તેની પાસે ગોરખ પધાર્યા, તુંબીફળ ફોડ્યું જઇને;
તુંબી જોઇએ તુંબી જોઇએ, એમ કહ્યું અતિ હઠ લઇને. ૨૨
મહાચતુરશિરોમણિ રાજા, સમજ્યો મનમાં સબ વાતે;
જોગી રાજ એ જૂઠ બતાવો, તુંબી હલકી સહુ જાતે. ૨૩
નારી મોટી માનવતી જે, તુંબીમાં કંઇ માલ નથી;
ગોરક્ષ ગુરૂએ તિને બતાવ્યું, જ્ઞાન ઘણું તન મને કથી. ૨૪
યોગસિદ્ધિએ તુર્ત બતાવી, એક લક્ષ્ય પિંગળા ત્યાંહી;
ભર્તૃહરિ મન મગ્ન થયું છે, ગોરખને દીધું સાંહી. ૨૫
એક સહસ્ર શિષ્ય કર્યા છે જેણે, ગોરક્ષ મોટા ગુરૂ કહીએ;
ગોરખપુર વસાવ્યું જેણે, નામ સુણી સુખી રહીએ. ૨૬

---

૧૮ ઝૂડ—અજગર જેવું એક જળચર પ્રાણી.

લીલા ગોરખતણી ઘણી છે, વર્ણ્યાથી વર્ણાય નહિ;
મુકુંદ કવિ મન માંહી લાવી, કાંઈ કાંઈ કહેશેજ અહીં. ૨૭

## કડવું ૭ મું.

### રાગ મારૂ.

ગોરખકે ગુણ ગાના, રે હો ગોરખકે ગુણ ગાના હે;
નામકે લીલા જાકે અગાધા, ગોરખકે ગુણ ગાના હે. ૧
મહાસંત શિરોમણિ સાધુ, ગોરખ દેવ મહારાજ હે;
નામ નિરંજન જાણી જેનું, સિદ્ધ કરના સહુ કાજ હે. ગોરખકે૦ ૨
કાશીપુરીમાં ગયા ગોરખ જી, મિલ્યા સર્વ સમાજ હે;
મોટા મોટા લોક આવ્યા છે, કાસીકા જ્યાં રાજ હે. ગોરખકે૦ ૩
ગોરખ ગુરૂ ત્યાંહી ગયા, ભવજળકી જો પાજ હે;
રામનામની ધૂની લાગી, ગ્યાનકે મહારાજ હે. ગોરખકે૦ ૪
એક નજરે સહુ જુએ છે, સર્વ જેને સમાન હે;
વાદ યોગતણો થયો, યોગકા જૂઠા માન હે. ગોરખકે૦ ૫
ગોરખના મન માંહે લાગ્યું, ખોટી એ સહુ વાત હે;
વિધવિધ રીતે કરી બતાવ્યું, યોગકી ખરી જાત હે. ગોરખકે૦ ૬
ચમત્કાર ઘણા બતાવ્યા, તોય કે' ખોટી વાત હે;
ગોરક્ષ ગુરૂકી સબ કોઇ જાને, જ્યાકી મોટી ખ્યાત હે. ગોરખકે૦ ૭
સર્વ આવી શીશ નમાવે, રાજાનું મન મેલું હે;
તેને ગુરૂ આપ સમજાવો, એને લાગ્યું ઘે'લું હે. ગોરખકે૦ ૮
ત્યારે ગુરૂ એમ બોલ્યા, રાજા માને તું ક્યારે હે;
તારા મનની પતિજ થાયે, ખરૂં તું કે' જ્યારે હે. ગોરખકે૦ ૯

---

૪ પાજ—સેતુ–પૂલ.

જેમ તારૂં મન માને તેમ, મેરે કરના કાજ હે;
યોગની વાત ખરી મનાવું, કે'વી પડશે હાજ હે. ગોરખકે૦ ૧૦
કોઇનું તું માને નહિ, સબકી જૂઠી વાત હે;
યોગીઓને તું મિથ્યા જાણે, જાકી મોટી ખ્યાત હે. ગોરખકે૦ ૧૧
તું મન માન્યું કહે ત્યારે, ઊઠના એ વિખ્યાત હે;
તું કહે તે હું સર્વ કરૂં, યોગીકી મેરી જાત હે. ગોરખકે૦ ૧૨
એકે વાતે રાજા ન માને, બધી ખોટી વાત હે;
વાદ વિવાદ કરે નહિ, વાતકી મોટી ઘાત હે. ગોરખકે૦ ૧૩
સમજાવે તે સમજે નહિ, નાનું ઓષડ નાજ હે;
ગુરૂ કે' એ ગમ નહિ સાચી, યોગકા સિદ્ધાંત હાજ હે. ગોરખકે૦ ૧૪

## કડવું ૮ મું.

### રાગ શારદાકિકિની.

શું કરીએ તો માને રાજા, તારા મનની થાયે માઝા;
તારાં સુધરે ભવનાં કાજા, શું કરીએ૦ ૧
બીજી વાતે હું નવ માનું, એમ રાજા બોલ્યો છે છાનું;
નભે નહિ મુજસે બાનું, શું કરીએ૦ ૨
રાજાએ કહ્યું તે સેવક કે'છે, સભા સર્વે શાંત રે'છે;
ગોરક્ષ ગુરૂ બોજા વે'છે, શું કરીએ૦ ૩
રાજા કે' આ અસિથકી, મસ્તક ગોરખનું કાપું નકી;
પાકી દેહ રહે નહિ ટકી, શું કરીએ૦ ૪
પછે સજીવન થઈ મળે મને, વિશ્વાસ આવે ત્યારે મને;
દેહ દાટી આવું જઈ હું જ વને, શું કરીએ૦ ૫

---

૧૪ નાનું ઔ૦-'નાનું' ઓષડજ નથી. હાજ હે—સાચો છે.

પછે આવીને હું હાક મારૂં, એક વાર વાણી હું ઉચારૂં;
મત્યક્ષ ગોરખ કે'છે સુખ સારૂં, શું કરીએ૦ ૬
જો એતું કરે તો સાચો કહું, ગોરખનો શિષ્ય થઇ રહું;
જોગ ખોટો કદી ના લહું, શું કરીએ૦ ૭
ત્યારે સભાના જન બોલ્યા, એ તોલ રૂડા નવ તોલ્યા;
કોઇ શાણા તો નવ ડોલ્યા, શું કરીએ૦ ૮
જે જોગી જોગને જાણે, તેને અસિએ તું તાણે;
પછે જોગની જુક્તિ શી માણે, શું કરીએ૦ ૯
એવો ન્યાય અમે નવ જોયો, સત્યનો રાહ તેં ખોયો;
મ્લેચ્છ જેવો મનમે તું હોયો, શું કરીએ૦ ૧૦
રાજા કે' ગમે તેમ કહો, જોગ જૂઠો કહી ચૂપ રહો;
આસન માથે બેશી એક લહો, શું કરીએ૦ ૧૧
સુણી ગર્વનાં વેણ ત્યાંહી, બોલ્યા ગોરખનાથ સાંહી;
બોલવામાં તત્વ છે માંહી, શું કરીએ૦ ૧૨
વારૂ એમ કરી દાખું છું, સત્ય યોગનું રાખું છું;
એમ થયે સત્ય તું ભાખું છું, શું કરીએ૦ ૧૩
શિષ્ય ચર્પટીનાથને તેડાવ્યો, તેને રાહ તો સમજાવ્યો;
જેહ વડેરો શિષ્ય કા'વ્યો, શું કરીએ૦ ૧૪
આજ્ઞા રાયને દીધી, અસિ સજ રાયે કીધી;
જુઓ મુકુંદ ગોરખની સિદ્ધિ, શું કરીએ૦ ૧૫

## કડવું ૯ મું.

### રાગ ગોડી.

અસિ કાઢીને ગોસાંઈ માર્યો, રાજાને કોઇએ ના વાર્યો;

કર્યાં ધડ ને શીશ જૂદાં બેય, ડાટચાં મહેલમે લઇ તેય. ૧
પછે સભામાં આવ્યો રાય, હાહાકાર પુરમાં થાય;
કોઈ નિંદે રાજા જાણ, કોઈ કરે ગોરખ વખાણ. ૨
સિંહાસન પર રાજા બિરાજ્યો, ભાગ્યું યોગકેરી હું પાજ્યો;
હાંક મારી ગોરખ આવ્ય, વૃથા યોગને શે લજાવ્ય. ૩
ચર્પટીનાથે કહ્યું અલક્ષ્ય, કર્યું ધારણા માંહે લક્ષ્ય;
કે ગોરખનાથ આવ્યા, આદેશ એવે વચને ભાવ્યા. ૪
ઇધાણીવાળો જોયો દેહ, વિશ્વાસ માથે વરશ્યો મેહ;
રાયનું મન ઝાંખું થયું, તેજ સર્વે ત્યાં તો ગયું. ૫
લાગ્યો ગોરક્ષને તે પાય, શિષ્ય કાશી રાજા થાય;
એમ યોગકળા કીધી સાચી, કાશીકેરી સભા રાચી. ૬
એવા શિષ્ય કર્યા અનેક, ગોરક્ષ ગુરૂનો મોટો વિવેક;
જેની કીર્ત્તિ નવ ખંડ, જેણે જાણ્યું સર્વ બ્રહ્માંડ. ૭
તેના ગાયા મુકુંદે ગુણ, વાંચે સાંભળે તેનું પુણ્ય;
કર્મનો યોગ થાય ઉદે, મન થાયે ગ્યાનમાં મુદે. ૮
નહિંતો જ્ઞાન ન થાય, મુકુંદ કવિ તો ખરૂં ગાય;
માળા કરવાની ઇચ્છા અપાર, ગ્યાની ગુરૂઓતણી સાર. ૯
એ રણ છોડાવે રણછોડ, ત્યારે જાણું પૂર્યા કોડ;
સેવા કરી તે ત્યારે સાચી, જાઉં રણછોડપર હું રાચી. ૧૦
ઉદિચ્યમાંથી થયા ઉત્પન્ન, ગુગળી નામે જાતિ ધન્ય;
પૂજારી પરમેશ્વરના, સેવક પ્રભુકેરા ઘરના. ૧૧
સેવક પર થાય દેવ કૃપાળ, ત્યારે કવિ મુકુંદ જાણે રસાળ;
પોષ સુદી એકાદશી જાણ, કર્યું ગોરક્ષનું ગુણગાન. ૧૨

---

૧૦ રણ—ઋણ-દેવું.

બુદ્ધિ જેવી આપી રણછોડ, પહોંચ્યા તેવા મનના કોડ;
સત્તરસેં આઠની સાલ, ગોરક્ષ ગુણ ગાયા રસાળ. ૧૩
કેશવાનંદ ગુરૂની પાસ, કર્યો કાવ્યનો અભ્યાસ;
ભાષાગ્રંથ શીખ્યો ભલી ભાત, નિજ ભાષામાં ભરી વાત. ૧૪
મુકુંદ કવિ કરે પ્રણામ, છે દ્વારકા માંહે વિશ્રામ;
કૃપા કરે શ્રીરણછોડ, માળા કરવા પહોંચે કોડ. ૧૫



# કબીરચરિત્ર.

## કવિત.

સંતનકે પાદ સાઇ, મુકુંદ ચરિત ગાઈ,
સાઈ ગુરૂ રાઈ પાઇ, કબીર સુનાનો હે;
સંત સમાગમ કીનો, અમૃતકો પાન પીનો,
નામ હે નિઃશંક દીનો, સત્ય પહિચાનો હે;
સારનકો સાર એહ, જાલી ગીન્યો હે સંદેહ,
નિર્મલ ભઇ હે દેહ, સાર સાર છાન્યો હે;
રનછોડકો દીખાઇ, દિયો મેરે ગુરૂ રાઈ,
સમજકી સાન પાઇ, કવિ મન માન્યો હે. ૧
સાધુ એક સત્ય જાની, સત્ય વાકી કથી બાની,
જૂઠી રાગ રાગી ગાની, કથા સત્ય સંતકી;
વેસે મનમે પિછાની, ખરી વાત ખોજી જાની,
ગર્વકી તજી નિશાની, એક જાત જંતકી;
માલા કરનેમે માની, મતિ પંચામૃત પાની;
દૂજયો સબ જાન્યો પાની, (વે) સાન બુદ્ધિવંતકી,
મન મિટાયો હે માની, દાન દિયો ગુરૂ દાની;
માલામે પરોઇ બાની, શુદ્ધિ કીની ચંતકી. ૨
ગુરૂજનકો બિબેક, દિખાઉં ચરિત એક,
સંતકો હે કેસો ટેક, એક પાયો નામ હે;
કબીર હે નિઃસંદેહ, માલિકાકો મેર એહ,
તનમે હોવે ઉજેહ, ખેહ જાને દામ હે;

---

૧ સાઈ–પકડીને. સાઈ–સાહાય. જાલી–દુષ્ટ. છાન્યો–ગળી લીધો. ૨ જંત—પ્રાણીઓ.

સતસાહેબકા મત, પાઈ તિન લોક ગત,
ખીલે તન ષડ રત, સત નામ રામ હે;
તાકો મેં ચરિત્ર ગાઉં, કબીરપે બલજાઉં,
સાહેબકે નામ નાઉં, આઉકો બિશ્રામ હે. ૩

દુહા.

જાનનહારો નામ કો, તાકો કરૂં બિખ્યાન;
કબીરકી કીરત કથું, પાઈ ગુરૂગત ગ્યાન. ૪

કડવું ૨ જું.

રાગ સામેરી.

વેદધર્મનો લોપ જોઈ, વિચાર્યું ભગવાન;
ખરો પંથ ચલાવવા, આણ્યું મન મહાન. ૧
પૃથ્વી માથે પાપ બ્હો, થયા ધર્મ અનેક;
નાસ્તિક ધર્મ ઉચ્છેદવા, ધર્યો હરિએ વિવેક. ૨
અઢાર વર્ણ કે ચાર વર્ણ, કે એથી થાવ અનેક;
હરિને સર્વ સમાન છે, અદ્વૈતતણો જ્યાં ટેક. ૩
સમાન મતિ સમજાવવા, હરિએ કર્યો વિચાર;
નીચ ઉંચ કોઇ નથી, એ'વો જ્ઞાનનો સાર. ૪
એ દષ્ટાંત ચિત્તમાં વસે, માટે ધારી મત્ત;
અલૌકિક ઉદ્ભવ હવો, અકળિત જેની ગત્ય. ૫
ચાર વાણીથી વેગળો, ચૌદ ધામથી દૂર;
પચીસથી પરો સહી, શ્રીશ્વર શ્રીભરપૂર. ૬
એક પરીક્ષિત્ કારણે, ધર્યો જન્મ મહારાજ;

---

૩ ખેહ-ધૂળ. તન ઈ૦-તનરૂપી ષડ રત (છએ ઋતુઓ) ખીલી. નાઉં-નામું. આઉકો—અહીનો કે આયુષ્યનો.

તેમ અનેકન કારણે, સજ્યો જ્ઞાનનો સાજ. ૭
શુકજીરૂપે અવનિમાં, અવતરિયા ભગવાન;
કબીર નામ કહે સહુ, ભક્ત જેહ મહાન. ૮
પ્રથમ જન્મમાં જાણિયે, શ્રોતા પરીક્ષિત ભૂપ;
દ્વિતીય જન્મમાં જાણવા, શ્રોતા ઘણા અનુપ. ૯
કમાલ કુમ્મર કેહજી, શિકંદરશાહ જેહ શિષ્ય;
ગોતવણ જ્ઞાનીતણી કરી, જાણી લીધું ભવિષ્ય. ૧૦
એવા અનેક અવનિ વિષે, હુઆ શિષ્ય મહાન;
કર્યા ઘણા તર્યા ઘણા, કબીર ગુણને ગાન. ૧૧
ઘણા પરીક્ષિત અવતર્યા, ધરી શ્રોતાનું રૂપ;
શ્રીશુકદેવજી સ્વયં થયા, કબીર જ્ઞાની ભૂપ. ૧૨
અવનિ માથે એક છે, જ્ઞાનીકેરો રાજ;
માલિકાકેરો મેર છે, (જોઇ) અધર્મી પામે લાજ. ૧૩
મહાન ગુણિયલ મહાકવિ, ગુણ ગણ અપરમપાર;
વર્ણન થાય ન તેહનું, સહસ્રમુખે અવિધાર. ૧૪
વિશાળ સાગર જાણિયે, અમાપ છે આકાશ;
નૌકા પક્ષી જિમ ફરે, ગતિને પો'ચે આશ. ૧૫
તેવું મનમાં હું ધરી, કબીરના ગુણ ગાશ;
મતિ અપૂર્ણ સંપૂર્ણ કરો, શુકદેવ કબીર હું દાસ. ૧૬
જન્મ કેઈ વિધિએ હવો, યોનિ નીચ કે ઉંચ;
કયા સ્થાનમાં પ્રગટિયા, કબીર તેજના પુંજ્ય. ૧૭

---

૧૦ ગોતવણ–શોધ. ૧૩ માલિકા–માળા. અર્થાત્ ભક્તમાળ. ૧૫ નૌકા-પક્ષી ઈ૦–જેમ સમુદ્ર વિશાળ છતાં તેમાં ગતિ પોહોચે ત્યાં લગી નૌકા ફરે છે અને આકાશ વિશાળ છતાં તેમાં પોતાની ગતિ પોહોચે ત્યાં લગી પક્ષી ફરે છે તેમ મારી ગતિ પ્રમાણે હું પણ વર્ણવું છું.

શું શું કર્યું મહાજ્ઞાનીએ, ઉદ્ધાર્યા કિમ ભક્ત;
તે સર્વનું વર્ણન કરૂં, થાયે મન આસક્ત. ૧૮
મતિ પ્રમાણે ચાલવું, જદપિ છું મતિમૂઢ;
નામ સાહેબનું ઉરમાં, છકિ તું ગરૂડારૂઢ. ૧૯
મતિ દિયો મહાપ્રભુ મને, કબીરચરિત્ર ગાઉં સાર;
માળા જપવા મન કરૂં, કબીર પમાડો પાર. ૨૦
સદ્દગુરૂ સાહેબ સમરીને, કબીરના ગુણ ગાશ;
માલિકાના પ્રભુ મેર છો, મુકુંદ પૂરણ આશ. ૨૧

## કડવું ૩ જું.

### રાગ ગોડી.

શ્રીકાશી ક્ષેત્ર મહાપાવન, ત્યાંહી પ્રગટ્યા કબીર ભગવન;
મુક્તિપુરીમાં મુગત દેવા, સત્ય સાહેબની સત્ય સેવા. ૧
નીચ ઉંચનો ટાળવા ભેદ, પ્રાકૃત રૂપે કરવા વેદ;
શ્રીશુકે ધર્યો અવતાર, તેના જન્મનો કહું સાર. ૨
મુમના જાત વિષે મહાન, નીમા નામે કરૂં ગુણગાન;
મહાપવિત્ર તે આચારી, મહાધર્મમાં મતિ સારી. ૩
નુરી નામે નારી જાણ, મૂકે ઋષિપત્ની તો માન;
મહાપતિવ્રતા સતી સહી, ગુણ ગવાયે જહિં તહિં. ૪
પસરી કીરત ઘણી પુર માંય, ચાલે સત્યની સાહી બાંહ્ય;
પૂર્વજન્મે કર્યું બહુ કષ્ટ, શુક સુતરૂપે જડિયા સ્પષ્ટ. ૫
નહિ સંતાન તેને જાણ, આકાશનું સંતાન મેઘ માન;
નવ બીજું ધરે કદા, બાર વર્ષ અનાવૃષ્ટિ હોય જદા. ૬
તે વિધે ન સંતાન જાણ, નીમા નુરીએ પ્રગટ્યું માન;
છે એક દિવસનો સમા જોગ, નીમો સ્વધર્મમાં છે આરોગ. ૭

તે ઊઠી પ્રાતઃકાળે વે'લો, ગયો સૂત્રનો ધંધો સાધવા પે'લો;
મહાપવિત્ર ગંગા નદી, કર્યું સ્નાન તેમાં રામ વદી. ૮
પછે સ્વધર્મનો કરી સ્વીકાર, સતસાહેબનો પામી પાર;
સૂત્ર ધોવા લાગ્યો જાણ, તેનાં મૂઢમતિ કરૂં શું વખાણ. ૯
કાંઇ જદવા તદવા ભાખું, જાણું તેટલું શેષ ન રાખું;
સૂત્ર ધોઈ ચાલ્યો ઘેર, થઇ તેની તો શી પેર. ૧૦
તેહતણું કરૂં વરણન, શ્રીકબીર ગુણ ગાવાનું છે મન;
નીમો વાટે ચાલી આવે, એવે એક સુત ભવશો ભાવે. ૧૧
નહિ અવર જવર કોતણો, એકલો સુત જાણે અધુના જણ્યો;
પડ્યો માર્ગમાં પાદ પછાડે, મધુર મધુર મુખે સ્વર કાઢે. ૧૨
રડવામાં સતસાહેબ ભાખે, ઉહું આંહાં અસત્યને નાખે;
નહિ વસ્તી કોશ પર્યંત, નહિ કોઈ ત્યાંહે જંત. ૧૩
વટ વૃક્ષની નીચે જાણ, મહાપ્રભુજી સૂતા નિરવાણ;
જોયો નીમાએ સંતાન, વસે પ્રકાશ કોટિ ભાણ. ૧૪
ગયા પાસે ચાલી તેહ, જોઈ રૂપ પામ્યા સંદેહ;
અરે આ તે પુત્ર કોનો હશે, બાળરૂપ જોઇ દયા મન વસે. ૧૫
નવ માતા કે કોઈ પાસ, દુઃખ જોઈ થયા ઉદાસ;
ગયા બાળકની પાસે સંત, મહારૂપ જોયું મહંત. ૧૬
ઊભી બાળક ઉંચલી લીધો, સતસાહેબે પુત્રજ દીધો;
બોલ્યા ચાલ્યા વિણ તેહ હાલ્યા, જઇ સ્ત્રીને પુત્ર તો આલ્યા. ૧૭
તે પણ પામી આનંદ, જોયો પુત્ર તે આનંદકંદ;
મહામનોહર રૂપરાજે, કાંતિ જોઇ સૂરજ લાજે. ૧૮

---

૧૧ ભવશો ભાવે—શિવના જેવો ભાવે એવો અથવા ભવ (સંસાર)ને શોભાવે એવો. ૧૨ અધુના–હમણા.

મહિમા છે સર્વને માથ, જોઇ ખુશી થયો સંત સાજ;
આનંદની હેલી થઈ તદા, ભાગ્યોદય થયો આપણો સદા. ૧૯
પુત્ર રૂપિયું મળિયું રત્ન, રાખીએ તેનું કરી જત્ન;
એમ કરીને પુત્ર લીધો, તેને પારણે પોઢાવી દીધો. ૨૦
વિવિધ પેરની લીધી સંભાળ, હસતાં રમતાં ઉછર્યો બાળ;
ઘણા દિવસ ગયા એમ વહી, બાળ મોટો થાતો સહી. ૨૧
તેહ કબીર સાહેબ કે'વાયા, જેની સાહેબરૂપ મનાઇ કાયા;
સંત માથે મોટા મહંત, જેનું અતિશે નિર્મલ ચંત. ૨૨
હોય હરિના જન્મ અનંત, વિધ્ય વિધ્ય રૂપે લીલા ગાય સંત;
તેમ શ્રીકબીરના ગુણગાન, જન્મતણું વિવિધ્ય અનુમાન. ૨૩
કરૂં જેત્તી મતિ તેત્તું વર્ણન, સત્સાહેબ ગુણ ગાવા મન;
સુણ્યું સંત મહંતને મુખે, ભેળ્યું ગ્રંથો માંહીથી દુઃખે. ૨૪
જે જે મળિયું સુણિયું યથા, કે'વી તેની કથા તથા;
ગાઉં બીજો કે'વાય જન્મ, સત્સાહેબ જેહ અજન્મ. ૨૫
સુણો સંત મહાગુણધામ, ભજો સત્સાહેબનું નામ;
મુકુંદ ગાય ગુણ સાર, કરો નિર્મળ મતિ દેવ મોરાર. ૨૬

## કડવું ૪ થું.

## દ્વિતીયજન્મભેદકથન.

### રાગ મારૂ.

કોઇ કથાંતરમાં એવી વાત, કે નીમો ના'વા ગયો રે;
વે'લો ઊઠી તે અવિચાર, સુત જોઇ સુખી થયો રે. ૧
રાત્રી પૂરણ એક પ્રહર, તે સમે ઊભો ગંગમાં રે;
જાતિ જમનાકેરી સાર, તોયે નિર્મળતા જેવી ગંગમાં રે. ૨

---

૨૪ જેત્તી-જેટલી. તેત્તું-તેટલું. દુઃખે-કષ્ટે.

કરે ગંગામાં નિત્યે સ્નાન, વે'લાં ઊઠી પ્રભાતમાં રે;
ભજે નિશદિન સાહેબ નામ, દિવસ રાતમાં રે. ૩
એવે તણાતું આવ્યું એક, તુમડું ક્યાંઈથી રે;
આવ્યું નીમા કેરે હસ્ત, પુત્ર પામ્યા માંઇથી રે. ૪
તુંબ લેઇ નિકળ્યો બા'ર, તીરે જઇ તોડિયું રે;
મહાજુક્તિ સાથે જાણ, તુંબને ફાડિયું રે. ૫
નિકળ્યા માંહીથી કબીર દેવ, લઇ ઘેર આવિયો રે;
સોંપ્યો તે સ્રીને તે સંતાન, મનમાં ઘણું ભાવિયો રે. ૬
એવો જન્મ કહે ઘણા સંત, કબીર મહંતનો રે;
મુકુંદ ગુણ શા ગાય, અમિત જેહ ચંતનો રે. ૭

## કડવું ૫ મું.

## તૃતીયજન્મભેદકથન.

### રાગ ગોડીની ચોપાઈ.

કોઇ ગ્રંથમાં એવી વાત, મહાઅલૌકિક વિખ્યાત;
ગામ બાહેર નીમાની શાળ, ત્યાંથી લાગી પુત્રની ભાળ. ૧
તેહ રીતિનાં કરૂં વખાણ, ગોતતાં ગુણ મળે મુક્ત જાણ;
સુણે સાંભળે સંતનું નામ, તેને મળે મહા મોટું ધામ. ૨
વે'લાં ઊઠી નીમો નામ, શાળ માથે ગયો લઇ કામ;
કરે કામ ને જપતો રામ, એવે એક શબ્દ સુણ્યો અનામ. ૩
બાળકરૂપે કરે રૂદન, એવું સંભળાયું તે વન;
કાર્ય મૂકી નીમો જુએ, મન ઉપજ્યો સંશય ખૂએ. ૪
આવ્યો જેહ દિશાથી શબ્દ, તેમાં જવા કર્યું મન લબ્ધ;
અરપરૂ ભમ્યો ઘણેરૂં, નિશ્ચિંત ઊભો રહી થયો હેરૂં. ૫

---

૩ શાળ માથે—શાળ ઉપર. ૫ હેરૂ—છૂપી બાતમી કાઢનાર.

ઘોર અંધારી હુતી રાત, એવે થયો નિર્મળ પ્રભાત;
વળી સુણ્યો એવે શબ્દ, નીમાનું મન થયું લબ્ધ. ૬
અરૂપરૂ જોયો જઇ પુત્ર, આ તે રવ થતો હશે કુત્ર ?
એવે ભાગીરથીકેરી તીર, રૂદન કરતો સંભળાયો વીર. ૭
નીમો તેણી દિશાએ જાય, શબ્દ સુણી રળી થાય;
જેમ મોતી છીપમાં પાકે, સ્વાતિ જળ જોઇ જેવું હાકે. ૮
તેમ જોઈ નીમાને જાણ, છીપમાં રહ્યા બાળે કરી વાણ;
દીપાવવા ભક્તનાં અંગ, જમાવવા બ્રહ્મરસ અભંગ. ૯
છીપમાંથી થયા ઉત્પન્ન, નીમે છીપમાં દીઠા ભગવન;
જઇ છીપ તે કરમાં લીધી, ઉઘાડતામાં આશા સીધી. ૧૦
જોઇ પુત્ર રૂપ રતન, ચાલ્યો કરતો લઈ જતન;
ગયો ગોરી પાસે તેહ, સોંપ્યો પુત્ર મળિયો જેહ. ૧૧
એવી રીતે થયા ઉત્પન્ન, એમ ગ્રંથમાં લખિયું મહાજન;
મુકુંદને કહ્યું ઘણે સંત, ગુણ ગાઇ નિર્મળ થયું ચંત. ૧૨

## કડવું ૬ ઠું.

## ચતુર્થજન્મભેદકથન.

### રાગ સામેરી.

મહાગુણજ્ઞને જ્ઞાન શાલી, એક રામાનંદ સ્વામી;
જગતમાં વિખ્યાત મહાજન, જેને સંગે તર્યા મહાકામી. ૧
અપાર લીલા અનેરી તેની, મૂઢ શાં કરૂં વિખાણ;
પક્ષી સાગર ચંચની પેરે, કરૂં રામાનંદ ગુણનું ગાન. ૨
વાચા અવિચળ સ્વામીની, જુગ બાધે મનાય;

અર્થી[3] ઘણા પાસે આવીને, ચર્ણ સ્વામીના સા'ય. ૩
એક બાળ વિધવા શૂદ્રની નારી, આવતી સ્વામી પાસ;
ઘણે પ્રકારે પૂજન કરતી, મુક્તિની મનમાં આશ. ૪
પૂજા પરમેશ્વરની કરતાં, ઘણા દિન તો વીતે;
ક્ષણ માત્રમાં સંત તો રીઝે, સેવે નિર્મળ ચિત્તે. ૫
ગંગામૈયા નામ બાઇનું, નિર્મળ ગંગા જેવી;
સ્વામીએ જોઇ સંતાપ ટાળવા, વાચા વદિયા કેવી. ૬
એકદા પ્રાતર આવી ઊભી, કર્યા દંડ પ્રણામ;
પાદ માંહે મસ્તક મૂક્યું, જોઇ રીઝ્યા રામાનંદ સ્વામ. ૭
પુત્રવતી તું નારી હોજે, એમ વદિયા મુખ;
વિધવા બાઇ જાણી નહિ, તે મૈયાને પ્રગટ્યું દુઃખ. ૮
કર જોડી સ્વામીને કે'છે, મહારાજ દીધો શો શાપ;
પૂજાનું ફળ ખોટું પામી, થયો ( તનમાં ) ઘણો પરિતાપ. ૯
સિદ્ધવચન સ્વામીતણું, થાતાં જીવ મમ જાશે;
હું બાળ વિધવા છું સહી, હવે મુજથી શે રહેવાશે. ૧૦
પુત્ર થવાનું વર દઈ બેઠા, સ્વામી કરવું કેમ;
રૂદન કરતી રામા ઊભી, માગે સ્વામી પાસે ક્ષેમ. ૧૧
સ્વામી મન પશ્ચાતાપ કરે છે, અરે આ તે હવું કેમ;
કઈ વિધિએ મારે કરવું, આ સ્રીકેરૂં ક્ષેમ. ૧૨
સ્વામીએ વિચાર કરીને, બાઈને કહ્યું ત્યારે;
પૃથ્વી ચળે સાગર સૂકે, મિથ્યા વચન ન થાય ક્યારે. ૧૩
આંસુપાત કરી અવનિ આળોટે, હે સ્વામી હવે શું થાશે;
સ્વામી કહે દોષ તને ન લાગે, તારો પુત્ર મહંતજ થાશે. ૧૪

---

૩ અર્થી—ઇચ્છાવાળા.

કીર્ત્તિ જુગો જુગ પ્રસરશે, જન્મતા સુધી ન જાણે કોઈ;
શાપાનુગ્રહ એવો કીધો, સ્વામીએ વિચારી સોઇ. ૧૫
તીર્થાટનનું નામ દેવડાવી, તે બાઇને રાખી ત્યાંય;
મહાપ્રકાશિત રૂપ હવું, ઉદરે શુકજી આવ્યા જ્યાંય. ૧૬
પૂર્ણે નવ માસે પ્રગટ હવા, નવ જાણી કોઇએ વાત;
શુકદેવ રૂપે સંતને ઉદ્દ્ભવ, નારી વિધવા જાત. ૧૭
તે સુત સોંપી સંતને, ગઈ વિધવા ઘેર;
જ્ઞાનામૃત પય પાઇ ઉછેર્યો, રામાનંદ કરી (ઘણી) મે'ર. ૧૮
સાથે રાખી વિદ્યા ભણાવી, જેહ ભણી ગણી જાયા;
ષટ્રિપુની સાથે જીતી, મોહકારિણી માયા. ૧૯
તે સુત તે કબીર હુઆ, એમ કહે ઘણા ગ્રંથ;
મુકુંદ અદ્વૈતને ચલાવ્યો, જેણે મોટો પંથ. ૨૦

## કડવું ૭ મું.

## પંચમજન્મભેદકથન.

### રાગ ધનાશ્રી.

ઘણા ગ્રંથે મહંતની વાત જી, જે મંદમતિ કરૂં વિખ્યાત જી;
સુણો શ્રોતા સર્વે સાચી જી, રખે માનતા કોઇ કાચી જી. ૧
હરિનાં રૂપ હોયે અપાર જી, જક્ત જોઈ કરો તેનો વિચાર જી;
કેતે રૂપે વા'લો વિરાજે જી, જન્મ ધરતો ધર્મને કાજે જી. ૨
કરવા અદ્વૈત ધર્મનું સ્થાપન જી, શુકદેવે વિચાર્યું મન જી;
ચાતુરમાસમાં પરજન્ય પડતો જી, એકાએકીએ મેઘ ચઢતો જી. ૩
તે સમયે ત્યાં નિરધાર જી, વૃષ્ટિરૂપે વર્ષ્યા સાર જી;
શૂન્યમાંથી પડ્યા મહાસંત જી, આવ્યા નીમાને હસ્તમહંત જી. ૪

---

૧૯ જાયા—અવતર્યા. શાપાનુગ્રહ—શાપને અનુગ્રહ.

નીમા નુરીએ રક્ષણ કીધું જી, જ્ઞાની સુતતણું સુખ લીધું જી;
મુકુંદ એમ વૃષ્ટિથકી હુઆ ઉદ્દભવ જી,
અવનિ માંહી અવતર્યા મહાભવ જી. ૫

## કડવું ૮ મું.

## ષષ્ઠમજન્મભેદકથન.

### રાગ જીંઝુમલાર.

દક્ષણ દેશ મહાપાવન, તે મધ્યે કાશીપુર એક ગ્રામ;
કાશીપુરી જેવો છે મહિમા, જ્યાં શ્રીમંતનાં ઘણાં ધામ. ૧
મહાઅરણ્યમાં એક ધનીએ, કૂપ ખાણાવા માંડ્યો;
અપાર દીન જન ત્યાંહી વસતા, જેણે ઉદર સંતાપ છાંડ્યો. ૨
ઘણા ગરીબ મજુરી કારણ, આવી વસિયા ત્યાંહી;
એક યવનસ્ત્રી સાથે હુતો, તે ગરીબ જન માંહી. ૩
કૂપ ખાણતાં તેને લાધી, એક મનોહર પેટી;
નિર્મળ મન સ્ત્રી પુરૂષકેરૂં, અંતથી ખોટી આશા (જેણે) મેટી. ૪
પેટી વસ્ત્રમાંહે વિટાળી, જેથી થયું ન કોઇને જાણ;
સ્ત્રી પુરૂષે જઇ ધનિકને સોંપી, જે ખરચતો ધન નિરવાણ. ૫
તેણે પેટી સ્વકર ઉઘાડી, નિકળ્યો માંહેથી સંતાન;
નિષ્ઠા જોઇ યવનકેરી, શેઠે આપિયું ઘણું માન.
શુદ્ધ બુદ્ધિએ આવી સોંપી, જો પેટી મમ કરમાં;
ધન ધાન્ય પુત્ર પરિવાર છે મારે, સંતાન તારે નથી ઘરમાં. ૭
આ પુત્ર હું તુજને અરપું છું, એને લઇ જા આજ;
પોષણ કાજે મન સમર્પ્યું, દીન થયો મહારાજ. ૮
ભૂમિમાંથી થાપણ નીકળે, તેમ કબીર થયા ઉત્પન્ન;

---

૫ મહાભવ—મોટા શિવરૂપ.

એવી કથા ગ્રંથે ભાખી, મહાસંતતણી પાવન. ૯
ષટ્ શાસ્ત્ર ને વેદ ચારે, ભણી હુઆ ઉત્પન્ન;
ષટ્ શાસ્ત્ર રૂપે ષટ્ જન્મ ભાખ્યા, સુણ્યા જાણ્યા જેહ મન. ૧૦
અપાર લીલા મહંતકેરી, તેના ગુણ શું ગઇએ;
માલિકામાં મેર ગ્રહ્યો છે, મુકુંદ વર્ણવી સુખી થઇએ. ૧૧

## કડવું ૯ મું.

### રાગ બિલાવર.

ઇશ્વર જન્મ અપાર વિધે જેમ, માનો કબીરતણા સહુ તેમ;
ઇશ્વર ધરે અવનિ માથે અવતાર, તેમ કબીર હુઆ નિરધાર. ૧
ઇશ્વર ફેડે અસુરનો તાપ, (તેમ)કબીરે ટાળ્યો અધર્મિનો સંતાપ;
બાળપણું ગાળ્યું મહાસંત, આનંદ ઉત્સવશું રે મહંત. ૨
નિશદિન નિર્મળ મન, (જેવાં) પિતા માત તેવો થયો તન;
જેમ ઇશ્વર અવતાર ગ્રહે,(તેમ)બાળપણાનાં સુખ દુઃખ સંત સહે. ૩
માત પિતાશુ કરે મોજ, હુડિલાપણું કરતા રોજ;
ધર્મ યવનનો ધ્યાને ન ધરે, શુદ્ધ અદ્વૈત માથે મનસા કરે. ૪
એકે ધર્મ ન ચિત્તમાં ચોટે, અદ્વૈત ભાવમાં મનસા લોટે;
મન નિશદિન તદાકાર, નિજરૂપ માને મોરાર. ૫
પિતામાતા ઉપદેશે ઘણું, તેમ (તેમ) મન દઢ થાયે બમણું;
જાણ્યું માતાએ અવનવું જાણ, લગ્નતણું કર્યું મંડાણ. ૬
સંસારમાં સાંધ્યા સંત, જાણે અદ્વૈતનું મટે ચંત;
રૂપા નામે રૂપાળી નાર, તેથી સંસારનો સાંધ્યો સાર. ૭
નારીએ વિલાસ કરવા માંડ્યો, જેહ કબીરે તન મનથી છાંડ્યો;
જોગી ભોગીને કેમ બને, નારી અટવાયે ઘણું મને. ૮
તેને કહી કબીરે વાત, માનો મારૂં તો ટળે ઉચ્ચાટ;

અમો જે કહીએ તે સે'વું, તો સુખી થઇ ઘરમાં રે'વું. ૯
રૂચે અમારી સર્વે વાત, તો તો સંસાર કરૂં વિખ્યાત;
નહિ તો મૂકિયે પડ્યું સર્વ, ન રૂચે સંસારનું પર્વ. ૧૦
જોઇ સંતની નિર્મળ મતિ, તેના જેવી થઇ રૂપવતી;
બહુ કાળે માત ને તાત, પામ્યાં પરમપદ સાક્ષાત. ૧૧
કબીરભક્તને નારી જેહ, રહ્યાં બંને નિઃસંદેહ;
મન ધાર્મિક અતિ ઘણું જાણ, તદપિ થાયે ન કંઇ નિરવાણ. ૧૨
જાણી જોઇને અજ્ઞાન આણ્યું, સ્વયં રૂપ મનુષ્યદેહ જાણ્યું;
જૈન ચાર્વાક કે બૌદ્ધ જાણ, રામ કૃષ્ણ કે સેવું ભાણ. ૧૩
નવ ગ્રહ કે શશિ પૂજું, મન કે' એક નહિ કો દુજું;
એમ હરનિશ ચિંતા થાય, સ્વધર્મ કારજ કરી ગુણ ગાય. ૧૪
ખળ ઉકાળી વસ્ત્રને લાવે, ઉદર ઉદ્યોગ સંતને નવ ભાવે;
એવે સુણી વાત અનેરી, રામાનંદસ્વામી પૂઠે મારે ફેરી. ૧૫
કોઇ સંતે કહ્યું ત્યાં આવી, તેની વાત હૃદેમાં ભાવી;
રામાનંદ કરે તુને શિષ્ય, તદા મોટું તારૂં રે ભવિષ્ય. ૧૬
પણ મહાસ્વામી તને ના ઇચ્છે, યવન જાતિ મનથી ના વાંચ્છે;
એવું કહી ગયા સંત જાણ, રામાનંદસ્વામીનું કરી વખાણ. ૧૭
કબીરે મનની સાથે ધાર્યું, કરશે રામાનંદ કારજ મારૂં;
તેમની ખોળ કરે નિશદિન, મઠમાં જવાનું કરે ઘણું મન. ૧૮
દીરાત ઇચ્છે મનમાંય, તદપિ જઇ શકે નહિ ત્યાંય;
એવે જાણી વારતા એક, તેનો મનમાં કર્યો વિવેક. ૧૯
સ્વામી સ્નાન કરવા સંચરે, તે વિધે મમ કારજ સરે;
ઊઠી પ્રાતઃકાળે એકવાર, બેઠા માર્ગતણી મોઝાર. ૨૦

---

૧૫ ખળ—ખેળ. લાવે—લગાડે.

સ્વામી સ્નાન કરવાને ગયા, કબીર મનમાં આનંદી થયા;
વાટ જોઇને બેઠા ઘણા, રામાનંદમાં એકરૂપ બન્યા. ૨૧
એવે ષટ્કર્મ કરીને સ્વામી, ચાલ્યા આવ્યા જ્ઞાનના ગામી;
ઊઠયા કબીર તેણીવાર. સ્વામીને કર્યા દંડવત્ નમસ્કાર. ૨૨
હસ્ત જોડી ઊભો પાસ, કરો રામાનંદ તમારો દાસ;
દીન ઉપર દયા કરો સ્વામી, મમ ઉદ્ધાર કરો બહુનામી. ૨૩
બોલ્યા સ્વામી દીનપણું જોઇ, નાખ સંશય મારો તું ખોઈ;
ત્યારે કબીર બોલ્યા સુણો સ્વામી, મારે વાત કેંવી ન નકામી. ૨૪
મુમનાકેરી મારી જાત, મારે કે'વી સાચી વાત;
ધ્યાન તમારૂં દૃઢ હૃદે લાગ્યું, તમારા વિના સર્વે મેં ત્યાગ્યું. ૨૫
મારૂં નામ કબીર એવું છેય, લોક વ્યર્થ સાધુ સાધુ કે'ય;
સુણી સ્વામી થયા મન દુઃખી, ઉપદેશ દેવાય નહિ અમિ મુખી. ૨૬
અવનિ માથે થાય જે પાપ, જાણો યવન નામનો (તે) સંતાપ;
શિષ્ય થા તું કોઇનો જાણ, કર સ્વધર્મતણાં તું વિખાણ. ૨૭
એમ કહીને સ્વામી ચાલ્યા, કબીરતણા મનોરથ ટાળ્યા;
ઘણી દીનતા કબીરે કીધી, સ્વામીએ નજર કરી નહિ સીધી. ૨૮
નિરાશ થયા મહાભક્ત, પણ મન સ્વામીમાં આસક્ત;
ઘેર આવ્યો નિરાશી ધરી, પણ એક મનથી પ્રતીતિ કરી. ૨૯
જેમ ભીલ તર્યો ગુરૂ કરી, દ્રોણાચાર્યને મનમાં ધરી;
ત્યમ મારા ગુરૂ સ્વામી રામાનંદ, એવો મનમાં ધર્યો આનંદ. ૩૦
નિશદિન ભજન સ્વામીનું કરે, રામાનંદનો શિષ્ય એવું ઊચરે;
એક દેવ ગુરૂ મારા એહ, રામાનંદનું ભજન કરે તેહ. ૩૧
લોકને વદે મુખે ગાજી, રામાનંદની ભક્તિ સાજી;

---

૨૯ પ્રતીતિ—વિશ્વાસ.

નિત્ય નિયમ રાખ્યો એક જાણ, એક પ્રહર કરવાં વિખાણ. ૩૨
કરમાં તાલ ગ્રે'વી જાણ, (હે) રામાનંદ સ્વામી હું અજાણ;
તમે શિષ્ય કરીને પાવન કીધો, બોધ યવનને રૂડો દીધો. ૩૩
નવ ગણ્યો તમે જાતિ ભેદ, નવ ગણ્યો તમે ધર્મ ઉચ્છેદ;
ધન્ય ગુરૂ મહાંત મહારાય, કરી કબીરની શુદ્ધ કાય. ૩૪
એમ ભજન નિશદિન કરતો, સ્વામીના ગુણગાને મન ઠરતો;
એક પ્રહર કરે કીર્ત્તન, મનસાકૃત રીઝવે ગુરૂજન. ૩૫
અવનિ માથે બીજો નહિ કોઈ, (એમ) રામાનંદ કીર્તનની કરે સોઈ;
પસરી વાત તે પુરની માંય, થઈ વાત સ્વામી બેઠા'તા જ્યાંય. ૩૬
કરી કીર્ત્તિ કબીરની લોકે, સુણી સ્વામી ઘણું મન ચોંકે;
મેં કબીર શિષ્ય નથી કીધો, મેં ગુરૂનો લા'વો નથી લીધો. ૩૭
મહામલિન યવનની જાત, મારા વખાણની કરે શી વાત;
મિથ્યા જગત તે મિથ્યા બોલે, સત્યાસત્ય મનથી નવ તોલે. ૩૮
છોટા બડાની હૈ' મનમાની, ખરી ખોટી બકતે કા'ની;
યાહુકો કયા કે'ના સાર, જ્યાકે હૃદે ન શુદ્ધ બિચાર. ૩૯
એમ કહી સ્વામી થયા શાંત, ત્યારે બોલ્યા કેતા ત્યાં મહાંત;
સ્વામીના મહા જે શિષ્ય, બોલ્યા તેહ વાતનું ભવિષ્ય. ૪૦
સત્ય વાત મહારાજ એહ, કબીર સેવા સાધે છે નિઃસંદેહ;
એક પ્રહર કરે છે કીર્ત્તન, ધ્યાન ધરે આપનું ખરે મન. ૪૧
સ્વામીને મન વશી તે વાત, સુણી સાચી કબીરની ખ્યાત;
હર્ષ શોક આણી એમ બોલ્યા, જ્ઞાની મન માંહે ઘણું ડોલ્યા. ૪૨
નજરે જોઉં ત્યારે માનું એહ, થાય મન મારૂં નિઃસંદેહ;

---

૩૫ મનસાકૃત–મનથી માનેલા. ૩૯ બકતે–બકે છે. કા'ની–કાહાણી. યાહુકો–એને ( કબીરને ). ૪૦ કેતા–કેટલાક.

કોઇએ વાત કરી આવી ત્યાંહી, કબીર હવે બેસશે ભજન માંહી. ૪૩
દષ્ટિએ જોવું હોય સ્વામી, ચાલો હું સંઘાતે બહુનામી;
ગયા તેની સાથે પરમધામ, નિકટ ઊભા રહી નિરખ્યું કામ. ૪૪
કડતાળ ઝાલી કર માંય, પ્રથમ જપિયા સ્વામી જ્યાંય;
દૃઢ મન કરી લગાડી તાળી, જાણ્યા તન મનથી સ્વામી વનમાળી. ૪૫
એક તુહિ એક તુહિ લેઈ નામ, ભજતો રામાનંદ જ્ઞાનના ધામ;
વદતો શિષ્ય કર્યો મુને સ્વામી, યવનરૂપની ઝાંખી વામી. ૪૬
ધન્ય દેવ મહાદયાળ, યવન બાળની કરો પ્રતિપાળ;
સર્વ શિષ્યમાં મહંત કીધો, તેથી કબીરતણો અર્થ સીધ્યો. ૪૭
એવું વેણ કહીને તાળ વાયે, રામાનંદ સ્વામીના ગુણ ગાયે;
ચઢી સ્વામીને રીસ અપાર, સુણ્યો કબીરનો અસત્ય ઉચ્ચાર. ૪૮
પડખે ઊભા ઊભા એમ બોલ્યા, ક્યારે શિષ્ય થયો તું ઓલ્યા;
તે વાત કબીર નવ જાણે, એકતાર ભજનમાં આણે. ૪૯
જવ બોલ્યો નહિ યવનબાળ, ક્રોધ પામ્યા સ્વામી તત્કાળ;
પાદુકા પાયમાં પેંરી જેહ, મારી કબીરને ભાળમાં તેહ. ૫૦
હૃદય ભેદાઇ ગયું નિરવાણ, રૂધિર નીકળ્યું ત્યાંહી તો જાણ;
કબીર જાણે નહિ કાંઇ તેહ, લાગ્યો ગુરૂભજન કરવા જેહ. ૫૧
રામાનંદ સ્વામીનું જપતો નામ, એકતાર તેને અન્યનું શું કામ;
દેહ પડે તો પડો આજ, એકતારી ન ભૂલે કાજ. ૫૨
તે વિધે મહામસ્ત કબીર, એકતામાં વડેરો વીર;
ભજનની ધુન મોઝાર, પ્રહાર નવ ગણ્યો લગાર. ૫૩
સ્વામી જોઈ દૃઢતા મન, કબીર ઉપર થયા પરસન;
માગ્ય માગ્ય કહ્યું એવું મુખે, તોય કબીર બોલ્યો નહિ સુખે. ૫૪
ભજનનો પ્રહર ગયો જેહ વાર, શાંતિ પામી કર્યા નમસ્કાર;
દૃઢ મન જોઇ સ્વામી રીઝ્યા, યવનશિષ્યની ભક્તિમાં ભીજ્યા. ૫૫

---

૪૯ ઓલ્યા—ઓ અલ્યા !

વધા મુખે ન લાગી વાર, મન ગમતું માગો આ વાર;
કબીર કે' થયા જો પરસન, બ્રહ્મ દેખાડો કરૂં દરશન. ૫૬
ગુરૂભક્તિ ન ભૂલું કદા, હરિ ગુરૂ સ્મર્ણ રહે હુંને સદા;
તથાસ્તુ કહી વળિયા સ્વામ, કબીર ત્યાંથી પામ્યો સુંદરશ્યામ. ૫૭
મહિમા વાધ્યો અવનિકેરે માથ, ફરતા તેહ રામાનંદ સાથ;
ગુરૂ ઉપદેશની કહી વાત, થયો કબીરસંતને જેમ સાક્ષાત. ૫૮
સંતમાહાત્મ્ય શું કથે મુકુંદ, જેહ બુદ્ધિતણો મહામંદ;
તદપિ પક્ષી સાગરની પેર, કરજો મુકુંદને શ્રીહરિ મે'ર. ૫૯

## કડવું ૧૦ મું.

### कवित.

गुरु कृपातें कबीर, बीरनके बीर हुए,
गुरु कृपातें कबीर, संताशिर ताज हे;
गुरु कृपातें कबीर, धीरनके धीर हुए,
गुरु कृपातें कबीर, भक्तनके राज हे;
गुरु कृपातें कबीर, मीरनके मीर हुए,
गुरु कृपाते कबीर, ग्याननिधि पाज हे;
गुरु कृपातें कबीर, पीरनके पीर हुए,
गुरु कृपातें कबीर, मुकुंदकी माज हे. १

### રાગ મારૂ.

ગુરૂકૃપા પામ્યા, કબીર જેણી વાર;
જ્ઞાનભાનુ પ્રકાશતાં, ટળ્યો સહુ અંધકાર. ૨

---

૫૯ પક્ષી સાગરની પેર—જેમ પક્ષી સમુદ્રમાંથી ચાંચ ભરીને પાણી લે છે તેમ. ૧ माज—માઝા.

આવરણ હતું તે અલગ થાતાં, થયું સ્વયં પ્રકાશ;
કીર્ત્તિ પસરી ચહુ દિશે, સ્વયંરૂપ ઉજાશ. ૩
કબીર કબીર સહુકો કહે, કબીર ગાય શુદ્ધ ગ્યાન;
અદ્વૈત ઓળખ્યું અંગમાં, સંતમાં પામ્યા માન. ૪
અનેક શિષ્ય ગુરૂતણા, થયા કબીર મહાંત;
ઇંદ્રિયનિગ્રહ બહુ કર્યો, વદતા જન સહુ દાંત. ૫
ટેક ધરી કબીરજી, સ્વયકૃત શ્રમથી સાર;
નિર્વાહ કરવો આપનો, દઢ ધાર્યો વિચાર. ૬
વૈરાગ્ય મહામનમાં ધરી, જગત જાણે મિથ્યાય;
મંદિર ધર્મ સ્થાપ્યો નહિ, અદ્વૈતના ગુણ ગાય. ૭
નવનવાં કીર્ત્તન નિત્ય કરે, પિંગળ કરે પ્રમાણ;
છંદ રચ્યે એવા ઘણા, થયા અવનિમાં જાણ. ૮
વણકરનો વ્યાપાર જે, પિતાતણો જે સાર;
નિશદિન મનમાં તે ધર્યો, અવર ન કાંઈ વિચાર. ૯
દર્શન આવે લોક બહુ, તેનાં કરે સ્વય દરશન;
નિરાભિમાનપણું લહી, જન થાય ઘણા પરસન. ૧૦
શ્રીમંત ધન અરપે ઘણું, કબીર કરે નહિ સ્પર્શ;
સ્વય ઉપાર્જિત ધન ગ્રહે, થાય તેથી ઉત્કર્ષ. ૧૧
ઘણા જન વદતા સહી, મંદિર અરપું સાર;
તે માંહી વસવું તમો, મૂકો વણકરવ્યાપાર. ૧૨
ખાઓ પીઓ કીર્ત્તન કરો, મૂકો માથાફોડ;
કબીર ન માને કોઈનું, સ્વકૃતમાં પો'ચે કોડ. ૧૩
એમ ઘણા દિન નિર્ગમ્યા, રૂપા નારી સાથ;

---

૫ દાંત—ઈંદ્રિય દમન કરનારા.

સંતાન હવો તેને સહી, હરિજન સર્વને માથ. ૧૪
કમાલ નામ તેનું ધર્યું, મહાશિરોમણિ સંત;
અમૃતથી અમૃત સ્રવે, પિતાથી નિર્મળ ચંત. ૧૫
બાળપણું તેનું ગયું, થયો મોટેરો જાણ;
તેહતણું વર્ણન કરૂં, પણ મારી બુદ્ધિ અજાણ. ૧૬
સોળ વરસનો સુત થયો, પિતાથી દુણો વૈરાગ્ય;
અદ્વૈત ધ્યાન મનમાં અતિ, નહિ ધન તનમાં અનુરાગ. ૧૭
આજ્ઞા માગી પિતાતણી, તીર્થયાત્રાએ જાય;
અટણ કરી અતિશે સહી, નિર્મળ જળ ત્યાં ના'ય. ૧૮
સંત મહંતને જઈ મળે, વદે ન ગર્વની વાણ;
ઈમ અવનિ સઘળી ફર્યો, કરૂં શું હુંય વખાણ. ૧૯
ફરતો ફરતો આવિયો, ચિત્રકૂટ મોઝાર;
નાગર વણિક નામે હુતો, દીઠો તેણે સાર. ૨૦
કબીરકેરો સુત સમજી, તેડી લાવ્યો ઘેર;
મહાઆગ્રહે રાખિયો, ભજનની પીછવી પેર. ૨૧
ભજન કીર્ત્તન ગાયાં ઘણાં, પિતાકૃત જે સાર;
વણિક રીઝચો અતિ ઘણો, કર્યો મન વિચાર. ૨૨
દીનતા જોઇ બાળની, ઇક મણિ અર્પીઓ ત્યાંય;
લઇ જા ઘેર તું બાળકા, જેથી દીનપણું જાય. ૨૩
કમાલ કે' નહિ કામનો, મણિ અમારે ભાઈ;
ભજન કરી સુખી રહું, મોટી એજ કમાઇ. ૨૪
મણિ રાખો પાસે તમે, રીઝવો સંત અનેક;
ખાનપાન કરાવજો, તન મનથી રાખી વિવેક. ૨૫
મણિ પાછો આપિયો, એમ કહીને જાણ;
ઘણો આગ્રહ વણિકે કર્યો, નવ રાખ્યો નિરવાણ. ૨૬

વણિકે મન વિચારિયું, કર્યું અમો જે દાન;
તે પાછું ક્યમ હું ગ્રહું, બાળ સમજે ન અજ્ઞાન. ૨૭
કમાલ નવ જાણે જશું, તેમ મણિ લઈ બાંધ્યો ત્યાંય;
કમાલકેરા વસ્ત્રમાં, મણિ તાણી બાંધ્યો માંય. ૨૮
કમાલ આજ્ઞા લઇ પળ્યો, તીર્થાટણે તે જાય;
ફરતો ફરતો આવિયો, સ્વઘરકેરી માંય. ૨૯
પિતાને આવી ભેટિયો, માતાને લાગ્યો પાય;
પિતાએ પેરે પૂછિયું, ફરિયો તું ભાઈ ક્યાંય. ૩૦
તણે વિગતે કહી દાખવ્યું, કીધાં તીર્થ અનેક;
પિતાશ્રી પ્રસન્ન થયા, જોઇ પુત્રતણો વિવેક. ૩૧
કમાલે વાત કહી વણિકની, ચિત્રકૂટમાં નિપન્યું જેહ;
મણિ અર્પવા માંડિયો, મેં લીધો નહિ તેહ. ૩૨
કબીર મન પ્રસન્ન થયા, ધન્ય ધન્ય મારા સુત;
વૈરાગ્ય મન એવો ધરે, તો તો જાણું સપૂત. ૩૩
પછે વસ્ત્ર સહુ મૂકતાં, મણિ બાંધ્યો દીઠો ગાંઠ;
છોડી જોયો કબીર જી, અરે મૂર્ખ તું લાંઠ. ૩૪
અસત્ય બોલ્યો મુજ કને, વિપરીત કીધી વાત;
વૈરાગ્યની વાતો કરી, હે અજ્ઞાનીના તાત. ૩૫
જા દુષ્ટ તું પુત્ર નહિ, હું પિતા નહિ જાણ;
પરધનથી પોષાણ ચહે, મિથ્યા વદિયો વાણ. ૩૬
કમાલ કે' કબીર સુણો, મિથ્યા નહિ મમ વાચ;
મેં રત્ન ગ્રહણ કર્યું નથી, વદું તમ પાસે સાચ. ૩૭
લોભ નહિ મુજ મનમાં, વૈરાગ્ય વસિયો પૂર્ણ;
મેદની માથે મણિ સર્વે, મારે મન છે તૂર્ણ. ૩૮

---

૩૮ તૂર્ણ (તૃણ)—તરણા બરાબર.

કબીર કહે (જો) ઇમ હોય તો, મણિ આપી આવો;
બીજી વાત રૂચે નહિ, નિર્લોભી થાવ તો ભાવો. ૩૯
પિતાવચન સુણી ચાલ્યો, કમાલ તેણી વાર;
ચિત્રકૂટમાં ચતુર આવ્યો, પૂછતો ઘરબાર. ૪૦
શેઠને આવી પ્રણામ કીધો, આપિયો મણિ હાથ;
મુજ પિતાને રૂચે નહિ, દ્રવ્યાદિકનો સાથ. ૪૧
સ્વ ઉપાર્જિત ભોજન ઇચ્છે, અન્યનું નવ લે કાંઈ;
આ મણિ તમારો લીજિયે, શું કરૂં અમો ઇને સાંઈ. ૪૨
મણિ આપી વળ્યો પાછો, ગયો સ્વયભુવન;
કબીર મન પરસન થયા, જોઈ સુતનું નિર્મળ મન. ૪૩
સંસાર ચલવે સંત એ વિધિ, નહિ લોભ જરાય;
મુકુંદ કવિ શું વર્ણવે, જ્ઞાનીતણો મહારાય. ૪૪

## કડવું ૧૧ મું.

### રાગ આશાવરી.

સ્વ ઉપાર્જિત ધનથી જાણ રે, કરે નિર્વાહ તો નિરવાણ રે;
તોય ટેક ધરી એક મોટી રે, તે તો પડે ન કદા ખોટી રે. ૧
ભોજન વેળા થાય જ્યારે રે, (આવ્યા )સંત સાધુ જમાડે ત્યારે રે;
અનેક સંત સાધુ ત્યાં આવે રે, કબીર જ્ઞાનીના મનમાં ભાવે રે. ૨
એને ભોજન અરપે વિધ વિધ રે, થાય નિત્ય મનોરથ સિદ્ધ રે;
જેતું ખર્ચ તેતું ઉત્પન્ન રે, રાજી રહેતું કબીરનું મન રે. ૩
એક દિવસનો સમાજોગ રે, આવી પડ્યો સંતનો મોટો થોગ રે;
તેને ભોજન અર્પવા કાજે રે, ધાન્ય જોયું કબીર મહારાજે રે. ૪
એક સહસ્ર સંતની ટોળી રે, તે તો બેઠા ભરવી ઝોળી રે;

---

૪ થોગ—થોક.

રાત સંત જમે એવું ઘરમાં રે, નીકળે શું પિપીલિકા દરમાં રે. ૫
કદા નીકળે તેમાંથી જાણ રે, સંચય કરી રાખે તેહ અજાણ રે;
કીડી સંચે ને તેતર ખાય રે, તેમ કરે ન જ્ઞાની રાય રે. ૬
ભોજન સંતને તો દેવું રે, મુખથકી ના નવ કે'વું રે;
તેની શી કરવી પેર રે, ગયા એક વણિકને ઘેર રે. ૭
પૂછ્યું સીધું આપે તુંય રે, તારૂં દ્રવ્ય વાળી આપું હુંય રે;
વણિક મહાઅવિશ્વાસી હોય રે, વદે સાધુ સંતને આપે તે રોય રે. ૮
બસેં દ્રામનું સીધું તોલું રે, તમો ન આપો તો શું બોલું રે;
શું લેઉં તમારી કનેથી રે, તમે વિચારો તમારે મનેથી રે. ૯
કાંઇ આડમાં મૂકો સાધુ રે, તો તો માગ્યું સીધું આપું બાધું રે;
કબીર કે' ન કાંઈ મુજ પાસે રે, તદપિ તારા દ્રામ ન જાશે રે. ૧૦
વણિક કે' વે'વારિયા સાચા રે, અમો નથી ભણ્યા એવું કાચા રે;
તારી નારીને મૂક ઘરાણે રે, અર્થ સરે નહિ જો પરાણે રે. ૧૧
નથી વસવાને ઘર સારૂં રે, કયે પ્રકારે મન માને મારૂં રે;
એમ વદી હસિયો અપાર રે, મૂઢમતિએ ન કર્યો વિચાર રે. ૧૨
કબીર સતસાહેબ એમ બોલ્યા રે, ભાઇ તેં તોલ રૂડા મન તોલ્યા રે;
મારી સ્રીને મૂકું ઘરાણે રે, તો તો મનડું તારૂં માને રે. ૧૩
વણિક હસી કે' હકાર રે, કબીર કે' જો જે થતો નકાર રે;
એમ કહીને ઘરેં આવ્યા રે, રૂપાના મને ઘણા ભાવ્યા રે. ૧૪
સ્વામી સંતને કાજે શું લાવ્યા રે, આજના દિન મનથી ભાવ્યા રે;
કબીર કે' નારી વિપરીત રે, વણિક બોલે સૂધી રીત રે. ૧૫
ભાસે મૂઢમતિને કૂડું રે, ગારે મનથી છે તે રૂડું રે;
કે' તારી નારી મૂક ઘરાણે રે, ધાન્ય લેવાનું મનડું માને રે. ૧૬

---

૫ પિપીલિકા—કીડી.

નારી ચાલો તમો મારી સાથ રે, ધર્મથી બીજું નહિ કંઈ માથ રે;
આજ્ઞાકારી નારી સારી રે, ગઈ કબીરની પૂઠે વિચારી રે. ૧૭
વણિકને ક્હૅ રાખો આ નારી રે, સીધું આપો માગ્યું સંભારી રે;
વણિક મૂઢમતિ લજ્જા પામ્યો રે, અધીરતાનું અદૃઢપણું વામ્યો રે. ૧૮
માગી નારી હસતાં હસતાં રે, તે તો હાટડીએ આવી વસતાં રે;
મૂઢમતિએ મતિ વિચારી રે, બસેં દ્રામમાં દાસી મળી સારી રે. ૧૯
એને મળશે નહિ કો કાળે રે, મારૂં કાજ કર્યું છોગાળે રે;
નારી રાખીને સીધું આપ્યું રે, કબીર સંતનું કષ્ટ કાપ્યું રે. ૨૦
લખ્યો લેખ વિધિએ ત્યાંય રે, બસેં દ્રામ આપે તો નારી જાય રે;
પરઠ એવો કરીને ચાલ્યા રે, સાધુ સંતે કબીરને ભાળ્યા રે. ૨૧
આનંદ પામ્યા તે મનથી રે, ધાન્ય જોઈ ખુશી થયા તનથી રે;
તેના પાક વિધ વિધ બનાવ્યા રે, સંત સાધુને મન ઘણા ભાવ્યા રે. ૨૨
મૂકી આવ્યા નારી મહારાજ રે, મન આનંદ કે રાખી હરિએ લાજ રે;
પુત્ર પાસે ને વેચી માત રે, તેનો નહિ તેને ઉચ્ચાટ રે. ૨૩
નહિ નારીને મન કાંઈ દુઃખ રે, સ્વામીસેવામાં સમજી સુખ રે;
એ વિધે સંત જમાડ્યા રે, એક સહસ્રને વાટે પાડ્યા રે. ૨૪
સુતને દીધી શીખામણ રે, સૂત બમણું તમણું તું વણ રે;
બસેં દ્રામ મળે જેવાર રે, તારી માતા છૂટે અવિધાર રે. ૨૫
એ વાત પુરમાં ચાલી રે, વણિકની કીર્ત્તિ જોણું જાળી રે;
ઘણા સંતમહંત ત્યાં આવ્યા રે, ઘણા શિષ્ય યત્ને નવ ફાવ્યા રે. ૨૬
વણિક નારી આપવા આવ્યો રે, તેને દ્રામનો લોભ ન ભાવ્યો રે;
તદપિ લીધી નહિ કબીર રે, જેના મનમાં મોટી ધીર રે. ૨૭
કામ કરે એક ઘણું જ્યારે રે, દશ ઘણું થઈ વેચાય ત્યારે રે;
એમ પંચ દિવસની માંય રે, બસેં દ્રામ મેળવ્યા ત્યાંય રે. ૨૮
જઈ વણિકને આપી આવ્યા રે, નારી સાથે લાવ્યા મન ભાવ્યા રે;

૨૧ વિધિએ—રીતસર.

એવો નિર્મળ ગૃહસ્થાશ્રમ રે, તેનું વર્ણન કરૂં હું ક્યમ રે. ૨૯
નિર્મળ નજર અનેરી જાણ રે, કરે નિશદિન સંત સાધુ વિખાણ રે;
ઘણા દિવસ ગયા એ પેર રે, દુઃખ કશું મોહનની જો મે'ર રે. ૩૦
નિત્ય નિત્ય અવનવી લીલા સાધે રે;
કબીરનું જોઈ દૈતમાં મનડું ન લાધે રે. ૩૧*
મુકુંદ કવિ શું જાણે તેહ રે, અતિ જ્ઞાની છે જેનો દેહ રે;
યથા મતિ ગાયે જાણ રે, મહંતનાં કરે શું મૂઢ વિખાણ રે. ૩૨

## કડવું ૧૨ મું.

### રાગ ઝીંઝોટ.

સંતનો સંસાર એ તો, જાણવો મહાસંત;
પ્રસરી કીર્ત્તિ જુગ જુગે, હુએ બડે મહંત. ૧
નારી બેચી બનિકકું, કીર્ત ભઈ ચહું ઓર;
કબીર સંત બડા હુઆ, ગરજ્યા એસા સોર. ૨
સિકંદર શાહ બાદશાહ, સુણી તેણે વાત;
કબીર સંત મોટો સહી, જુગો જુગ જેની ખ્યાત. ૩
મૂળે ધર્મ મુમનતણે, યવનતણો છે અંશ;
આર્યધર્મપાળક સદા, લાગ્યો મન તે દંશ. ૪
પરચો જોવા કારણે, કર્યો એક ઠેરાવ;
સહસ્ર ઊંટ ભરાવિયાં, મોકલ્યાં સાધી દાવ. ૫
કોરા કાગળતણાં કર્યાં, પુસ્તક અપરમપાર;
ઊંટે લાદી મોકલ્યાં, જ્યાં કબીર વસે નિરધાર. ૬
દૈતમાં લેખણી બોળવી, માત્ર એકજ વાર;

---

* આ કડીનું પૂર્વાર્દ્ધ કે ઉત્તરાર્દ્ધ ઓછું હોય એમ લાગે છે. ૪ આર્યધર્મ—આર્ય લોકોનો (વેદવિહિત) ધર્મ. ૭ દૈત—ખડિયો.

સર્વ પુસ્તક લખી કાઢવાં, તો માનું સંત અવિધાર. ૭
સર્વ સભાસદ ગર્જીઆ, યવન મંડળી ત્યાંય;
એમ ન થાયે જો કદી, કબીરને લાવો આંય. ૮
ધર્મ ભ્રષ્ટ એ તો થયો, ઉતરડાવો ખાલ;
એમ કહીને મોકલ્યા, ઊંટતણા રખવાળ. ૯
કબીર પાસ તે આવિયા, કાશીપુરની માંય;
સહસ્ર ઉંટનું કટક જોઇ, પૂછે લોક જાશો ક્યાંય. ૧૦
કબીરને ઘેર અમો જઉં, વદતા ઇમિ રખવાળ;
એવે કબીર તાણો તણે, સુણ્યું તેણે તત્કાળ. ૧૧
પૂછ્યું ભાઈ ક્યાં જશો, બોલ્યા તવ રખવાળ;
કબીરને મળવા જશું, મોકલિયા ભૂપાળ. ૧૨
કયે કારણે જાવ છો, કબીરકેરે ધામ;
વાત કહી પુસ્તકતણી, છે કોરાં લખવા કામ. ૧૩
પરચો જોવો એહનો, છે મૂઢમતિ કબીર;
યવન ફીટી હિંદુ થયો, પાદશાહને મન પીર. ૧૪
એક કલમ દૌતે ભરી, લખે સર્વ જો લેખ;
તો તો સાધુ જાણિયે, નહિ પછે મીન મેખ. ૧૫
કબીરે મન વિચારિયું, સૂજે આગમ જ્ઞાન;
વિના પરચે બૂઝે નહિ, મૂર્ખ સમજે નહિ સાન. ૧૬
એમ વિચારી ઊઠિયા, જોષ્ટિકા લીધી પાણ;
એક ઉંટને અરાડતાં, લખ્યા લેખ નિરવાણ. ૧૭
જાવ કહ્યું તેને મુખે, પરચો જોશે ભૂપ;
વિશ્વાસ ન આવ્યો તેહને, ઉકેલી જોયું રૂપ. ૧૮

---

૧૫ મીન મેખ–અર્થાત્ સંશય.

સર્વે પુસ્તક લખિયાં સહી, એક પળની માંય;
આવ્યા રખવાળા ત્યાંથકી, શિકંદર શાહ બેઠા જ્યાંય. ૧૯

પુસ્તક ઉતાર્યાં તર્ત ત્યાં, જોઇ પ્રસન્ન થયો ભૂપ;
પરચો સત્ય સાધુતણો, મહારૂપ અનુપ. ૨૦

તેડવા કારણ મોકલ્યું, કાજીનું ટોળું એક;
આવ્યું કબીરની પાસ તેહ, મૂઢ ઘણા અવિવેક. ૨૧

ચલ કબીરા તોયકું, શાહ બોલાયે આજ;
દોજકમે જાના ગયા, જબ રાજી હુઆ શિરતાજ. ૨૨

અજ્ઞાન જોઈ કબીરજી, બોલ્યા મુખે વેણ;
અમો ન આવું રાજ્યમાં, હોય ભલે સુખદેણ. ૨૩

મૂઢમતિ રાજા કને, વસે મૂઢ જે હોય;
જ્ઞાની જન વસતા નહિ, વસે અજ્ઞાની સોય. ૨૪

એમ કહીને મોકલ્યા, કાજી વૃદ્ધ અપાર;
રાજાને જઇને કહ્યું, બડા વોહી ગુમાર. ૨૫

ગાલી દેતા આપકું, દોજકકા દિદાર;
ઇલ્લા ઇલ્લા રસુલઇલ્લા, કિયા મુખસે પોકાર. ૨૬

તોબા તોબા હકતાલા, પરવરદિગાર ક્યા બાત;
બદમાશ બડા ગુલામ હે, શેતાનકી એહી જાત. ૨૭

એમ કાજી ત્યાં બોલિયા, સુણી શાહે તે વાત;
મહારીસ મનથી ચઢી, (મનં) ધાર્યો કબીરની ઘાત. ૨૮

લશ્કર સજ કરાવિયું, કહ્યું કબીરને લાવો આંહી;
માને નહિ તો મારીને, લાવજો એને સાહી. ૨૯

---

૨૬ દોજકકા દિદાર–નરકસ્વરૂપ. ૨૭ બદમાશ—અધમ.

એમ કહીને મોકલ્યું, લશ્કર અપરમપાર;
કાશીપુરી તે આવિયું, જડના દુષ્ટ વિચાર. ૩૦
સેનાપતિએ રાયને, તેડ્યો તેણી વાર;
કબીર હમારા ચોર હે, તેરે નગર મોઝાર. ૩૧
વાકું દે તું અબઘડી, નહિ તો લુટું ગામ;
કાશીરાય કે' શોધી લિયો, કબીરનું નહિ (અમારે) કામ. ૩૨
લશ્કર પેઠું પુરમાં, જુએ કબીરને સાર;
કોઈ ભુવન દેખાડે નહિ, એમ થયું ત્યાં અવિધાર. ૩૩
લશ્કર મારે લોકને, જાણી કબીરે વાત;
યોગબળ અજમાવિયું, મહાજ્ઞાની વિખ્યાત. ૩૪
સિકંદરનું લશ્કર સહુ, આવ્યું કબીરને દ્વાર;
રહ્યું બીજું શાહ શેહેરમાં, તે આવ્યું નિરધાર. ૩૫
શાહ નગર કોઈ નહિ, લશ્કર કાશીપુર જાય;
ધનગૃહ તૂટયાં ત્યાંઈ તો, નિર્ધન રાજા થાય. ૩૬
રાયે જે જે મોકલ્યા, તે તે મૂર્ખને માથ;
તેના સામો આવિયો, સ્વય રાજાનો સાથ. ૩૭
યુદ્ધ થયું બન્નેતણું, વિપરીત થઈ ઘણી વાત;
હારીને પાછા ગયા, શાહે મોકલિયા વિખ્યાત. ૩૮
હાહાકાર પુરમાં થયો, મહિમા વાધ્યો સંત;
પાદશાહ સરખો હારી ગયો, એમ થાવા લાગી પ્રશંસ. ૩૯
લશ્કર હારી જઈ મળ્યું, શિકંદરશાહને જાણ;
સર્વ વાત વિગતે કરી, હાર્યાતણી નિરવાણ. ૪૦
શું આપે બીજા મોકલ્યા, અમ સામા લઢવા કાજ;

---

૩૭ સ્વય રાજાનો–સિકંદરનો.

સગા સહોદર અમતણા, તેણે પાછા ફરિયા આજ. ૪૧
નામ ગણાવ્યાં તેહનાં, કામ કહ્યાં તતકાળ;
શાહે મન વિચારિયું, કહ્યું ખોટી વદો શે ભાળ. ૪૨
પુર માંહે જોવરાવિયું, નહિ લશ્કર બીજું ત્યાંય;
શાહ મનમાં ભય ધરે, મેં જ્ઞાની દુભ્યા ક્યાંય. ૪૩
વળી વિચાર મનમાં કરી, કરી વાત સંધાન;
પરગામથી બોલાવવું, લશ્કર તો નિરવાણ. ૪૪
ધન જોયું ધરણી ધર્યું, ધન જોયું ભુવન;
એકે સ્થળ નવ નિરખિયું, ચોંક્યું તેથી મન. ૪૫
અરે મેં હરિજન શે દુભિયા, વિપરીત થઈ આ વાત;
હાવે રીઝાવું સંતને, તો તો થાયે ખ્યાત. ૪૬
શિષ્ય છું હું કબીરનો, એમ બોલે છે શા'ય;
કાશીપુરી જાવા પછે, થયો સજ મહારાય. ૪૭
સેવક થોડા સાથ લઈ, ગયો કબીરની પાસ;
નયનો નિરખી જ્ઞાનીની, સમદષ્ટિ પ્રકાશ. ૪૮
જોઈ મન રાજી થયો, કર્યા દંડ પ્રણામ;
શિષ્ય થયો સાધુતણો, જગ બાધે વિખ્યાત. ૪૯
મઠ મોટો બંધાવિયો, સાધુજન રે'વા કાજ;
મંદિર કબીરનું કરાવિયું, એક માસ રહ્યો મહારાય. ૫૦
કૃપાદષ્ટિ થઈ સંતની, સર્વ શુભ થઈ વાત;
પુરપતિ તે પુરમાં ગયો, ગુણગણ થયા વિખ્યાત. ૫૧
હર્ષ મોહ નહિ સંતને, ભજનની મોટી ટેક;
દર્શન કરવા આવતા, જે જન શુભ વિવેક. ૫૨
મેદની માથે એમ થયું, કબીર જેવા નહિ કોઇ;
વાદ અનેક કરવા આવતા, તેના નાખે સંશય ધોઈ. ૫૩

સંશય કાપે સર્વના, પડ્યું સંશયહારી નામ;
પુત્ર પિતા બે એક છે, કરે ભજનનાં કામ. ૫૪
મંદિર મઠ બાંધ્યા ઘણા, અન્નછત્ર અપાર;
કોઇ સ્થળે નવ આવતા, મૂકી નિજ ઘરબાર. ૫૫
કોઇ સ્થળે નવ તે જતા, ભજન કરતા નિશદિન;
મુકુંદ કવિ શું ગાઈશકે, જેની મતિ મહામલિન. ૫૬

## કડવું ૧૩ મું.

### રાગ ગોડી.

કબીર સંત થયા પ્રખ્યાત, ચાલી જગમાં તેની વાત;
સંત સાધુ મળવા ઘણા આવે, તે તો કબીરને મન ભાવે. ૧
સંત સાધુની સોબત રૂચે, કોઇ પૂછે તે મન નવ ખુંચે;
ઘણા ધર્મગુરૂએ વારતા જાણી, ઘણા કે' કબીરની વાત ન માની. ૨
છેત્યો શાહને ખાલી કર્યા ભંડાર, લશ્કર પામી શક્યું ન સંત પાર;
લખાયા કાગળ કોરાકટ, ઘણું નિર્મળ છે સંતનું ઘટ. ૩
સ્ત્રી મૂકી સંત જમાડ્યા, મોટા શાહને પાય નમાડ્યા;
જ્ઞાની ધ્યાની સનમુખ ઊભે, કોઇ કબીરને નવ દુભે. ૪
પસરી કીર્ત્તિ જુગો જુગમાં, કરતા કર્મ કહ્યાં યજુ ઋગમાં;
જાણી નાનક ગુરૂએ તે વાત, કબીરની કીર્ત્તિ મહાવિખ્યાત. ૫
મન સાથે કર્યો વિચાર, જઇ મળવું મારે નિરધાર;
જોવી કબીરની કીર્તિ કેવી, સિદ્ધ કરી કેવી યોગદેવી. ૬
એમ વિચારી આવ્યો તેહ, મહાયોગધારી નર જેહ;
અનેક પશુ પંખી છે તેની સાથ, અનેક નરવરના ઝાલ્યા હાથ. ૭
શાહના લશ્કરથી ઘણા લોક, સાથે ચાલેછે થોકાથોક;

---

૫ યજુ ઋગમાં-યજુર્વેદમાં અને ઋગ્વેદમાં.

આવ્યા મળવા તેહ કબીર, જાણે કોઈ આવ્યો મોટો મીર. ૮
કર્યો પડાવ પુરની બા'ર, સંગે અસંખ્યાત નર પશુ સાર;
વ્યાઘ્ર શૂકર રીંછ મંજાર, સિંહ વરૂ વણિયર અપાર. ૯
બાજ ગર્જણ ને ઘણા હંસ, મોર કોકિલાનો વાધ્યો વંશ;
નર નારીની ગણના નથી, અસંખ્ય સંખ્યા જાયે કયમ કથી. ૧૦
પસરી પુર બાધામાં વાત, નાનક મળવા આવ્યા વિખ્યાત;
રાત્રી પડી સાધુ નવ મળિયા, તે છે નાનકજી મહાબળિયા. ૧૧
અસંખ્ય જન પશુ છે સાથ, બેઠા ક્રૂર પ્રાણીકેરે માથ;
પ્રાતઃકાળે મળશે આવી, થશે નિર્મ્યું હશે જે ભાવી. ૧૨
તેહ જાણી કબીરે વાત, નાનક મળવા આવ્યા સાક્ષાત;
તેના મનમાં યોગનો ગર્વ, તે તો જાણ્યું કબીરે સર્વ. ૧૩
ઊઠચા પ્રાતઃકાળે જે વાર, થઈ ખબર આવે મળવા સાર;
નાગપર બેઠા છે ગુરૂ, જેને કાંઇ નથી અધુરૂં. ૧૪
તેનો ગર્વ મટાડવા કાજ, વિચાર્યું કબીર મહારાજ;
કરમાંહે લીધું દાતણ પાણી, મુખ નિર્મળ કરવાની મનસા આણી. ૧૫
બેઠા એટલે કબીર મહાભાગ, ઘરની સાથે જોડાયો તે જાગ;
બોલ્યા કબીર મઢીની સાથ, ચાલો મળિયે નાનકની સાથ. ૧૬
એમ કે'તામાં ઘર તો ચાલ્યું, તે તો રહે ન કદીએ ખાળ્યું;
આવે નાનક બેસી સામા, ઘર ચલવી ચાલ્યા બહુનામા. ૧૭
લોક મળવા અનેક ત્યાં આવ્યા, બો'ત લોકકું તમાશા ભાવ્યા;
નાનકે જાણી વાત, આવે મળવા કબીર સાક્ષાત. ૧૮
પે'લું નમન કેમ કરાય, એમ તેના મનમાં ચિંતા થાય;
એવે જાણી મોટી વાત, ઘર ચલવી આવે સાક્ષાત. ૧૯

---

૯ શૂકર-ભૂંડ. ૧૭ બહુનામા-કબીર.

જોતામાં નિરખ્યું તેમ, ટળી ગયો નાનકનો વે'મ;
ઘર ચાલે એ તે મોટી વાત, કબીરકેરી ખરેખર ખ્યાત. ૨૦
મોટા ગુરૂ કરૂં હું એહ, નમું કબીરને જઇ નિઃસંદેહ;
મહાજ્ઞાનીનો બોધ જો લાગે, તવ મારી અહંકારવૃત્તિ ભાગે.૨૧
એમ ધારી ઉતરિયો જ્ઞાનભૂપ, પાળો ચાલ્યો રૂપે અનુપ;
એવે કબીરજી સામા આવ્યા, નમન કરી સર્વેને ભાવ્યા. ૨૨
જોયું નમ્રપણું અપાર, તેથી રીઝયો ઘણો નાનક દાતાર;
બે સંત ભેટચા તે વાર, થયા અવનિમાં જે જેકાર. ૨૩
ઘર ચલાવિયું મહાસંત, તેથી પ્રસરી કીર્ત્તિ અનંત;
નાનક ઘણું રહ્યા કબીરની પાસ, ટળ્યો ગર્વ ને સિદ્ધ થઇ આશ.૨૪
થયા ગુણ જુગો જુગ પ્રકાશ, કબીર સૂર્યનો થયો ઉજાસ;
મુકુંદ કવિ મતિનો મૂઢ, મહાસંત કબીર ગરૂડારૂઢ. ૨૫

## કડવું ૧૪ મું.

### રાગ ગોડીની ચાલ ટુંકડી.

કબીર દાતા, ગુરૂ ગમ પાતા હે;
કીરત કયા કે'ની, કીર્ત્તિ પ્રસરી જેની હે. ૧
અપાર ભક્તો, જગ આસક્તો હે;
કબીર મોટા, જહીં અવગુણકા ટોટા હે. ૨
બડા સુભાગી, જયો મહંત અનુરાગી હે;
કયા કીરત કે'ની, મતિ વહેની હે. ૩
મુકુંદ ગુણ ગાયે, સુણો રંક જ્યોં રાયે હે;
કબીર ચરિત્ર સુણતેમે, પવિત્ર હોના હે. ૪

### ઢાળ.

પવિત્ર હોના ચરિત્ર સુણના, અપારલીલા મહંતકી;

જેત્તી જાની વેત્તી કે'ની, સાગરશી લીલા સંતકી. ૫
હરપ્રસાદ નામે વણિક ઇક, આવ્યો કબીરની પાસ;
દંડવત્ પ્રણામ કરી, પૂછવાની જણવી આશ. ૬
મહાવિવેકી શાંત તે, ગંભીર ઘણો જણાય;
જોઈ સંત રાજી થયા, ધનાઢ્ય તેહ મનાય. ૭
કબીર બોલ્યા મુખથી, સંશય શો છે ભાઈ;
મનગમતું પૂછો તમો, સંશય છેદું સાંઈ. ૮
વણિક કે' વારૂં થયું, કરૂં એક હું પ્રશ્ન;
સંશય કોઇ છેદે નહિ, પો'ચે નહિ મમ તૃષ્ણ. ૯
સાધુસંગ ઘણો કર્યો, ઘણા સેવ્યા દેવી દેવ;
સંશય મારો નવ ટળ્યો, હવે કરૂં તમારી સેવ. ૧૦
મુજ મને બીજું નથી, ઇક લઘુ સંશય છે નામ;
સંશય ફેડો માહરો, તો થાયે સિદ્ધ કામ. ૧૧
એમ વદી કર જોડિયા, મૂગો બેઠો તેહ;
કબીર કે' સુખે કહો, સંશય હોયે જેહ. ૧૨
વણિક કે' મહારાજ કહું, સંશે મોટો જાણ;
સંસાર સુખ ભોગ્યા છતાં, જ્ઞાન મળે નિરવાણ. ૧૩
સ્ત્રી રૂપવતી હોય જો, તેના પૂરવા કોડ;
સંતાન બે ચારેક હોય જો, મળે તેને રણછોડ. ૧૪
દ્રવ્ય ઘણું હોયે કને, મતિ નિર્મળ હોય સાર;
ધરણીમાં સુખ જેટલું, હોય પાસે નિરધાર. ૧૫
અન્ય ઉપાધિ હોય નહિ, ઉપાધિ મોટી એક;
નારી પુત્ર સલક્ષણા, વિસરાવે વિવેક. ૧૬
નારી પુત્ર સુદ્ધાં હતાં, જનકરાયને જાણ;

રાજ્યધન સર્વે હતાં, પદ પામ્યો નિર્વાણ. ૧૭

સંસારમાં સાધુ થયો, માન્યો મોટે સંત;
જ્ઞાનીમાં ગરવો ઘણો, જે બ્રહ્મજ્ઞાની મહંત. ૧૮

કયે પ્રકાર તેને મળ્યું, સંસાર સાધતાં જ્ઞાન;
અસત્ય નહિ એ વાતમાં, કથ્યું ઘણા સુજાણ. ૧૯

સત્ય માનું એહ તો, હુંથી ક્યમ નવ થાય;
સંપત્તિ સહુ સામટી, મારે છે સંત રાય. ૨૦

પુત્ર પરિવાર સ્ત્રી છે સહી, જ્ઞાન માથે છે મન;
જ્ઞાન પ્રાપ્ત થાયે નહિ, રઝળું હું નિશદિન. ૨૧

સમજણ સારી અંગમાં, જાણું જ્ઞાનની ગોષ્ટ;
જ્ઞાન સુખ ગ્રહેવાય નહિ, થાય ન મન સંતોષ. ૨૨

જનક સત્ય જો હું કહું, તો અનુભવ ક્યમ નવ થાય;
ખામી શી છે સંતજી, કહો કબીર મહારાય. ૨૩

કબીર રીઝયા મનથી, ખરો સંશય નિરવાણ;
એક દિવસ અહીં જો રહો, તો થાયે સહુ જાણ. ૨૪

શેઠ સાચું માનિયું, રહ્યા એક દિન ત્યાંય;
કબીરે ભોજન કરાવિયું, સૂવાડ્યો ઘર માંય. ૨૫

ચર્ચા જોઈ સંતની, શેઠ રીઝયો મન અપાર;
દરિદ્ર અવસ્થા સંતને, એમ કરે મન વિચાર. ૨૬

ધન અર્પવા કાજે સહી, વિચાર્યું મનમાં શેઠ;
કબીર સમજ્યા તે વિધિ, વધ્યા એક મારૂં છે પેટ. ૨૭

મનમાં ઇચ્છ્યું જે તમે, ધન આપીશું જાણ;
તેની ઇચ્છા નવ મને, સમજો શેઠ સુજાણ. ૨૮

---

૧૭ નિર્વાણ—મોક્ષ.

શેઠ મન આશ્ચર્યશું, વિચારતો મન માંય;
મનતણું જાણ્યું ઇણે, જરૂર સંશય જાય. ૨૯
કોઇએ કાઢ્યો નહિ કદી, તે સંશય કાઢે એહ;
પ્રાતઃકાળ થયો સહી, અન્ય દિવસનો તેહ. ૩૦
ખરા મધ્યાન એવે થયા, કબીર કરતા કામ;
શેઠને ભોજન અરપિયું, તે દિવસે સુખધામ. ૩૧
નિત્યકર્મ પરવારીને, તાણે ગયા કબીર;
મધ્યાનકાળનો સૂર્ય ત્યાં, આવી ઊભો શીર. ૩૨
કુચડો લીધો પાણમાં, ખળ બોળે જાણ;
તંતુને લગાવતા, નિહાળી નિરવાણ. ૩૩
ગ્રીષ્મઋતુ તે દિન હુતી, પડે તાપ અપાર;
ઉજેશનો સંશય નહિ, (એવે ( કબીરે કર્યો વિચાર. ૩૪
શેઠ પાસે ઊભા રહ્યા, જેને સંશય જાણ;
કબીર બોલ્યા એટલે, નારી પ્રત્યે વાણ. ૩૫
અરે સતી લાવો તમે, દીપક કરીને આંય;
સૂત્ર ધુંચાયું માહરૂં, સૂઝે નહિ મુને કાંય. ૩૬
શો રીતે ઉકેલું હું, દીપક વિના જાણ;
આજ્ઞા સ્વામીની સાંભળી, નારી ઊઠી નિરવાણ. ૩૭
મધ્યાન ખરા તો ત્યાં થયા, દીપક કીધો જાણ;
લેઈ કબીર પાસે ગઇ, મહાસતી સુજાણ. ૩૮
દીપક લઈ ઊભી સતી, ઉકેલતા કબીર;
ઉકેલિયું ઊભાં રહી, સતીનું જોયું શરીર. ૩૯
જાઓ આજ્ઞા દીધી પછે, દીપકનું નહિ કામ;
નારી લઈ ચાલી ગઈ, મનથી રીઝ્યા સ્વામ. ૪૦

વણિક ઊભો ત્યાંહી જેહ, સમજ્યો નહિ કાંઈ મર્મ;
મુખથી બોલ્યો તે પછી, બતાવિયે શુદ્ધ ધર્મ. ૪૧
કબીર વદિયા તેહને, કહ્યું અમે સહુ જાણ;
સમજ્યા નહિ તો શું કરૂં, તમો ઘણા સુજાણ. ૪૨
કહું ફરીને આજ હું, સુણો શેઠ સહુ વાત;
સંશય ભાગે તમતણો, ખરી ખોટી જાયે રાત. ૪૩
મધ્યાન થયો ગ્રીષમતણો, તપ્યો સૂર્ય અપાર;
ઉજેશની અવધી નથી, જોઈ કરો વિચાર. ૪૪
તે વેળાએ હું વધો, દીપક લાવો નાર;
વગર બોલે તે આણિયો, નિરખ્યો તમે સહુ સાર. ૪૫
સૂત્ર ઉકેલ્યું મેં સહી, પણ બોલી નહિ નાર;
કહ્યું એટલું નહિ મને, દિવસનો કરો વિચાર. ૪૬
દિવસે દીવો લેઇને, સૂત્ર ઉકેલે કોઈ;
અઘટતું મેં આચર્યું, પણ નારી વિરૂદ્ધ ન જોઈ. ૪૭
વણિક કે' એમાં કશું, નારી જાણે ધર્મ;
પતિતણું કહ્યું કરે, રૂડાં એનાં કર્મ. ૪૮
કબીર કે' કેવું સહી, એનું મારે જાણ;
કુથલી બીજી છે નહિ, સુણો તમે સુજાણ. ૪૯
નારી જો હોયે અસી, કહ્યાગરી ઘર જેહ;
બ્રહ્માનંદ સુખ તે ગ્રહે, જાણો નિઃસંદેહ. ૫૦
બાકી વૈરાગ્યજ રાખવો, ત્યાગવી સ્ત્રીને સાર;
પછી બ્રહ્માનંદ ભોગવો, સત્ય એહ વિચાર. ૫૧
જનકતણી એવી સતી, જેવી જોઈ મમ ઘેર;
સતી નહિ નારી તાહરી, (તેથી) જ્ઞાનની પામું ન પેર. ૫૨

જનક તુજ વચ્ચે આંતરો, જે હુતો નિરવાણ;
એમો કહી તે દાખવ્યો, જાણો જાણ સુજાણ. ૫૩
વળી કંઇ સંશય હોય તો, પૂછો કરીએ છેદ;
સંશય નવ રાખો મને, થાવ અભેદા ભેદ. ૫૪
પાગે લાગ્યો વણિક તે, સંશય મટિયો જાણ;
કબીરને પાયે નમી, વદિયો નિર્મળ વાણ. ૫૫
સંત જોયા ભૂમિ પરે, ઘણા જોયા મહંત;
તમ સરખો સાધુ નહિ, નવ નિરખ્યો મેં સંત. ૫૬
લોભ નહિ કંઈ માન નહિ, નહિ ધર્મનો ઢોંગ;
નિશદિન કીર્તન નાથનું, બીજો નહિ કાંઈ સોંગ. ૫૭
આશિંગળ શો હું થઉં, ધનની નહિ તૃષ્ણાય;
શિષ્ય તમારો હું થયો, માનો મહાપ્રભુરાય. ૫૮
એમ કહી તે ચાલિયો, કબીરના ગુણ ગાઈ;
મેર કર્યો માળાતણો, મુકુંદે કવિનો રાઈ. ૫૯

## કડવું ૧૫ મું.

### રાગ મેવાડો.

જુગોજુગ કીર્ત્તિ વ્યાપી હો, કબીર મહારાજની;
સમૃદ્ધિને જેણે શાપી હો, વધી કીર્ત્તિ કાજની. ૧
એક દિન શું થાતું હો, સુણો સહુ સંતો;
પુત્રનું મન લજ્જાતું હો, સુણો સહુ મહંતો. ૨
તેડી ગયા સાધુ હો, સુણો સહુ સંતો;
તેનું મન ભજનમાં બાંધ્યું હો, સુણો સહુ મહંતો. ૩
કર્યું ભજન સહુ રાતી હો, સુણો સહુ સંતો;

સંતમંડળી સુખ પાતી હો, સુણો સહુ મહંતો. ૪
મહામનોહર શબ્દે હો, સુણો સહુ સંતો;
કબીરની વાણીથી મન લબ્ધે હો, સુણો સહુ મહંતો. ૫
ભેટ વિધવિધની આવે હો, સુણો સહુ સંતો;
તેને કબીરસુત ઉથાપે હો, સુણો સહુ મહંતો. ૬
સંત સાધુને સર્વે આપે હો, સુણો સહુ સંતો;
દુઃખ દરિદ્રી જનનાં કાપે હો, સુણો સહુ મહંતો. ૭
એમ સર્વસ્વ આપી દીધું હો, સુણો સહુ સંતો;
એક રૂડા રૂમાલમાં મન કીધું હો, સુણો સહુ મહંતો. ૮
શિર બાંધી તે ઘેર આવ્યો હો, સુણો સહુ સંતો;
પિતાના મનમાં ન ભાવ્યો હો, સુણો સહુ મહંતો. ૯
બોલ્યા વાણી તે વક્રાતી હો, સુણો સહુ સંતો;
મૂઢમતિ તારી ચક્રાતી હો, સુણો સહુ મહંતો. ૧૦
અમે કમાઇ રૂડી કીધી હો, સુણો સહુ સંતો;
કમાલ પુત્રે સાબાશી લીધી હો, સુણો સહુ મહંતો. ૧૧
પુત્ર એવો નીકળ્યો મારો હો, સુણો સહુ સંતો;
સુણો સંત વાણી વિચારો હો, સુણો સહુ મહંતો. ૧૨
કબીરે પુત્ર જાયો કમાલો હો, સુણો સહુ સંતો;
હરિ હીરો વેચી લાવ્યો રૂમાલો હો, સુણો સહુ મહંતો. ૧૩
એ પુત્રનું મુખ ન જોવું હો, સુણો સહુ સંતો;
પુત્રતણું સુખ મારે ખોવું હો, સુણો સહુ મહંતો. ૧૪
એમ કહીને પુત્રને ત્યાગ્યો હો, સુણો સહુ સંતો;

---

૧૦ વક્રાતી—વાંકી—મદડમાં. ચક્રાતી—ભમતી.

લોભથી કબીર ન રાગ્યો હો, સુણો સહુ મહંતો. ૧૫
એવો સંત મહંત કબીરો હો, સુણો સહુ સંતો;
કોઇ નિરખ્યો સુણ્યો નહિ ધીરો હો, સુણો સહુ મહંતો. ૧૬
એવાં અનેક ચરિત્ર કીધાં હો, સુણો સહુ સંતો;
પંથનાં પાણી નવ પીધાં હો, સુણો સહુ મહંતો. ૧૭
સંશય થાશે મોટો હો, સુણો સહુ સંતો;
કોઇ કે'શે મુકુંદનો ખોટો હો, સુણો સહુ મહંતો. ૧૮
કેમ પંથ ચાલે છે આજ હો, સુણો સહુ સંતો;
તેનો નિર્ણય કરૂં મહારાજ હો, સુણો સહુ મહંતો. ૧૯
કબીરે પંથનું પાણી ન પીધું હો, સુણો સહુ સંતો;
ઘણા શિષ્યે ઉપાડી લીધું હો, સુણો સહુ મહંતો. ૨૦
શિષ્યનો પાર ન જાણો હો, સુણો સહુ સંતો;
એના નામનાં કરૂં વિખાણો હો, સુણો સહુ મહંતો. ૨૧
શિષ્ય ગોપાળ વડેરો એક હો, સુણો સહુ સંતો;
ધર્મદાસનો મોટો વિવેક હો, સુણો સહુ મહંતો. ૨૨
શાંતિદાસ છે તેવો હો, સુણો સહુ સંતો;
કમાલપુત્ર છે એવો હો, સુણો સહુ મહંતો. ૨૩
સિકંદર શાહ રાજા હો, સુણો સહુ સંતો;
જેણે જાણી ધર્મની માઝા હો, સુણો સહુ મહંતો. ૨૪
બીજો વીરસિંહ મહારાજા હો, સુણો સહુ સંતો;
કાશીપુરીનો ધર્મ કાજા હો, સુણો સહુ સંતો. ૨૫
હરપ્રસાદ મોટો શેઠ હો, સુણો સહુ મહંતો;
અનેક એવા પો'ચ્યા ઠેઠ હો, સુણો સહુ મહંતો. ૨૬
તેમણે સ્વધર્મ હાથે ચલાવ્યા હો, સુણો સહુ સંતો;

તેમણે ધર્મના પંથ પળાવ્યા હો, સુણો સહુ મહંતો. ૨૭
દ્વાદશ પંથ કબીરના કા'વે હો, સુણો સહુ સંતો;
તે તો શિષ્યના નામથી ભાવે હો, સુણો સહુ મહંતો. ૨૮
મત્ત ભેદ તેમાં અપારી હો, સુણો સહુ સંતો;
કુંઠિત થાય મતિ અમારી હો, સુણો સહુ મહંતો. ૨૯
કબીરે એક પંથ ન કીધો હો, સુણો સહુ સંતો;
તેણે એક બ્રહ્મરસ પીધો હો, સુણો સહુ મહંતો. ૩૦
નામ નિરંતર જપિયું એક હો, સુણો સહુ સંતો;
જાણ્યો નામનો રૂડો વિવેક હો, સુણો સહુ મહંતો. ૩૧
કાવ્યકળા અપારી કીધી હો, સુણો સહુ સંતો;
તેની સંખ્યા થાય ન સીધી હો, સુણો સહુ મહંતો. ૩૨
અઢાર ભાર વનસ્પતિ કે' છે હો, સુણો સહુ સંતો;
કબીર કાવ્યથી હારી રે' છે હો, સુણો સહુ મહંતો. ૩૩
અઢાર ભાર પ્રમાણ કોયે કીધું હો, સુણો સહુ સંતો;
કબીર કાવ્ય સંખ્યાનું નવ સિધ્યું હો, સુણો સહુ મહંતો. ૩૪
ગણે નભના તારા કોઈ હો, સુણો સહુ સંતો;
નવલખની ગણના જોઇ હો, સુણો સહુ મહંતો. ૩૫
કબીરની કાવ્ય ન કથી હો, સુણો સહુ સંતો;
ગણના કરવા મુઆ મથી હો, સુણો સહુ મહંતો. ૩૬
દરિયાની રેણું ગણી ગણાએ હો, સુણો સહુ સંતો;
ન આવ્યા કબીર કાવ્ય મણાએ હો, સુણો સહુ મહંતો. ૩૭
પંડિત હારી થાકયા ગણતાં હો, સુણો સહુ સંતો;
જેમ મગરી થાકે જણતાં હો, સુણો સહુ મહંતો. ૩૮

તોય પાર ન પામ્યા કોઈ હો, સુણો સહુ સંતો;
કબીર કાવ્ય જોઈ રહ્યા રોઈ હો, સુણો સહુ મહંતો. ૩૯
ષટ્ શાસ્ત્ર ને અઢાર પુરાણ હો, સુણો સહુ સંતો;
કથ્યાં યવનનાં સર્વ કુરાન હો, સુણો સહુ મહંતો. ૪૦
ચાર વેદ ને ઉપવેદ સર્વ હો, સુણો સહુ સંતો;
સ્મૃતિ આદિકનાં કીધાં પર્વ હો, સુણો સહુ મહંતો. ૪૧
સૂત્ર ઉપનિષદ તમામ હો, સુણો સહુ સંતો;
કબીર વાણીમાં સરિયાં કામ હો, સુણો સહુ મહંતો. ૪૨
વ્યાસે અઢાર પુરાણ લખિયાં હો, સુણો સહુ સંતો;
તે પણ કબીર વેણ ન ચખિયાં હો, સુણો સહુ મહંતો. ૪૩
કબીર કહી ગયા એવું ન બોલે હો, સુણો સહુ સંતો;
વાણી માત્ર કબીર તોલ તોલે હો, સુણો સહુ મહંતો. ૪૪
વદો ગમે તે રસમાં ભાઇ હો, સુણો સહુ સંતો;
કબીર કહી ગયામાં જાઓ લજાઇ હો, સુણો સહુ મહંતો. ૪૫
ગારી એ પણ કબીરની જાણો હો, સુણો સહુ સંતો;
જારી વિજારી કબીર વિખાણો હો, સુણો સહુ મહંતો. ૪૬
કૂડ કપટ કબીરની કાવ્યે હો, સુણો સહુ સંતો;
શુદ્ધ બ્રહ્મરસ જોઈ ભાવે હો, સુણો સહુ મહંતો. ૪૭
શુભાશુભ સર્વ વાણીમાં લીધું હો, સુણો સહુ સંતો;
જે કોઇએ ન કર્યું તે સ્વય કીધું હો, સુણો સહુ મહંતો. ૪૮
એવા મહંત કબીર આચારી હો, સુણો સહુ સંતો;
તેને ભજવા ધારી ધારી હો, સુણો સહુ મહંતો. ૪૯
લીલાલેહેરનું અપાર વારિ હો, સુણો સહુ સંતો;

---

૪૬ ગારી—ગાળ.

ડૂબી જાય હોય સંસારી હો, સુણો સહુ મહંતો. ૫૦
તરે કબીર જેવા કોઈ સારા હો, સુણો સહુ સંતો;
મુકુંદ કથે આશરા શા મારા હો, સુણો સહુ મહંતો. ૫૧

## કવિત.

ધર્મનકો ધ્યાન ધારી, કબીરકી કથા સારી,
કહનેકો મતિ મારી, ચહુ દિશ લગ્ગી હે;
જાકો પ્રતાપ હે ભારી, ઘરીમે હરિ ઉચ્ચારી,
જબાન જલ્પે ન બાની, દૂજે સુ ન રગ્ગી હે;
અદ્વૈત પદકો માની, સત્ય બ્રહ્મ મન જાની,
ધર્મકો ન ધ્યાન આની, જ્યોત વાસે જગ્ગી હે;
મુકુંદ આનંદકંદ, જાને નહિ કોઉ છંદ,
વેસેહી જાનો પ્રબંધ, કૃપા સંત મગ્ગી હે. ૧
રામાનંદ ગુરૂધર્મ, કબીરસેં છૂપ ગયા,
સચ્ચા સો મનપસંદ, નયા ભાયા સબકો;
કચ્ચા નહિ ગુરૂ જાકા, સોહિ શિષ્ય વેસા હોવે,
મંદિર કિયા ન માનો, કયા કહું મેં અબકો;
તદપિ કબીર નામ, યહ દુનિ દૂના ભયા,
પંથકા જો લોભ હોતા, ઇતના ન તબકો;
મુકુંદ આનંદકંદ, જાને નહિ કોઉ છંદ,
વેસેહી જાને પ્રબંધ, કૃપા જાને જબકો. ૨
વેસી હી અપાર લીલા, સંત મહંતન કીની,
ગની નહિ જાય જાનો, સંખ્યાહી મેઘનકી;

---

૧ ઘરીમે—ઘડીમાં. રગ્ગી—રક્ત-પ્રીતિવાળી.

વૈસા કબીરકા જીયા, કૌન સંત લખી શકે,
ભયે અપારન વર્ષ, તૃપ્તિ હુઈ તનકી;
અવતારકો સાફૂલ્ય, શુકદેવ કિયો જાનો,
સ્વધામ જાનેકી ઇચ્છા, સ્વયમપિ મન કી;
જબ કરી મંત મન, તબ ત્યાગ દિનો તન,
બસ્તી બનસ્પતિ રોઇ, દુનિ ઔર બનકી. ૩
હિંદુ હિ મુસલમીન, લઢે દોઉ મીલ મીલ,
કબીર હે તેરા મેરા, ચિતા ઘોર કરંગે;
દંગ હુઆ મહાજંગ, શસ્ત્ર અસ્ત્ર નીક પરે,
મારો હી મારો ઉચારા, અબી કૌન ડરંગે;
મહાદયાલુ હે સંત, સ્વધામસે પિછે આયે,
દોનુકો સમજ દીની, ભાઇ હમ જરંગે;
મુસલમીન કો કહા, કાહુકો ફિસાદ કરો,
ભાઈ હમ જાય ભૂમિ, માંહી સોઇ પરંગે. ૪
વૈસા ઉચ્ચારન કરી, દેહકે દો ભાગ કરી,
હિંદુ યવનકો દિને, સંત દયાવાન જો;
મનમે મગન ભયે, સંતાપ સબન ગયે,
આનંદકે કંદ નયે, નિકસે હુ માન જો;
બીરસિંહબડા આયા, અર્ધ દેહ ભાયા વાકો,
સિકંદર શાહ જાનો, રહા લિયા આન જો;
બૃંદાવન બૃંદનકા, કાસીપુરી માંહી કિયા,

---

૩ મેઘનકી—અર્થાત્ મેઘના બિંદુઓની. સ્વયમપિ—પોતાની મેળે. કી–કરી. ૪ નીક પરે—નીકસ પરે—નીકળ્યાં.

સંતકે સમાજ નામે, સીસ ગુનખાન જો. ૫
વેસો હિંદુઓકા મન, કબીર સાહેબ રખ્ખા,
યવનોકા રખ્ખા વેસા, જાનો જિહાન કેસા;
સંતનકે આગુ ભાખું, સત્ય સત્ય છિન દાખું,
મતિઅનુસાર ચાખું, જાનું મનહિ જેસા;
મુસલ્લમીનને બડી, મસ્જીદ બનાઈ જાનો,
ગોરક્ષપુરમે જાઈ, માનો ખર્ચાહે પેસા;
મગર કહે મગર, જાનો કો હુતો અગર,
મસ્જીદ બનાઈ માનો, હુઆ હે ભાગ વેસા. ૬
કેસી મતિહુસે કીનો, દોનોકો રંજન જાનો,
બિરૂદ્ધતા અતિ જાયે, એક રૂપ હુએ હે;
ઇશ્વિરકો કયા અસાધ્ય, ઉનહિકુ સર્વ સાધ્ય,
બિરૂદ્ધતા ટારી ડારી, દોનું સચ્ચ રૂએ હે;
સબજા મગર ગયા, સબજા બૃંદાબનહી,
ઔર ઔર ક્યા ઉચ્ચારૂં, અદ્વૈત હિ જુએ હે;
મતિઅનુસાર ગાઈ, જેતિ હૃદેમે સમાઈ,
લીલાકી લહર પાઈ, કામ ક્રોધ મુએ હે. ૭
ઉદિચ્યસે ઉતપત્તિ, ગુગલી સબકી હુઇ,
મુકુંદકી જાત વોહી, મન જાન્યો આનંદ;
ભાષા પઢાઈ જાનો, ગુરૂ ગમસે પિછાન્યો,
આનંદ ઉદમે આન્યો, ગુરૂ કેશવાનંદ;

---

૫ બૃંદાવન ઇ૦—બૃંદન(તુલસી)નો બૃંદાવન (તુલસી કયારો) ક્યો.
૬ મગર—એ નામનું ગામ ગોરક્ષપુરની પાસે છે. મગર—જોકે. અગર—આગરા (?) ૭ સબજા—લીલોતરી.

સતરાસેં અષ્ટ સાલ, માલિકા મંડી રસાલ,
પહિલોહી મેર સાંચો, કબીર આનંદકંદ;
દ્વારિકામેંહી મુકામ, કેશવસે જાન્યો નામ,
માલિકાકી દીની હામ, જગ્યો તબ મુકુંદ. ૮



॥ श्रीजगदीश्वरायनमः ॥

दयारामकृत

# भागवतानुक्रमणिका.

## દોહા.

શ્રીગુરૂ શ્રીવલ્લભ પ્રભુ, શ્રીવિઠ્ઠલ સહ હિત;
યુગ પદપંકજરજ કરોં, અભિવાદન અગનિત. ૧
કમલચરણ કમલદ બરન, વંદું કમલાકાંત;
મંગલ મોદ નિધાન સબ, કલુષ કલેસ કૃતાંત. ૨
રાધાવર વલ્લભ સદા, અષ્ટ સખા કવિ ભૂપ;
નમન ચરન તિનકે કરૂં, મેરે જીવનરૂપ. ૩
શ્રુતિ સ્મૃતિ સંદોહ સબ, અપર રૂપ ભગવંત;
દ્વાદશાંગ શ્રીભાગવત, પ્રિય સત્તમ સબ સંત. ૪
નિત્ય શ્રવન યહ ગ્રંથકો, સકલ અવશ્યક આંહિ;
અતિ વ્યવસાયી જીવ જો, નાહિ બનત હે તાહિ. ૫
એક બેર પુરન શ્રવન, કીનો પાયો દાવ;

૧ હિત-હિતરૂપ. યુગ-બે. કરોં—કરૂં. અભિવાદન—પ્રણામ. અગનિત—અગણિત. ૨ કમલદ—કમળને આપનાર મેઘ (જેવા વર્ણવાળા). કલુષ—પાપ. કૃતાંત—નાશ કરનાર—યમ.

૪ સંદોહ-સમુદાય. અપર-બીજું. દ્વાદશાંગ-બાર સ્કંધરૂપ અંગવાળું. સત્તમ-ઉત્તમ.

સ્મૃતિ નીતિ સબ ચરિત રહિ, તો ભક્ષ યહ મન દાવ. ૬
તિન હિત હેતુ બરનિ હો, ગ્રંથન ગુરૂ વિસ્તાર;
પઠત સુનતહી કહૈ દચો, સૂચન હોઇ સબ સાર. ૭
સ્કંધ જ્યુ પ્રકરનમેં કહી, જ્યો અધ્યાય જ્યુ વાત;
સો સબ જાની જાયગી, અનાયાસ ભલભાત. ૮
રૂપ કહ્યો શ્રીકૃષ્ણકો, શ્રીભાગવત અભેદ;
શ્રીમહાપ્રભુ નિબંધમેં, સો વિધિ કરહુ હરખેદ. ૯

છંદ રોલા.

પ્રથમ રૂ દ્વિતીય સ્કંધ, ગ્યાન લીલા હે ભાખી;
શ્રીપુરૂષોત્તમ પાય ઉભય, ચિંતન કર હિય રાખી. ૧
દ્વિતીય પક્ષ અધિકાર, પ્રથમ લીલા હે ગાઈ;
દ્વિતીયમુ લીલા ગ્યાન, ધ્યાન ઐસેહુ બતાઇ. ૨
તૃતીયમુ લીલા સર્ગ, એક બાહુ બનવારી;
ચતુરથ લીલા વિસરગ, બાહુ દ્વિતીય ગિરિધારી. ૩

---

૬ મન દાવ—મનમાં દબાઇને. ૯ હરખેદ—ખેદ હરનાર.

૧ રૂ–અને. ભાગવતને મૂર્તિમાન હરિરૂપે વર્ણ્યું છે. શ્રી ઈ૦–પહેલો અને બીજો સ્કંધ એ શ્રીપુરૂષોત્તમના પાય છે તેને હિય (હૃદય)માં રાખી ચિંતન કર.

૨ દ્વિતીય ઈ૦—દ્વિતીયા (બીજા—ધ્યાનના) અધિકારીને માટે પ્રથમ સ્કંધમાં હરિની લીલાનું ગાન કર્યું છે. દ્વિતીય સ્કંધમાં એ લીલાનું જ્ઞાન કહ્યું છે અને એમજ ધ્યાન પણ કહ્યું છે.

૩ ભાગવતના આરંભમાં ભાગવતમાં શું વર્ણ્યું છે તે વિષે કહે છે કે "अत्रसर्गोविसर्गश्चस्थानंपोषणमूतयः। मन्वंतरेशानुकथानिरोधोमुक्तिराश्रयः। दशमस्य विशुध्यर्थनवानामिहविस्तरः" આ ગ્રંથમાં સર્ગ (ઉત્પત્તિ), વિસર્ગ (પ્રલય અથવા સૃષ્ટિનો વિસ્તાર), સ્થાન (ઉપજેલી સૃષ્ટિને રહેવાનું સ્થાન), (તેમનું) પોષણ, તેમની ઊતિ(વાસના)ઓ મન્વંતર (સૃષ્ટિના આરંભમાં

પંચમ લીલા સ્થાનસુ, કટિપશ્ચાદ્ ભાગ હરિ;
પોષન ષષ્ટ સ્કંધ, ઉદર અવિનાશી ધ્યાન કરિ. ૪

ઊતી લીલા સપ્તમ, હરિ ઈકિ હસ્ત બામહે;
મનવંતર અષ્ટમ એક, સ્તન ઘનશ્યામહે. ૫

નવમ સ્કંધ ઈશાન, સ્તન દુસરો ગિરિધરકો;
દશમ સ્કંધ નિરોધ, હૃદય શ્રીરાધાવરકો. ૬

એકાદશ મુક્તિ લીલા, મસ્તક મન મોહન;
આશ્રય લીલા દ્વાદશ, દામોદર કર દછન. ૭

## દોહા.

યહ બિધિ ચિંતન કીજિયે, શ્રીભાગવત જગદીશ;
અબ પ્રકરનકે નામ કહું, સબ મિલિ હૈ ચાળીશ. ૮

## ચોપાઈ.

પ્રથમ સ્કંધ ઉન્નિસ અધ્યાય, તાકે પ્રકરન તીન કહાય;

---

થયેલા મનુઓની રાજ્યવ્યવસ્થા, ઈશાનુ કથા ( રાજાઓની અને લોકપાળોની વાર્તાઓ ), નિરોધ ( સૃષ્ટિનો પ્રલય ), મુક્તિ અને આશ્રય ( એ સઘળી સૃષ્ટિ ઉપજવાનું અધિષ્ઠાન—આત્મા-પરમેશ્વર ), એ દશ વાનાં વર્ણ્યાં છે એમાંથી દશમા આશ્રયનું શુદ્ધ જ્ઞાન થવા માટે પાછલાં નવ વાનાંનો વિસ્તાર કર્યો છે. (કેમકે એ દશમાનું જ્ઞાન થવાથીજ સંસારજાળમાંથી છૂટાય છે)." એ શ્લોકના ક્રમથી દયારામ ભાગવતરૂપ હરિની મૂર્ત્તિ કલ્પીને ધ્યાનાર્થે તેના અવયવરૂપે સ્કંધોને વર્ણે છે; તૃતીય ઈ૦—સર્ગરૂપ લીલાવાળો ત્રીજો સ્કંધ એ હરિનો એક બાહુ છે અને વિસર્ગ લીલારૂપ ચોથો સ્કંધ એ બીજો બાહુ છે. એજ રીતે બીજાં અંગ વિષે પણ શ્લોકને અનુસારે અર્થ કરવો. અથવા, બીજી રીતે કહીએ તો પ્રથમ સ્કંધમાં અધિકાર લીલા ગાઈ છે અને બીજા સ્કંધમાં જ્ઞાન અને ધ્યાનરૂપ લીલા કહી છે.

હીન રૂ મધ્યમ ઉત્તમ ફેર, તીન તીન અધ્યાય પુનિ તેર. ૧
દશ અધ્યાકો દ્વિતીય સ્કંધ, તામેં પ્રકરન તીન સંબંધ;
દ્વૈ અધ્યાકો તત્વ ધ્યાન, હૃદય પ્રસાદહુ દ્વૈકો માન. ૨
તૃતીય મનન ષટ્ અધ્યા લહે, તામેં દ્વૈ પ્રકરન ફિર કહે;
ઉત્પત્તિ અરૂ ઉપપત્તિ દ્વૈ નામ, સબ મિલિ પંચમ એ અભિરામ. ૩
તેતિસ અધ્યા તૃતીય સ્કંધ, પ્રકરન તામે પંચનું સંધ;
ચતુરધ્યા પ્રકરન અધિકારી, ગુનાતીત અરૂ ચ્યાર બિચારી. ૪
તૃતીય સગુનકે તિન અધ્યાય, ચતુરથ કાલ ધ્યા નો ગાય;
પંચમ તત્વ હી પ્રકરન કહ્યો, સો તેરે અધ્યાકો લહ્યો. ૫
ઇકતિસ અધ્યા ચતુરથ માનો, તાકે ચ્યો પ્રકરન પરમાનો;
પ્રથમ ધરમ પ્રકરન સત બાંચ, દુસરો અરથ સુ અધ્યા પાંચ. ૬
ગ્યાર હિકો તિસરો જો કામ, ઓર આઠકો મોક્ષ જ્યુ નામ;
બ્રહ્મ તત્વ ષટ વીશલોં પૂજ્ય, પુનિ ઇકતિસ લગ હરિ સાયુજ્ય. ૭
ષટ્વીસ અધ્યા પંચમ કીન, તાકે પ્રકરન સમુઝો તીન;
તીન અધ્યાકો પ્રકરન દેશ, ઇકઇસ પ્રકરન કાલ અશેષ. ૮
તિસરો સ્વપ્ન સુઅધ્યા દોય, ચોબીસ લહોં જીવાત્મા સોય;
પરમાત્મા ફિર લગ છબ્બીસ, અરૂ ષષ્ટમ અધ્યા ઉન્નિસ. ૯

---

૧ તીન ઇ૦—ત્રણ અધ્યાયનું હીન પ્રકરણ, ત્રણનું મધ્યમ, અને તેરનું ઉત્તમ પ્રકરણ. ૨ હૃદય પ્રસાદ—મનની પ્રસન્નતા. ૩ ઉપપત્તિ–હેતુપૂર્વક વર્ણન કરી પ્રતિપાદન કરવું તે.

૪ ચતુરધ્યા–ચાર અધ્યાય (અધિકારી વર્ણનના છે). ગુનાતીત ઇ૦–ચાર અધ્યાય નિર્ગુણ પ્રતિપાદનના છે. ૫ ધ્યા—અધ્યાય. નો–નવ.

૬ સાત—સાત. ૭ ગ્યાર–અગિયાર. ષટ્વીસલોં—છવીશ લગી. ચાર પ્રકરણવાળા ચોથા સ્કંધમાં પેહેલા છવીશ અધ્યાય લગી બ્રહ્મતત્વ કહ્યું છે અને બાકીના અધ્યાયોમાં હરિની સાયુજ્યમુક્તિનું કથન કર્યું છે.

૮ ઇકઇસ—એકવીશ. અશેષ–સમગ્ર. ૯ ચોબીસ ઇ૦–પાંચમા સ્કંધમાં ચોવીશ અધ્યાય લગી જીવની વાત વર્ણી છે અને છેલ્લા બે અધ્યાયમાં પરમાત્મા વર્ણવ્યો છે.

પ્રકરન તાકે તીન શુભ ધામ, તીન અધ્યાકો પ્રકરન નામ;
પ્રકરન ધ્યાન ચોદકો ઓર, દ્વેકો અરચન પ્રકરન ઓર. ૧૦
સપ્તમસે પંદ્રે અધ્યાય, પ્રકરન તીનસુ સુનિ લે રાય;
અસદ્વાસના અધ્યા પાંચ, સદ્વાસના પાંચ ફિર સાંચ. ૧૧
તૃતીય સદાસદ્વાસન આહી , સોહુ પાંચ ન્યૂનાધિક નાહિ;
અષ્ટમ અધ્યા ચોઇસ સાર, તાકે પ્રકરન ભાખે ચાર. ૧૨
તામસ ચો અધ્યા પરિમાન, સાત્વિક પ્રકરન નોકો આન;
તિસરો રાજસ ફિર ને। જુક્તિ, ઇકિ અધ્યાકો પ્રકરન સુક્તિ. ૧૩
નવમસુ અધ્યા ચોઇસ જોય, તાકે પ્રકરન પૂરે હોય;
સૂર્યબંશ મર્યાદા પ્રકરન, ચંદ્રબંશ પુષ્ટિ પ્રકરન અન. ૧૪
બાર બાર દુહુકે અધ્યાય, દશ્શમ પ્રકરન પંચ કહાય;
સત્વાસી અધ્યા હે ભાખે, તીન મતાંતરકેં કહે રાખે. ૧૫
સો મિલિ નિબેં અધ્યા ગિનો, પ્રકરન જન્મ ચાર ધર બન્યોં;
તામસ પ્રકરન આઠવિસ લયેં, ક્ષેપક તિન સહ ઇકાતિસ ભયેં. ૧૬
તિસરો રાજસ પ્રકરન બાંચ્યો, સહુ અઠઇસ અધ્યાકો સાંચ્યો;
ઇકઇસિકોં ચતુરથ સાત્વિક, ગુન પ્રકરન પંચમ ષટ્ નીક. ૧૭
એકાદસકે ઇકતિસ ગાયે, તાકે પ્રકરન દોન બનાયે;
પ્રકરન જીવનમુક્તિ ધર સાર, ઉનતિસ અધ્યા લહો વિસ્તાર. ૧૮

---

૧૧ અસદ્વાસના—વિષયેચ્છા. સદ્વાસના—ભક્તિજ્ઞાનાદિકની વાસના.

૧૨ સદાસદ્વાસના—વિષય અને જ્ઞાન બન્નેની વાસના. ૧૩ ચો—ચાર. નોકો—નવનું. આન—અન્ય. ઈક ઇ૦—(બે અધ્યાય જોઇએ; કેમકે નહિ તો ચોવીશ અધ્યાય પૂરા થાય નહિ ). સૂક્તિ—સારી કથા.

૧૪ અન—અન્ય. ૧૬ નિબેં—નેવું. ધર—પેહેલું ( ચાર અધ્યાયનું ). ક્ષેપક—પાછળથી ઉમેરેલા.

૧૭ ગુન ઇ૦—પાંચમું ગુણનું પ્રકરણ છ અધ્યાયનું નીક ( સારૂં ) છે.

તામે દોય ભેદ હેં સાંચ, બ્રહ્મભાવ ઇક અધ્યા પાંચ;
ફિર ચોઇસ અધ્યા સાયુજ્ય, બ્રહ્મમુક્તિ દે અધ્યા પૂજ્ય. ૧૯
તામે ભેદ હોય ફિર લાગ, મમતા એક અહંતા ત્યાગ;
દ્વાદશ ત્રિદશ અધ્યા ગાયે, તાકે પ્રકરન પાંચ બનાયે. ૨૦
લોકાશ્રય પ્રકરન ઇકિ બોલ્યો, બેદાશ્રય પ્રકરન ફિર ખોલ્યો;
દ્વે હુ દ્વે દ્વે અધ્યાય કે, ભગવદ આશ્રય ત્રય કહી સકે. ૨૧
શબ્દાશ્રય ફિર તિન અધ્યાય, અર્થાશ્રય હુ ત્રય સુખદાય;
દ્વેચાલિસ પ્રકરન અદભુત, તામેં દસ લઘુ અંતરભૂત. ૨૨
ત્રિશત બત્રીસ સબ અધ્યાય, ઔર મતાંતર તીન કહાય;
શ્લોક સબેં દસ આઠ હજાર, સ્કંધ બાર તામે નિસ્તાર. ૨૩
છહુતર સહસ્ર અરૂ લખ પંચ, બરન સકલ મિલિ બીચ ન રંચ;
શ્રીભાગવત સબ બસ્તુ અનુપ, દયાનાથ શ્રીકૃષ્ણ સ્વરૂપ. ૨૪

## દોહા.

કહે ઇકિઠે નામ સબ, અબ ઇનકોં ફેલાવ;
જહાં જાહીકો ઠોર હેં, વહાં વાહીકો ભાવ. ૨૫

## પ્રથમસ્કંધ.

## છંદ રોલા.

અબ કહુ પ્રથમ સ્કંધ, અનુક્રમ સુનુ રસ સ્વાદી;
હેં ઉન્નિસ અધ્યાય, હીન પ્રકરન હે આદિ. ૧
પ્રથમ પ્રથમ અધ્યાય, પ્રશ્ન શૌનક ઋષિ કીનો;
પ્રથમ અપરમેં સૂત પુરાનિ, શુભ ઉત્તર દીનો. ૨
ભક્તિયોગ ઉત્કર્ષ, કહ્યો સબ તેં હરિ રાજી;
પ્રથમ તૃતીય ઔતાર, કહે ચોઇસ જો શ્રીજી. ૩

૨ અપરમેં-બીજા અધ્યાયમાં. ૩ ઔતાર—અવતાર.

ભયો તીનકો હીન, તીનકો મધ્યમ આની;
પ્રથમ ચતુર અધ્યાય, વ્યાસ ચિંતાતુર જાની. ૪
મેરે પરમાનંદ, વહાં નારદ મુનિ આયે;
પ્રથમ પંચ મુનિ વ્યાસ, વિમલ ઉપદેસ બતાયે. ૫
શ્રીભાગવત કરો તુમ, પ્રગટ તાપ બુઝી જાઇ;
વ્યાસે હોન પ્રતીતિ, અપની ગાથા ગાઇ. ૬
પ્રથમ ષષ્ટમે નારદ, નિજ વૃત્તાંત સુનાયો;
પૂર્વ ત્યાગી તનુ અપર, જન્મ હો હરિપદ પાયો. ૭
અબ ઉત્તમાધિકાર, તેર અધ્યાકોં પ્રકરન;
પ્રથમ સપ્તમે અશ્વત્થામા પીડે હરિજન. ૮
કૃપાસિંધુ શ્રીગિરિવરધર, નિજ જન ગન રાખ્યોં;
પ્રથમ અષ્ટમે ગર્ભ, ઉત્તરા રચ્છન ભાખ્યો. ૯
કુંતાજૂ શુભ સ્તવન, રિઝાયે શૈલધરનકું;
પ્રથમ સુ નવમેં રાય, યુધિષ્ઠિર ખેદ હરણકું. ૧૦
ભીષ્મપિતામહ મુખ દ્વારા, ઉપદેસ કરાયે;
ધર્મ અનેક પ્રકાર, કૃષ્ણ જનતાપ નસાયે. ૧૧
પ્રથમસુ દશમે રાય, યુધિષ્ઠિર રાજ બઠારે;
આપ દ્વારિકાધીશ, દ્વારિકાપુરી પધારે. ૧૨
પ્રથમ ગ્યારમેં સગે સુહૃદ, મિલિકે સુખ દીને;
જથા જોગ્ય જગનાથ, સબન મન રંજન કીને. ૧૩
પ્રથમ બારમેં ભગવતભક્ત, પરીચ્છત ભૂપા;
જન્મસુ વરનન કીયે, પવિત્ર ચરિત્ર અનુપા. ૧૪
પ્રથમ તેરમેં સકલ તીરથ કરી, વિદુર પધારે;
આયે હસ્તિનાપુર મિલિ, સબ જન તાપ નિવારે. ૧૫

---

૬ હોન–થવાને માટે. ૯ ગન–ગણુ–સમુદાય. ૧૦ શૈલધરન–કૃષ્ણ. ૧૨ બઠારે–બેસાડયા.

ધૃતરાષ્ટ્ર ગાંધારી, લીયેં ગયે ઉત્તરપથ સદ;
કીયે યોગ અભ્યાસા, દંપતી પાયે મોક્ષપદ. ૧૬
પ્રથમ ચૌદમેં રામ યુધિષ્ઠિર, પાય ખેદ અતિ;
ભયે બહુત ઉતપાત, દેખિકેં ભ્રમિત ભયી મતિ. ૧૭
એક સમે અર્જુન, દ્વારિકા પુરિતેં આયે;
દેખ્યો મુખ દુખ છયો, કછયું બોલન નહિ પાયે. ૧૮
પૂછે બહુતક પ્રશ્ન, કરી કિતનિક આશંકા;
પ્રથમ પંચદશ પારથ, બચન કહે દુઃખ અંકા. ૧૯
ભયો સકલ યાદવકુલકો ક્ષય, સુનિ વૃત્તાંત યહ;
પરીચ્છતકો રાજ્યાસનપે, બેઠાય તજ્યો ગૃહ. ૨૦
ગયે ઉત્તરા પંથ મિલિ, પાંડવ પાંચહુ સબ;
પ્રથમ સોલમેં કથા ભઈ, કા સો બરનું અબ. ૨૧
ભૂપ પરીક્ષિત્ કરન, દિગ્વિજય નિકસે જબહી;
ધર્મરાય યુગ કલિ, લખ્યે તીનો તહાં તબહી. ૨૨
પ્રથમ સપ્ત દશમે નૃપ, કલિકો શિક્ષા દીની;
કીયો દૂર દેઅંન, ધરમકી રક્ષા કીની. ૨૩
પ્રથમ અષ્ટ દશમે, ભગવતઇચ્છા સબ લેખો;
બ્રહ્મપુત્રતેં શાપ, ભયો ભૂપતિકો દેખો. ૨૪
પ્રથમુન્નિસમેં રાજ, સમસ્ત ત્યાગ કરીકેં ઝટ;
બેઠે વિષ્ણુરાત, જાય શ્રીગંગાજી તટ. ૨૫
વહાં આયે સબ ઋષિ, રૂ શ્રીશુકદેવ પધારે;
પૂછયો નિજ કલ્યાન, રાજ ઋષિપદ શિર ધારે. ૨૬

---

૧૬ ઉત્તરપથ—ઉત્તર દિશાને માર્ગે. સદ—સારો.

૨૫ પ્રથમુન્નિસમે—પ્રથમ સ્કંધના ઓગણીશમા અધ્યાયમાં. વિષ્ણુરાત—પરીક્ષિત.

## દોહા.

પુરન ભઈ અનુક્રમનિકા, પ્રથમ સ્કંધ પ્રકાશ;
દયા દયા પર દયાનિધિ, કીની લહિ નિજ દાસ. ૨૭

# દ્વિતીયસ્કંધ.

## દોહા.

સુનો દ્વિતીય સ્કંધ હે, દશ અધ્યા વિસ્તાર;
કહિયત લીલા ગ્યાન યહ, પ્રકરન તીન પ્રકાર. ૧

## છંદ રોલા.

પ્રકરન તત્વગ્યાન, પ્રથમ અધ્યા દ્વે કહિયે;
દ્વે પુનિ હૃદય પ્રસાદ, મનન ષટ્ ક્યોંહે લહિયે. ૨
દ્વિતીય પ્રથમ મેં સાંખ્ય, યોગ ગ્યાનસુ હે ગાયો;
સ્થૂળરૂપ ભગવંત, વિશ્વમય ધ્યાન બતાયો. ૩
દ્વિતીયમેં સૂક્ષ્મ ધ્યાન, કહ્યો ભગવંતા;
પ્રકરન હૃદય પ્રસાદ, દોયકો સુનુ અબ સંતા. ૪
દ્વિતીય તૃતીયમેં ઉતપત, સબ દેવનકી ભાખી;
સકલ સકામિક આદિ, વાત સબસુ હુ કે' દાખી. ૫
પુનિ યહ નિશ્ચે કહ્યો, છોડી સબ કૃષ્ણ ઉપાસે;
સકળ કામના પૂર્ણ, હોય સબ સંકટ નાસે. ૬
દ્વિતીય ચ્યારમેં કીયો, મંગલાચરન અનૂપા;
શ્રીશુકમુનિ કિય સ્તવન સુ, શ્રીપુરૂષોત્તમ રૂપા. ૭
ષટ્કો તિસરો મનન, વિભાગ દોય હે તામે;
ઉત્પત્તિ ઉપપત્તિ, વરનન બનિહે જામે. ૮
દ્વિતીય પંચમમેં નારદ, વિધિ સોં પ્રશ્ન જુ કીને;
સો સબકે પ્રતિઉત્તર, વિધિને વિધિવત દીને. ૯

અધ્યાત્મ પંચીકરન, ધ્યાન સ્થૂલ સૂછમકો;
બ્રહ્મદેવ સબ કહ્યો, ન અંસ રહે મુનિ ભ્રમકો. ૧૦
દ્વિતીય ષટ્મે અષ્ટ, રૂપ વૈરાજ્ય બતાયે;
સબ ઉત્પત્તિ શ્રીજીસેં, ભઈ સો સબ ગાયે. ૧૧
દ્વિતીય સપ્તમેં ચતુરવિંશ, અવતાર સહેતુ;
સકર્મ બરનન કિયે, કૃષ્ણકે ભવ દધિ સેતુ. ૧૨
દ્વિતીય આઠતેં અબ, ઉપપત્તિ પ્રકરન કહાયો;
સુરમુનિ જો જો પ્રશ્ન, કિયે સબ બેધા ગાયો. ૧૩
દ્વિતીયસુ નવમેં શ્રીપ્રભુ, નાભિનલિનતેં ધાતા;
અપની ઉત્પત્તિ કહી, ઔર કથા સુખદાતા. ૧૪
ચતુર શ્લોકી શ્રીભાગવત કીન ઉપદેસા;
હિરનગર્ભ વહ નારદ, સુતકો કહ્યો અશેષા. ૧૫
નારદ વ્યાસેં કહ્યો, વ્યાસતેં શુકજી જાન્યો;
શ્રીશુકને સો વિષ્ણુરાત લહિ પાત્ર વખાન્યો. ૧૬
દ્વિતયસુ દસમેં આધિભૌતિક સુરૂપ બતાયો;
અધ્યાત્મક આધિદૈવિક, આછેં સમુઝાયો. ૧૭

દોહા.

પૂરન દ્વિતીય સ્કંધકી, અનુક્રમનિકા બખાની;
શ્રીગિરિધર કરી કૃપા, દઈ દયાકો બાની. ૧૮

તૃતીયસ્કંધ.

દોહા.

અબ કહુ તૃતીય સ્કંધકે, હે તેતિસ અધ્યાય;

૧૧ વૈરાજ્ય—વિરાટ્ સ્વરૂપનો મહિમા. ૧૨ સહેતુ–કારણ સહિત. ૧૩ બેધા—બ્રહ્મા. ૧૪ નાભિનલિનતેં–નાભિમાં ઊગેલા કમળમાંથી. ૧૭ દ્વિતય–બીજો ( સ્કંધ ). આધિભૌતિક–પંચભૂતથી થયેલું. સુરૂપ–

લીલા સરગ પ્રકરન પરૂ, ધુર અધિકાર સુગાય. ૧

## છંદ રોલા.

તૃતીય પૂરવમેં બિદુર, તિરથ યાત્રા કરિ આયે;
શ્રીયમુનાતટ મિલત ભયે, ઉદ્ધવ શુચ પાયે. ૨
તૃતીય દ્વિતીયમેં ઉદ્ધવ, વિદુરજીકોં સુખ દીને;
શ્રીકૃષ્ણજીકે બાલચરિત્ર સુવરનન કીને. ૩
તૃતીયમેં શ્રીકૃષ્ણ રાસલીલા કહે દીની;
તૃતીય ચતુર પ્રભુ પ્રભાસ લીલા બરનન કીની. ૪
પાછેં ઉદ્ધવજી ઉતરાપથ ધાયો ધારે;
ગુનાતીત અબ અપર, દોય અધ્યા સુનુ પ્યારે. ૫
તૃતીય પંચમેં બિદુરજુ, ગંગાદ્વાર સધાયે;
મા'નુભાવ મૈત્રેય, મુનિનસો મિલવો પાયે. ૬
પ્રશ્ન બિદુર કિય કહો, કૃષ્ણ માયાકો રૂપા;
તૃતીય ષષ્ટ મુનિ સો, પ્રતિઉત્તર કથ્યો અનૂપા. ૭
તિસરો પ્રકરન સગુન, તીન અધ્યાય બતાયો;
તૃતીય સપ્તમે વિદુર, પ્રશ્ન ફિર ઔાર ઉઠાયો. ૮
હરિ ઔાતાર ચરિત્ર કથા, પૂછી મુદ ધરી મન;
તૃતીય અઠ મૂળ પુરૂષતે, ઉતપત બિધિ કહિ મુનિજન. ૯
તૃતીય નોમે બ્રહ્માને, શ્રીજીકી સ્તુતિ કીની;
દરસ દિયે પરમેષ્ઠી, 'સૃષ્ટિકુરૂ' આય સુદીની. ૧૦

---

સ્વરૂપ. અધ્યાત્મક-આત્મા સંબંધી. આધિદૈવિક-દેવસંબંધી. આછે-સારી રીતે.

૧ સરગ-સર્ગ. ધુર-અધિકાર-પ્રથમ અધિકાર. ૫ ધાયો ધારે-જવાનું ધારે છે. ૯ અઠ-આઠમા અધ્યાયમાં. ૧૦ નોમે-નવમામાં. પરમેષ્ઠી-બ્રહ્મા. કુરૂ—કર. આય-આજ્ઞા.

ચોથો પ્રકરન કાલ દાયકો તૃતી દસમે લહી;
કાલાત્માકી બહુ પ્રકારકી પશુ સૃષ્ટિ કહી. ૧૧
તૃતીય ગ્યારમેં કાલ પ્રમાનુકી ગતિ ભાખી;
પંચમ પ્રકરન જીવ અબ નોકો સુનિ અભિલાખી. ૧૨
તૃતીય બારમેં બ્રહ્મઅંગ સૃષ્ટિ સુબખાની;
સનકાદિક મહાદેવ મરિચ્ચાદિક દસ જાની. ૧૩
સરસ્વતી કન્યા સ્વાયંભૂ મનુ શતરૂપા;
તૃતીય તેર બારાહજુકો પ્રાકટ્ય અનૂપા. ૧૪
તૃતીય ચતુર્દશ ભવિષ સુરતિરસ દીતી ભીની;
નિજપતિપેં વિન સમયહુ રતિ પ્રારથના કીની. ૧૫
તૃતીય પંચદશ બૈકુંઠમેં ચતુસ્સન આયે;
હરિ ઇચ્છા જય વિજય શાપ વિનહીતેં પાયે. ૧૬
તૃતીય ષોડશ સનકાદિક પાયે હરિ દરશન;
તૃતીય સપ્તદશ હિરણ્યાક્ષ વારાહજુ યુધ્ધ ઘન. ૧૭
તૃતીય અષ્ટાદશમે ચરિત વેહી હે ગાયે;
તૃતિ ઉન્નિસ હરિ હિરણ્યાક્ષ હતિ ક્ષિતિ લે આયે. ૧૮
તૃતીય બીસમેં શ્રીવારાહજુ દિવ્ય સુરૂપા;
શુદ્ધ યજ્ઞમય કહ્યો સ્તવન પુનિ કિયો અનૂપા. ૧૯
અવ ખૂટચો પ્રકરન, તત્વ અધ્યાય તેરકો;
તામે હે દ્વૈ ભેદ પ્રકટ કહીહે ન બેરકો. ૨૦
તૃતીય એકવિસમે, મનુ સ્વાયંભુવ જો અપની;

---

૧૧ તૃતી–તૃતીય. ૧૨ નોકો –નવનું. ૧૪ બારાહજુકો–વરાહજી.
૧૬ ચતુસ્સન–સનક, સનંદન, સનાતન અને સનત્કુમાર, એ ચાર 'સન' કહેવાય છે, તે. વિનહિતે–એમનાથી.
૧૭ ઘન–સજડ–ગાઢું. ૧૮ વેહી–એજ (વારાહજીનું). હતિ–હણીને.

દેવહૂતી કન્યાય, સુરૂપ કળા મનુ તપની. ૨૧
દેવેકૌ ઋષિ કર્દમકી, પ્રારથના કીની;
તૃતીય બાઇસિમેં ફિરે, પ્રજાપતિ દુહિતા દીની. ૨૨
તૃતીય તેઇસ કર્દમ અપને યોગાભ્યાસ બલ;
પ્રકટ કિયો બૈભવ બિમાન સ્થિત અતિ સુખ નિરમલ. ૨૩
દેવહૂતી દરસાય પ્રજા ફિર ઉપજી ધન્યા;
પ્રચુર પ્રજાકો મૂલ પ્રથમ પ્રકટી નોં કન્યા. ૨૪
તૃતીય ચોઇસિ શ્રીકપિલદેવ જુ જન્મ સુગાયો;
નોં કન્યા ઉદબાહુ યથા બિધિ સોહુ સુનાયો. ૨૫
તા પાછેં મુનિ કર્દમ સબ તજિ બનમેં આયે;
ફિર સાધન કિય શુદ્ધ ચિત્તસુ પરમગતિ પાયે. ૨૬
તૃતીય પંચઇસ શ્રીકપિલદેવ જનની સુખ દીનો;
સાંખ્યયોગ અધ્યાત્મ ગ્યાન ઉપદેશસુ કીનો. ૨૭
તૃતીય ષટ્ઇસ સતાઇસ લગ, તત્વ સાંખ્ય બરનન;
કપિલ મુનિને કિયો સુ અપની અંબાકે સન. ૨૮
તૃતીય અઠઇસ સુનિ યોગ ધ્યાન જો સ્વરૂપ કહ્યો હે;
સો સ્વરૂપ કહે દિયો, નાથ માતાસુ લહ્યો હે. ૨૯
તૃતીય ઉન્નતિસમે ભક્તિ, યોગ ભલ બરનન કીનો;
તૃતીય ત્રિંશમેં કર્મવિપાકહુ વરની લીનો. ૩૦
તૃતીય એકતિસમેં જીવ અવસ્થા ગ્રભમે આયો;
તબતેં સબ બરતાંત જુ જન્મ મરન લોં ગાયો. ૩૧

---

૨૧ સુરૂપ ઈ૦—મનુના તપની સુંદર રૂપની કળા હોય તેવી હતી.

૨૪ પ્રચુર–બહુ. નોં–નવ. ૨૮ ષટ્ઇસ—છવીશ. અંબા–મા. સન–સન્મુખ. ૩૦ કર્મવિપાક–કર્મનાં ફળ.

તૃતીય બત્તિસમેં ગ્યાન ભક્તિ ભલ પદ્ધત્તિ ગાઇ;
તૃતીય તેંતિસ તારો દેવહૂતી સિદ્ધપદ પાઇ. ૩૨
કપિલદેવતા પાછે ઉત્તરપંથ પધારે;
પૂરન તત્વ પ્રકરન ત્રિદસકો વરન્યો પ્યારે. ૩૩
યામે હે દ્વ ભેદ ચ્યાર અધ્યા જુ આદિ;
પુરૂષમુક્તિકો હે પ્રકાર સુનિ લે રસ સ્વાદી. ૩૪
તદુપરાંત અધ્યાય જુ નોસો વિધિ સ્ત્રી મુક્તિ;
કહી ગાથા સંક્ષેપ કૃષ્ણ જન સમુઝયો યુક્તિ. ૩૫

દોહા.

અતિ સુંદર અનુક્રમનિકા, પૂરન તૃતીયસ્કંધ;
પડત સુનત જન કહે દયો, રહે ન આધિ અઘ ગંધ. ૩૬

## ચતુર્થ સ્કંધ

દોહા.

સુનો ચતુરથ સ્કંધકે, ઇકતિસ હેં અધ્યાય;
બિસરગ લીલા જાનિયે, પ્રકરન ચ્યાર કહાય. ૧

છંદ રોલા.

ધર્મ અર્થ અરૂ કામ મોક્ષ પ્રકરન ચો નામા;
પહિલો પ્રકરન ધર્મ સપ્તકો અતિ અભિરામા. ૨
દક્ષપ્રજાપતિ જાની, લેહુ યાકે અધિકારી;
ચતુર પ્રથમ મનુ કન્યા, વંશ કહ્યો વિસ્તારી. ૩
તામે સોમ રૂ દત્તાત્રેય, દુરવાસા નારદ;
નારાયણ ઇત્યાદિક જન્મ કહે સુખશારદ. ૪
ચતુર અપરમે વિશ્વસૃજ્યા કો યજ્ઞ હતો જ્યાં;

---

૩૫ તદુપરાંત—તે ઉપરાંત. નોં—નવ.

દક્ષપ્રજાપતિ બની ઠણી, ગર્વભરે આયે ત્યાં. ૫
સકલ સભા સ્થિતને, વહાં ઊઠી આદર કીનો;
ઊઠે નહિ શ્રીમહાદેવ લખી રીસ રસ ભીનો. ૬
તાતેં ભયો પરસ્પર વિરૂદ્ધ શાપ જુદીને;
ચતુર્થ તૃતીયમેં દક્ષ યજ્ઞ જાતે સબ ચીને. ૭
દેખી જનકકે જઇએ ભઈ સતીજુકી મરજી;
નાથ નિવેદન કરી વાત શંકર તબ બરજી. ૮
ચતુરા આદેશ ઉલંઘી જુ પિતુ કે દોરી;
પાઈ ખેદ તાતેં જાત હી, સતીને દે' છોરી. ૯
ચતુઃપંચમે નારદ મુનિ, શંભુ ઢિગ આયે;
સમાચાર સબ સતી સંબંધી સમ્યક કરી ગાયે. ૧૦
સુનત કોપી શિવ ગનસમૂહ પઠવાઈ દિયોહે;
દૂત દ્વારહી દક્ષયજ્ઞ વિધ્વંસ કિયો હેં. ૧૧
ચતુરથ ષટ્મેં બ્રહ્માદિક સબ સુર મિલિ આયે;
સ્તવન નમન કિય સમાધાન, મહાદેવ મનાયે. ૧૨
ચતુરથ સતમે દચ્છ યજ્ઞ પૂરન કરવાયો;
પાછેં સબ મિલિ સ્તવન કૃષ્ણકો ગુનગન ગાયો. ૧૩
અબ દુસરો પ્રકરન્ન અર્થ અધ્યાય પાંચકો;
ધ્રુવચરિત્ર જામેં સુની અંસન રહે આંચકો. ૧૪

---

૫ વિશ્વસૃજ્યાકો—દેવોનો. ૮ જનક ( સતીનો )—દક્ષ. બરજી—તજી ન જશો એમ કહ્યું. ૯ આદેશ—આજ્ઞા ( શિવની ). પિતુકે—પિતા દક્ષને ઘેર. દોરી—દોડી ગઇ.

૧૦ ઢિગ—પાસે. ૧૧ વિધ્વંસ–નાશ. ૧૩ દચ્છ–દક્ષ. ૧૭ નિદેશ ( નિર્દેશ)—આજ્ઞા.

ચતુરથ આઠ ઉત્તાનપાદકો, વંશ જ્યું ગાયો;
અપરમાત દુર્વચન સુન ધ્રુવજીય દુઃખ પાયો. ૧૫
શ્રીયમુનાતટ જાય, અરન્ય મહાતપ કીનો;
ચતુરથ નોં શ્રીકૃષ્ણ કૃપા કરી દરશન દીનો. ૧૬
ઇચ્છા તેં બર અધિક દિયો ધ્રુવ ધ્રુવપદ પાયે;
નાથનિદેસ ચઢાય શીશ ધ્રુવજી ઘર આયે. ૧૭
ચતુરથ દસમેં ધ્રુવબંધુ ઇકિ ઉત્તમ નામા;
બન મૃગયાકો ગયો, હન્યો કોઈ યક્ષ જુ બામા. ૧૮
ભ્રાતબૈર નિમિત્ત આપ, ધ્રુવજી અભિરામા;
અધિપતિ યક્ષ કુબેર, કીયો તાસુ સંગ્રામા. ૧૯
ચાર ગ્યારમેં આપ, મનુનૃપ ધ્રુવપેં આયે;
કીયો યુદ્ધ તેં સમાધાન, સુત સદન પઠાયે. ૨૦
ચતુર બારમેં ધ્રુવ, પરિપૂરન રાજહુ કીનો;
સો સબ સુતકો સોંપી, આપ અચલિત પદ લીનો. ૨૧
તથા જુ ધ્રુવકી જનની, સોહુ પરમપદ પાઈ;
તૃતીય કામ પ્રકરન, અબ ગ્યારેકો સુનિ ભાઈ. ૨૨
પ્રથુરાજા તામે, અધિકારી ચરિત સુહાવન;
ચતુરથ ત્રિદશ ધ્રુવકો, બંશ સુરબન્યો પાવન. ૨૩
ચતુર્ચતુર્દશ મહાદુષ્ટ, નૃપ બેનસુ ગાયો;
સો ફિર દુસ્તર બ્રહ્મ શાપતેં, નાસહુ પાયો. ૨૪
ચતુરથ પંધ્રે પૃથ્વી, જન્મ ચરિત્ર લખાને;
ભગવદ્ભક્ત મહાહરિઅંસ, સબે કોઉ જાને. ૨૫
ચતુર સોલતે ઇકિઇસિ લગ, ગુન ઔર ન આયે;
પૃથુરાજાકે પરમ પવિત્ર, ચરિત્રહી ગાયે. ૨૬

---

૧૮ બામા—વાંકા સ્વભાવવાળો. ૨૦ સદન–ઘર.

ચતુરથ બાવિંશમે, સદન સનકાદિક આયે;
સનતકુમારસુ આત્મયોગ પૃથુરાજા પાયે. ૨૭
ચતુર્થ તેઇસિ યોગાભ્યાસ રાજા જુ કીનો;
દેહ ત્યાગ તાસોં કર, પૃથુ જુ પરમપદ લીનો. ૨૮
અબ ચોથો પ્રકરન, મોક્ષ અધ્યાય આઠ કો;
યામે હે દ્વે ભેદ, પુણ્ય હે પર્મ પાઠ કો. ૨૯
એક બ્રહ્મતત્વ દશા, તિન અધ્યાય સાંચ હે;
ઓર કૃષ્ણ સાયુજ્ય કે, સુ અધ્યાય પાંચ હે. ૩૦
ચતુર ચતુરબિંશમે, બંશ પૃથુકો બિસ્તાર્યો;
મિલે પ્રચેતાકો શિવ રૂદ્ર ગીત ઉચાર્યો. ૩૧
ચતુર પચીસ નૃપ પ્રાચીન, બર્હિષકો મિલિ નારદ;
કથન કિયો આખ્યાન, પુરંજનકો ભવપારદ. ૩૨
અષ્ટવિંશલોં એહી કથા, બરની નૃપ યાંહી;
સુનિ નિ:સંશે ભયો, ચતુર ઉનતિસકે માંહી. ૩૩
સુરઋષિકો ઉપદેશ સાર અંતરમેં લાયે;
કપિલાશ્રમમેં ગયે ભૂપ વાં સિદ્ધિ પાયે. ૩૪
ચતુર ત્રીસ બરદિયો પ્રસન્ન પ્રચેતા શ્રીજી;
કર્યો રાજ અયુતાબ્દ ઔર શાસન દિન રીજી. ૩૫
ચતુર્થ ઇકતિસ નાથ પ્રચેતા નાં મિલાયે;
ભગવત વાત સુનાઇ દસોં અમૃતપદ પાયે. ૩૬
ઇતની કથા મુનિ મૈત્રીતેં બિદુર શ્રવન કરી;
આયે હસ્તિનાપુરમેં ભગવત રસ હૃદયા ભરી. ૩૭

---

૩૨ ભવપારદ—સંસારમાંથી પાર ઉતારનારૂં. ૩૪ સુરઋષિ—નારદ.
૩૫ અયુતાબ્દ-દશ હજાર વર્ષ. શાસન—શિક્ષા–આજ્ઞા.
૩૭ મૈત્રી—મૈત્રેય.

### દોહા.

ચતુરથ સ્કંધકી ભઇ, અનુક્રમનિકા પરિપૂર્ન;
પઠન સુનતહી કેં દયો, પાપ તાપ સબ ચૂર્ન. ૩૮

## પંચમ સ્કંધ.

### દોહા.

પંચમ સ્કંધ સુનિયે અબે, જો હે લીલાસ્થાન;
હે ષટ્વીસ અધ્યાયકો, પ્રકરન તીન બખાન. ૧

### છંદ રોલા.

દેશ કાલ અરૂ પ્રનામ ત્રય પ્રકરન લહિયે;
પૂર્વ દસ પ્રકરન અધ્યાય તીન સો કહિયે. ૨
પંચમ પ્રથમ બંશ પ્રિયવ્રતકો શુક મુનિ ભાખે;
સપ્ત સમુદ્ર રૂ સપ્ત દ્વીપ નિરને કહી દાખે. ૩
પંચ અપર આગ્નિધ્રપુત્ર નાં ભયે અનૂપા;
વિષ્ણુરાત સુનિ નાં ખંડકે ભયે હે ભૂપા. ૪
પંચ તીન નૃપ નાભિ પર પ્રભુ પ્રસન્ન ભયે હે;
પરમ કૃપા કરી પુત્રહીકો વરદાન દિયો હે. ૫
અબ દુસરો પ્રકરન ઇકદ્દસ અધ્યાય કાલકો;
જામેં જન્મ ઋષભ ભુજઅંગદ શ્રીભૂપાલકો. ૬
પંચ ચતુર્થ શ્રીઋષભ દેવ પ્રાકટચ કહે હે;
સોંપી નૃપાસન ઇનિકું નાભિ નૃપ મોક્ષ લહે હે. ૭
ઋષભદેવ શતપુત્ર ભયે તીનકે કહુ કાજા;
એકાસી બ્રાહ્મણ, યોગેસ્વર નાં, દસ રાજા. ૮

---

૨ પ્રનામ–પરિણામ. પૂર્વ–પ્રથમ. ૩ નિરને–નિર્ણ
૬ ભુજઅંગદ–હાથના બાજુબંધ જેવો.

પંચમ પંચ રૂ ષટ્ દ્વે ઋષભચરિત્ર કહે હૈ;
પંચ સપ્ત નૃપ ભર્ત પુત્ર ભાખે જુ ભયે હૈ. ૯
પંચમ અષ્ટમેં ભરતભૂપ શુભ ચરિત સુ ગાયે;
મૃગકે સંગ ભયે મૃગ જન્મ સોહુ લય પાયે. ૧૦
પંચમ નૌં જડભરત ચરિત્ર સુ બરનન ભાઈ;
પંચમ દસ રહુગન વિગાર જડભર્ત ચઢાઈ. ૧૧
પંચ ગ્યાર જડભરતે ભૂપત પૂછ્યો ગ્યાના;
બાર તેર દુહુ ભવાટવાદિક બરન બિધાના. ૧૨
પંચ ચૌદ નૃપ આતમવિદ્યા મુનિતેં પાયે;
રહુગન જડભરતકે પ્રતાપ પદ મોક્ષ સધાયે. ૧૩
પંચ પંચદસ સુમતિકો બરન્યો શુભ બંશા;
તાકે બંશ બિષે નૃપ ગય ભયે પુત્ર પ્રસંશા. ૧૪
પંચ સોલમેં ભૂગોલ બરનન ભવ્ય ભયો હૈ;
જંબુદ્વીપ નવખંડ સુમેરૂ પ્રભાવ કહ્યો હૈ. ૧૫
પંચ સપ્તદશ સેવ્ય રૂ સેવક કહે ખંડ સબ;
અષ્ટાદશ ઉન્નિસ લગ બરનન એહી ચરિત અબ. ૧૬
પંચમ બિસમેં સપ્ત સમુદ્ર પ્રમાનસુ ભાખ્યો;
પંચમ ઇકિઇસિ જ્યોતિષચક્ર સુ બરની દાખ્યો. ૧૭
બાઇસ અરૂ તેઇસ લગ એહી ચરિત હે ગાયો;
પંચમ ચોઇસ રાહેકો પરમાન બતાયો. ૧૮
અબ તીસરો પ્રકરન્ન સ્વપ્ન દ્વે અધ્યાયસુ સુનિ;
તામેં હે દ્વે ભેદ જીવાત્મા પરમાત્મા પુનિ. ૧૯
પંચ પંચવિશમે સપ્ત પાતાલ કિયે કથન;

---

૧૧ વિગાર–બિગારી–વાહક(?) ૧૨ ભવાટવાદિક (ભવાટવી આદિક) —સંસારરૂપી જંગલ વગેરે. બરન–વરણુન.

પંચ છઇસમેં અઠાઇસ નરકકો બરનન. ૨૦

દોહા.

પંચમકી અનુક્રમનિકા, પૂર્ન ભઇ સુઅનૂપ;
કયા પઠન રૂચિ શ્રવનતેં, પ્રસન્ન હોય ભવભૂપ. ૨૧

## ષષ્ઠ સ્કંધ.

દોહા.

અબ મુનિ ષષ્ઠ સ્કંધકે, કહે ઉન્નિસ અધ્યાય;
પોષન લીલા જાનિયે, પ્રકરન તીન કહાય. ૧

છંદ રોલા.

નામ ધ્યાન અરચન યહ, ત્રિ પ્રકરન ત્રિ નામા;
પહિલો પ્રકરન નામ તીનકો અતિ અભિરામા. ૨
ષટ્ પૂરવમેં અજામેલ, આખ્યાન બખાન્યો;
ષટ્ દૂજેમેં જમદૂત જોર હરિગનમેં ભાન્યો. ૩
ભગવત નામ પ્રતાપ લખ્યો સહજઈ મુખ આયો;
મહાદુષ્ટ આચરન કિયો તહુ પ્રભુપદ પાયો. ૪
ષટ તીસરે બડ નામ માહાત્મ્ય ફલ તાગ ન લાગે;
ધર્મરાય બરનન કીનો નિજ દૂતન આગે. ૫
જ્યોં બૈષ્ણવ હરિ નામ શ્રવન કીર્ત્તનાદિ હોઇ;
બરજતહુ આજતેં વહાં મત જઇયો કોઈ. ૬
અબ દુસરો પ્રકરન ચૌદ અધ્યાય ધ્યાનકો;

---

૩ હરિગન–હરિના દૂત. ભાન્યો–ભાગ્યો. ૪ સહજઇ—સેહેજ.
૬ બરજતહુ—તજું છું. કોઈ—કોઈ યમદૂત ( ત્યાં ન જશો ).

ષટ્ ચોથેમેં બરન્યો બંશ જુ પ્રચેતાનકો. ૭
કહ્યો દક્ષકો જન્મ કહ્યો મહતપ જો કીનો;
શ્રીહરિ ભયે પ્રસન્ન રૂ સંતતિકો બર દીનો. ૮
ષટ્ પંચમેં દક્ષજુકે જિતનેક પુત્ર ભયે;
નારદકો ઉપદેસ પાય સબ મોક્ષ પાય ગયે. ૯
તવ કોપી દક્ષને શાપ નારદકો દીનો;
ષટ્ ષટ્ કન્યા સાઠ સૃજી સુત પ્રકટ ન કીનો. ૧૦
ફિરજયો જાકો દઈ નામ તિનહુકે ભાખે;
જયો જ્યાકુ સંતાન ભયે સોહુ કહી દાખે. ૧૧
ષટ્ સતમે ઇંદ્રને આપ ગુરૂ બૃહસ્પતિ તજી;
વિશ્વરૂપ ગુરૂ માને શિષ્ય ભયો અંઘ્રિ ભજી. ૧૨
ષટ્ અઠ વિનતેં મઘવા વર્મ નરાયન પાયો;
ષટ્ નોં સુરપતિ વિશ્વરૂપકો માર્યો ગાયો. ૧૩
બ્રહ્માસુરકો જન્મ ભયો ત્વષ્ટાતેં બાચે;
ષષ્ટસુ દસ સુર અસ્થિ દધિચિ ઋષિકે જાચે. ૧૪
દેહ તજી મુનિ દીએ, બજ્ર તાકો બનવાયો;
સો સુરેંદ્ર લે બૃત્રાસુરતેં યુદ્ધકું આયો. ૧૫
ષટ્ એકાદશમેં જુ પરસ્પર, સમયહી યુદ્ધ કે;
બચન પ્રશંસા ભયે બૃત્ર, અરૂ નાયક બુધકે. ૧૬
ષટ્ દ્વાદસમેં શચિપતિ, બૃત્રાસુરકો માર્યો;
બિજય દિયો બૃજરાજ, દાસ લહિ ત્રાસ નિવાર્યો. ૧૭
ષટ્ ત્રિદશમેં હત્યા બ્રહ્મ, ઇંદ્રિકો લાગી;
સો ફિર મખ કરી, મહાપુરૂષ પૂજે જબ ભાગી. ૧૮

૧૩ વિનતેં—તેનાથી (વિશ્વરૂપ પાસેથી). વર્મ નરાયણ—નારાયણ કવચ. ૧૬ નાયક બુધકે-દેવના નાયક-ઇંદ્ર. ૧૮ મખ—યજ્ઞ.

ષટ્ ચૌદ બૃત્રાસુર, પૂર્વજનમ સો ભાખે;
ચિત્રકેતુ હરિદાસ હતો, સોહુ કહે દાખે. ૧૯
ષટ્ પંધ્રે સુતમરનશોક, ભો સો કહી દીનો;
નારદ આયે સમાધાન, નરપતિકો કીનો. ૨૦
ષટ્ ષોડશ સુત બચન સુની બૈરાગ્ય ભયો હે;
સાધન કીનો શુદ્ધ ચિત્ત હરિ દરસ દિયો હે. ૨૧
ષટ્ સત્તર ચિત્રકેતુ બેઠી બિમાન સધાયે;
જા પહોંચે કૈલાસ શાપ ઉમયાતેં પાયે. ૨૨
તિસરો અરચન પ્રકરન દ્વે અધ્યાય લહ્યો હે;
ષટ્ અષ્ટાદશ પુત્ર અદિતિ વંશ કહ્યો હે. ૨૩
અરૂ દિતિ સુતકોહુ બંશ ફિર ભયે મરૂતગન;
ઉન પંચાસહુ દિયે ઇંદ્રકો ભયો સુબરનન. ૨૪
ષટ્ ઉન્નિસમેં કથ્યો પુંસબૃતકો બિધાન સબ;
હરિ પ્રસન્ન તબ સહજ લાભ અતિકા તબકા અબ. ૨૫

દોહા.

યહ ષષ્ઠમ અનુક્રમનિકા, ભઇ પૂરન ગુરૂ ઓજ;
પઠત દયાકો પ્રિય ભયે, બૃજપતિચરન સરોજ. ૨૬

સપ્તમ સ્કંધ.

દોહા.

સપ્તમ લીલા કુતિ યહ, દસ રૂ પંચ અધ્યાય;
પ્રકરન પૂરે તીન હે, દેતહુ નામ બતાય. ૧

છંદ રોલા.

અસદ્વાસના એક, દ્વુતિય સદ્વાસન આંહી;

૨૦ ભો–ભયો. ૨૪ મરૂતગન વાયુઓનો સમુદાય. ૨૫ પુંસબ્રત–પુત્રપ્રાપ્તિનું વ્રત.

સદ્દાસના તૃતીય, પ્રથમ પંચકો કહાહી. ૨
સપ્ત પ્રથમ જય બિજય શાપ કારન ઉચાર્યો;
સપ્ત દુસરમૈ સુન્યો હિરણ્યાક્ષકું હરિ માર્યો. ૩
સો સુનિકે બડ શોક ભયો માતા જો દિતિ;
સમાધાન કિય પૂર્વાખ્યાનસુ યજ્ઞ પ્રતીતિ. ૪
સપ્ત તીનમેં બંધુ વૈર, લેવેકે કારન;
હિરણ્યકશ્યપુ તપ કીનો અકથિત મા'દારૂન. ૫
બિધાતા ભયે પ્રસન્ન માગી કહિ હમ બરદાતા;
જ્યો જ્યો બિધિ વર માગે સો સબ દિયે વિધાતા. ૬
સપ્ત તુર્યમેં હિરણ્યકશ્યપુ રાજ્ય કિયો હે;
સબ બૃંદારક બૃંદ તુર ભજાય દિયો હે. ૭
પુત્ર ભયે ફિર ચાર, તીનકો કામ કહાહે;
તુર્ય પ્રકટ પ્રલ્હાદસુ ભગવદ્‌ભક્ત મહાહે. ૮
સપ્ત પંચ પ્રલ્હાદ ગુરૂકે પઠન પઠાયે;
ગુરૂસુત પઠવે ઓર આપ મન એક ન લાયે. ૯
પઠે પ્રકટ પ્રલ્હાદ કૃષ્ણ હરિ બિન ન રંચહે;
સદ્દાસના દુતિય પ્રકરણ અધ્યાય પંચ હે. ૧૦
સપ્તમ ષટ્‌મેં ગુરૂઘર જીતને બાલક આવે;
તિનકો કહિ પ્રલ્હાદ તત્વ હમ તુમે સિખાવે. ૧૧
સબહી આલપંપાલ પઠો કા યહ દેહુ ડારી;
રામ કૃષ્ણ ગોબિંદ ગુપાલ પઠો સુખકારી. ૧૨
સપ્ત સપ્તમેં લરિકન સબ પૂછ્યો પ્રલ્હાદા;

---

૬ બિધાતા (વિધાતા)–બ્રહ્મા. ૭ તુર્ય–ચોથો (અધ્યાય). બૃંદારક (વૃંદારક)–દેવ. વૃંદ–સમૂહ. તુર–(તૂર્ણ)—જલદી.

તુમ કાંતેં પાયે કહુ શ્રીકૃષ્ણામૃત સ્વાદા. ૧૩
તબ બોલે પ્રલ્હાદ સુનો હમ એસે પાયે;
મેં માતાકે જઠર હતો જબ નારદ આયે. ૧૪
વિન મો અંબાકો ઉપદેસત તત્વ બખાન્યો;
હો સમીપ અતિ ગર્ભ બિખે તાતેં મેં જાન્યો. ૧૫
સપ્ત આઠમેં પરમ ભક્ત પ્રલ્હાદે દેખી;
દુષ્ટ જનક અતિ ક્રોધ કિયો ભય દિયો બિસેખી. ૧૬
શ્રીનૃસિંહજી પ્રગટે ખંભહિતેં તત્ખેવા;
કનકકશ્યપુ નખતેં બિદારી લે સ્તુતિ સબ દેવા. ૧૭
સપ્તમ નવ પ્રલ્હાદ કરિ સ્તુતિ પ્રેમશુ ભીજી;
લિયો ભક્ત ઉત્સંગ પ્રસન્ન ભયે અતિ શ્રીજી. ૧૮
સપ્તમ દસ બરદાન ભક્તિ ઇક સ્તોત્ર દિયો બર;
રાજ્યાસન બેઠાયો આપ પ્રસાદ કૃપા કર. ૧૯
અરૂ મયનામા અસુર ત્રિપુર લાયો સુરરાયે;
તૃતીય સદસદ્દાસના પંચ અધ્યાયસુ આયે. ૨૦
સપ્ત ગ્યારમેં ચારો વરન કહે જો કરમા;
સપ્ત બારમેં બ્રહ્મચારી બાનપ્રસ્થ ધરમા. ૨૧
સપ્ત તેરમેં પતિ ધરમ ભલભાતિ બતાયો;
અરૂ અજગર પ્રલ્હાદ ભયો સંવાદ સુગાયો. ૨૨
સપ્ત ચતુર્દશ ગૃહસ્થાશ્રમકો ધર્મ બખાન્યો;
સો પાયે કલ્યાન જાહિને રૂઢ કરિ માન્યો. ૨૩
સપ્ત પંચદશ ઉત્તમ મધ્યમ ઓર કનિષ્ઠા;

---

૧૩ લરિકન–છોકરાં. ૧૫ વિન–તે (નારદ). મો ( મારી ). અંબા–મા.
૧૭ કનકકશિપુ–હિરણ્યકશ્યપ.
૨૧ કરમા–કર્મ. ચારે વર્ણનાં કર્મ કહ્યાં છે.

સબ પ્રકારકે ધરમ કહે માનત નહિ ભ્રષ્ટા. ૨૪

દોહા.

સપ્તમકી સંપૂર્ણ ભઇ અનુક્રમનિકા અનુપ;
દયારામ કે'જો સુને સો ન પરે ભવકૂપ. ૨૫

## અષ્ટમ સ્કંધ.

દોહા.

અષ્ટમ સ્કંધ સુનો, ચોઇસ અધ્યા સાર;
મનબંતર લીલા લહો, પ્રકરન જામેં ચાર. ૧

છંદ રોલા.

તામસ રાજસ સાત્વિક, ભક્તિ હે યહ ચ્યારો;
પહિલો પ્રકરન તામસ ચોં અધ્યાય બિચારો. ૨
અઠ પૂરવમેં સ્વાયંભુવ સ્વારોચિષ કહિયે;
ઉત્તમ તામસ યહ સબ નામ મનુકે લહિયે. ૩
અષ્ટ અપરમેં ગજેંદ્રકો ગ્રાહનેં ગ્રહ્યોહે;
અઠ તીજેં હરિસ્તુતિ કરી જબ દીન ભયોહે. ૪
સો સુનકે પ્રભુ દીનબંધુ દારેહીં આયે;
તુરત ગ્રાહકો મારી કૃપાલ ગજેંદ્ર છુડાયે. ૫
અઠ ચોં ગ્રાહ ગજેંદ્ર પૂરવકે જન્મ કહેહે;
શ્રીહરિ પરસ પ્રતાપ દોહુ જન મોક્ષ લહેહે. ૬
અબ દૂસરો સાત્વિક પ્રકરન અધ્યાય દસ લહે;
અઠ પંચમમેં રૈવત મનુ ચાક્ષુષમનુ કહે. ૭
જામે અમૃત મથન નિમિત્ત અમર સબહી જુરિ;
ક્ષિરસાગર તટ જાય સ્તુતિ કીની હે શ્રીહરિ. ૮

---

૩ અઠ–આઠમો સ્કંધ. પૂરવ–પેહેલો (અધ્યાય).

અઠ ષટ્ શ્રીપ્રભુ પ્રસન્ન ભયે બરદાન દિયો હે;
મિલે સુરાસુર મંદ્રાચલ ઊઠ્યો ન ગયો હે. ૯
દુખિ લખિ આર્તત્રાણ તુરત ગરૂડારૂઢ આયે;
મંદર પરન સુપરન ધરી સાગરતટ લાયે. ૧૦
અઠ સતમેં કૂર્માવતાર ધરી મથન કરાયો;
પ્રથમ મહાવિષ નિકર્યો સો શિવજીકુ પાયો. ૧૧
અષ્ટ અષ્ટમેં રત્ન ચૌદ નિકસે ન ડગે હે;
સુધાપાનકે સમય સુરાસુર લરન લગે હે. ૧૨
તબ પ્રભુ માયા અધિપ, મોહની રૂપહી લીનો;
અસુર બૃંદ સબ આપ, અતિશય મોહિત કીનો. ૧૩
અઠ નોં અમૃત અમર, અખિલ કરાયો પાના;
દૈત્ય પરોસન સમય ભયે, હરિ અંતરધાના. ૧૪
અષ્ટમ દશમે દેવાસુર સંગ્રામ કહ્યો હે;
અષ્ટ ગ્યારમેં મા'દારૂન ફિર યુધ ભયો હે. ૧૫
અષ્ટ બાર મોહની સ્વરૂપ લખિ શિવ મોહિત ભયે;
અષ્ટ તેર અધ્યાય વિષે વૈવસ્વત મનુ કહે. ૧૬
જિનકે રાજ્યમેં શ્રીબામનજી પ્રગટે ભાખે;
ભવિષ્ય મનબંતર આગે હોને કહે દાખે. ૧૭
કૌન કૌનસેં તાકે નામ કહતહો બરની;
સાબરની અરૂ દક્ષસાબરની બ્રહ્મસાબરની. ૧૮
ધર્મસાબરની રૂદ્રસાબરની હે અભિરામા;

---

૯ સુરાસુર–દેવ અને અસુર. ૧૦ આર્તત્રાણ–દુઃખીનું રક્ષણ કરનારા. પરન–પાંખો. સુપરન–ગરૂડ. ગરૂડે મંદરાચળની પાંખો ઝાલીને તેને સાગરકાંઠે આણ્યો. ( પૂર્વે પર્વતોને પાંખો હતી એમ પુરાણોમાં વર્ણ્યું છે. )

૧૪ પરોસન–પ્રાશન (?) ( અમૃતનું ).

દેવસાબરની ઇંદ્રસાબરની સાતો નામા. ૧૯
અષ્ટ ચતુર્દશ મનવાદિક મનુપુત્ર જુ આંહીં;
ભાખે ભગવદ્ અંશ સબે કછુ સંશય નાહીં. ૨૦
અબ તીસરો રાજસ પ્રકરન અધ્યાય સુનવકો;
જાકો સુનતહિ માત્ર હોત નિસ્તાર ભવનકો. ૨૧
અષ્ટ પંચદશ કહ્યો રાજ્ય બલિનૃપને કીનો;
અરૂ અશ્વમેધ યજ્ઞ કિયો સોહુ કે' દીનો. ૨૨
અષ્ટમ સોલ અદિતિ પુત્ર કામના કારન;
વિજ્ઞપ્તિ નિજનાથ કરી કુરૂ તાપ નિવારન. ૨૩
કરો પયોવ્રત પુત્ર હોયગો પતિ યોં ભાખી;
જો કછુ તાકી બિધિ યથારથ સહુ કે' દાખી. ૨૪
અષ્ટ સપ્તદશ કિયો સુવ્રત હરિ પ્રસન્ન ભયે હે;
આયે આપ ગ્રભ વિષે સ્તવન બ્રહ્માદિ કહે હે. ૨૫
અઠ અઠદશ શ્રીબામનજી પ્રાગટ્ય સુ ગાયે;
બલિનૃપ યજ્ઞ પધારે વાં સનમાન જુ પાયે. ૨૬
અઠ ઉન્નિસ ત્રિપેંદ પૃથવિ સંકલ્પ કિયો હે;
એક ચરન ભૂ દ્વિતીય સ્વર્ગ સબ માપ લિયો હે. ૨૭
અષ્ટબિસમેં તૃતીય પાદકો ઠોર ન પાયે;
તાતે બચન બિબાદ પરસ્પર ભયે સુ ગાયે. ૨૮
અઠ ઇકઇસ સ્વર્ગમેં શ્રીપ્રભુ પદાંગુષ્ટ લખી;
બ્રહ્મદેવ અભિષેક કિયો મન બહુત ભયે સુખી. ૨૯
સો પ્રવાહ પૃથવી આયો ગંગાજી ભયે હે;
પાછે બલિનૃપ બરૂનપાશ બાંધ્યો સુ કહે હે. ૩૦

---

૨૧ ભવનકો–જન્મમરણનો. ૨૩ કુરૂ—કરો. ૨૭ ત્રિપેંદ—ત્રણ ડગલાં.

અઠ બાઇસ બલિરાય બચનહુ વ્યર્થ ન ભાખ્યો;
આત્મનિવેદન કરી હરિ આગે મસ્તક રાખ્યો. ૩૧
તબ પ્રસન્ન પ્રભુ ભયે સુતલકો રાજ્ય દિયો હે;
ભયે ભક્ત આધીન બલિ નિજ દાસ કિયો હે. ૩૨
અઠ તેઇસિ બલિ જીતી રાજધાની સુર દીની;
તબ દેવનકેદેવ દેવકી સ્તુતિ અતિ કીની. ૩૩
અબ ચોથો પ્રકરન ભક્તિ અધ્યાય સક્રૂતકો;
અષ્ટ ચતુરવિંશમેં સફૂલ ભાયગ સત વ્રતકો. ૩૪
વૈવસ્વત મનુરાજ વિષે ભો ચરિત સુ જાન્યો;
શ્રીહરિકો અવતાર મત્સ્ય આકૃતિ બખાન્યો. ૩૫

### દોહા.

અષ્ટમકી અનુક્રમનિકા, પૂરન દયા હરિ કીન;
પઠત સુનત સહજ હિ બને, હરિ જસ રસ મન મીન. ૩૬

## નવમસ્કંધ.

### દોહા.

નવમ સ્કંધકી સુનો, અનુક્રમનિ સબ કોય;
ઇશાન લીલા એહી હે, પ્રકરન જામેં દોય. ૧

### છંદ રોલા.

સૂર્યબંશ પ્રકરન મર્યાદાકો ધુર લહિયે;
ચંદ્રબંશ પુષ્ટિ પ્રકરન સો દુસરો કહિયે. ૨
બાર બાર અધ્યાય દોહુકે જાની લીજે;
પ્રથમ બારકો ભાનુ, બંસ અબ સુનો ભનીજે. ૩

---

૩૫ ભો—ભયો—થયો.

૨ ધુર-પ્રથમ.

નવ પૂરવ વૈવસ્વતમનુ દશ પુત્ર સુધન્યા;
ઇક્ષ્વાકુ આદિક અરૂ એક ભઇ હે કન્યા. ૪
નવમ અવર કહેં ચ્યાર પુત્ર ભયેં નહિ સંતાના;
તીન પુત્રકુ બંસ ભયો બરતાંત બખાના. ૫
નૃગ નાભાગ રૂ નરિષ્યંત તિનાકે નામા;
અબ આગે નૃપ સુનો કહત શ્રીશુક શુભધામા. ૬
નવ તિસરે શર્યાતિ બંસ કહ્યો બિસ્તારા;
શ્રીરેવતી જ્યા બંસ પ્રગટ શ્રીહલધર દારા. ૭
નવમ તુર્યમેં નૃગ નૃપ બંસ સુબરની ગયે હે;
જીનકે બંસમેં અંબરીષ હરિભક્ત ભયે હે. ૮
અરચન ભક્તિ કરી દ્વારિકાધિશ રિઝાયે;
જ્યાહે શાપ દે દુરવાસામુનસેં દુઃખ પાયે. ૯
નવ પંચમ દુર્બાસા શરન સબનકે ધાયે;
પ્રભુ પર્યંત ન રખે, હારી અંબરીષકે આયે. ૧૦
તાપ સુદરશન તબહી શમ્યો ભલ પાયે શિક્ષા;
ધન્ય કહે હરિભક્ત દીન વે' લીની ભિક્ષા. ૧૧
નવ ખટ બરનન બંશ, રાય અંબરીષ ભયો હે;
તા પાછે ઇક્ષ્વાકુ રાય, સુબંશ કહ્યો હે. ૧૨
જાકે બંસ બિસે માંધાતા ભૂપ ભયે હે;
તાકે ભયેં મુચુકુંદ જાહે પ્રભુ દરશ દયે હે. ૧૩
નવ સતમેં માંધાતાસુત પુરૂકુત્સ કહે હે;
બરન્યો તાકો બંસજ્યામેં હરિશ્ચંદ્ર ભયે હે. ૧૪
નાં અઠ હરિશ્ચંદ્રકો બંશ પ્રશંસ બખાન્યે;
જાહી બંસમે રાજા સગર ભયે સબ જાન્યે. ૧૫

---

૧૦ રખે—રક્ષણ કરે. ૧૧ વે'—થઇને.

નવ નવમેં બરન્યો નૃપ સગર બંશ બડ સમરથ;
જાકે બંશમે હોત ભયે શુચિ ભૂપ ભગીરથ. ૧૬
જાને શ્રીગંગાજીકો ભૂતલ પધરાયે;
તિનકે બંશ બરનમેં નૃપ ખટ્વાંગ જ્યુ ગાયે. ૧૭
નોં દસમે ખટ્વાંગ બંસ બરન્યો બડ ઉત્તમ;
જ્યાકે બંસમે પ્રગટે શ્રીરઘુવર પુરૂષોત્તમ. ૧૮
તિનકે પરમ પવિત્ર ચરિત્ર કહે અથઇતિ;
નોં એકાદશ રામરાજ બરન્યો શુભ નીતિ. ૧૯
નોં દ્વાદશ શ્રીરામ પુત્ર કુશબંશ સુ ગાયે;
અબ પુષ્ટિ પ્રકરન્ન બાર અધ્યાય સુ આયે. ૨૦
નોં ત્રિદશ ઇક્ષ્વાકુ પુત્ર જો નિમિ કહે હે;
તિનકો બંશ બરન્યો જામેં નૃપ જનક ભયે હે. ૨૧
નોં ચૌદમેં ચંદ્રમાકે ચંદ્રસુત બુધ ભયે હે;
તિનતેં અલ પુરૂરવા પુત્ર ભયે સુ કહે હે. ૨૨
નોં પંદ્રેમે બંસ પુરૂરવા કથ શુભ ધામા;
જાકે બંસ બિસે પ્રગટે શ્રીપરશુરામા. ૨૩
નોં ષોડષ શ્રીપરશુરામકો ચરિત સુગાયો;
અરૂ બિશ્વામિત્રકો જન્મ સહુ યામેં કાંચો. ૨૪
નોં સત્તર પુરૂરવા જ્યેષ્ઠ સુત નહુષ બંસા;
રાય જયાતિકે કેહુ બંશકી કરી પ્રશંસા. ૨૫
જો ઉન્નિસમેં રાય યયાતિ પરમગતિ પાયે;
નો બિસમેં ઔરહુ બંસ પુરૂરવા ગાયે. ૨૬
જાકે બંસ વિષે રાજા દુષ્યંત ભયે"હે;

---

૨૫ જયાતિ–યયાતિ.

તાકે ભરત ભયે તાકો ફિર બંસ કહે હે. ૨૭
જાકે બંસમે રંતિદેવ રાજા બડ ભાખે;
પુનિ ગરગાચારજકો બંસ સો હુ કહી દાખે. ૨૮
નૃપ પાંચાલ કૃપાચારજ, કહે દ્રોનાચારજ;
યુદ્ધકલા પૂરન જામે, બિદ્યા સબ આરજ. ૨૯
નોં બાઇસિમેં રાજા, દ્રુપદ કહે સુ જાને;
તા પાછે અજમીઢ, ભૂપકો બંસ બખાને. ૩૦
જાકે બંસમેં જરાસંધ ભૂપાલ ભયો હે;
તા પાછે રાજા શંતનુકો બંસ કહ્યો હે. ૩૧
પાંડવ અરૂ કૌરવકો બંસ સુ આછો ગાયો;
જરાસંધકો બંસ બિધિબત બાંચ સુનાયો. ૩૨
નોં તેઇસિ યયાતિપુત્ર રહે જો ચ્યારા;
તાકો બંસ કહ્યો જામે યદુબંસ પુકારા. ૩૩
જામેતેં મેધાતિથિ ઋષિ ભયે બરનન કીનો;
નહિ બરન્યો બિસ્તાર મૂલ માગતહી કેં દીનો. ૩૪
નોં ચોઇસમેં જામદગ્નિકો બંસ કહ્યો હે;
તા પાછે અક્રૂર બંસ બરનન રહ્યો હે. ૩૫
ઉગ્રસેન દેવકકો બંસ બખાન્યો પાછે;
કંસ જન્મ સુરસેન બંસ ફિર બરન્યો આછે. ૩૬
જાકે પુત્ર ભયે બસુદેવજુ અતિ અભિરામા;
જીનકે પ્રગટ ભયે શ્રીકૃષ્ણચંદ સુખધામા. ૩૭

## દોહા.

અનુક્રમનિકા અતિ ભલી, પૂરણ નવમસ્કંધ;
પાપ તાપ પ્રલ્લે દયા, રંચક હોત સબંધ. ૩૮

---

૨૯ આરજ—આર્ય.

## દશમસ્કંધ.

### દોહા.

સુની અબ દશમસ્કંધકે, સત્યાસી અધ્યાય;
તિન મતાંતરકે મિલી, નિંબે પૂરાણુ કહાય. ૧
નિરોધ લીલા નિરૂપન, પ્રકરન જામે પાંચ;
જન્મ રૂ તામસ રાજસ રૂ, સાત્વિક ગુનાખ્ય બાંચ. ૨

### છંદ રોલા.

પ્રથમસુ પ્રકરન જન્મ અબે અધ્યાય ચારકો;
અનાયાસ ઉપચાર સુનો સંસાર પારકો. ૩
દશમ પ્રથમે પૂછો પ્રશ્ન પરીક્ષિત ભૂપા;
આદરસોં શ્રીશુક મુનિ, ઉત્તર દિયો અનુપા. ૪
દેવક દુહિતા દેવકી, બસુદેવજીકો દીની;
બહુત દામજા સહિત, કંસ સારથી કૃતિ કીની. ૫
દશ દુતી દેવકી ષટ્ સુત, મીચ કંસતેં પાયે;
સંકર્ષન દેવકી તેં, રોહિની ઉદર પધરાયે. ૬
તદનંતર શ્રીકૃષ્ણ દેવકી ગર્ભ પધારે;
બ્રહ્માદિક સુરસ્તુતિ કીની તન તાપ નિવારે. ૭
દશત્રિમે શ્રીકૃષ્ણ જનમ મધુપુરી ભયો હે;
કીની સ્તુતિ વસુદેવ દેવકી તાપ ગયો હે. ૮
શ્રીગોકુળમે યશોદા ગોદ પુત્ર પધરાયે;
વ્હે તેં માયા પુત્રી લે અપને ઘર આયે. ૯
દશમ ચારમે માયા ઉડીકે ગઈ આકાશા;
કિયો કંસ પશ્ચાતાપ ખલ ગ્યાન પ્રકાશા. ૧૦

---

૨ ગુનાખ્ય–ગુણુ નામનો. ૬ દુતી–બીજામાં. મીચ–મરણુ.

સમાધાન માજીકો કીન ફિર દૈત્ય બુલાયે;
દૈ આદસ સજ્જન પીડો, સબ તુર્ત પઠાયે. ૧૧
અઠાઇસ અધ્યાય દુતિય તામસ પ્રકરન હે;
તામે હે ફિર ભેદ ચાર મહાપ્રભુ બચન હે. ૧૨
પ્રથમ પ્રમાન પ્રમેય રૂ સાધનાફલ ચો નામા;
પુર્વ સપ્ત અધ્યાય કહે સો અતિ અભિરામા. ૧૩
દશમ પંચમમે શ્રીજી વ્રજ પ્રકો સો ભાખે;
નંદ મહોત્સવ સબપ્રનજન સુખ ભલ કહી દાખે. ૧૪
નંદ ગયે મથુરા કંસકર દેન સુગાયે;
મીલે મીલ વસુદેવ બ્હોર દ્રુત ગોકુલ આયે. ૧૫
દશમ ખટ પૂતના પ્રભુન પયપાન કરાયો;
દઈ માતકી ગતિ દયાનિધિ ચરિત સુગાયો. ૧૬
દશમ સપ્તમે શકટ ભજી તૃયાવ્રત માર્યો;
બિશ્વરૂપ દરશાય માય મુહ ફિરી મુહ ડાર્યો. ૧૭
દશમ અષ્ટમે ગર્ગમુનિ નામ કરન કીનો;
પાછે ચૌર ચરિત કરી ગોપીજન સુખ દીનો. ૧૮
તદનંતર મૃતિકા ભછન મિષ બદન દિખાયો;
વિશ્વરૂપકો દરશાન અંબે ફિરી કરવાયો. ૧૯
દશ નોમે દધિભાજન ભાંજ્યો નિરોધકારન;
ઉલૂખલ બંધે ગયે કૃષ્ણજન તાપનિવારન. ૨૦
દશદશમે યમલાર્જુન દ્રુમ ઉદ્ધાર કિયો હે;

---

૧૧ માજી-દેવકી. આદસ—આદેશ (આજ્ઞા). ૧૫ બ્હોર-ફરીને. દ્રુત-જલદી. ૧૭ તૃનાવ્રત-તૃણાવર્ત. માય ઈ૦—માને મોંમાં વિશ્વરૂપ દેખાડયું અને ફરીને મોહ નાખ્યો. ૨૦ દધિભાજન-દહીંનું વાસણ.

ક્રિતે સ્તવન સુની પ્રેમ ભક્તિકો દાન દિયો હે. ૨૧
દશ ગ્યારે મહાબન દિખી વિઘન સબે જ્યું વિચાર્યો;
શ્રીબૃંદાબન નંદ ગામ બસવેકો ધાર્યો. ૨૨
વહાં પધારે પ્રભુ પ્રથમ બત્સાસુર માર્યો;
પિછે ચંચ પકડી હરિ બક દુષકો બિડાર્યો. ૨૩
અબ પક્ષાંતર કલ્પભેદ અધ્યાય તીન હે;
ક્ષેપક બાક્ય વિરૂદ્ધ મહાપ્રભુ આપે (હે) કીન હે. ૨૪
દશ દ્વાદશ મહાઅઘી અઘાસુર છિનમે માર્યો;
બચ્છ ગોપજન જઠરકાલ ગત નાથ નિકાર્યો. ૨૫
દશમ ત્રયોદશમે શુભ ભોજન શિલા બિરાજે;
ગ્વાલ મંડલી રચી મધ્ય મન મોહન ભ્રાજે. ૨૬
છાક અરોગત હે ભકતનસહ કૃપા કરે હે;
તાહિ સમય-બિધિ બચ્છ ગ્વાલ સબ હરન કરે હે. ૨૭
દશમ ચૌદ કિય સ્તવન બિધાતા તાત તાતકો;
અબ દુસરો પ્રકરન પ્રમેય અધ્યાય સાતકો. ૨૮
દશમ પંચ દશ ગાય અશવન હરિ બન આયે;
બનક્રીડા સહ સખ્ય હત્યો ધેનુક સો ગાયે. ૨૯
બિષજલ પાન કિયો ગો ગોપન મૃત્યહિ પાયે;
કરી કરૂના અમિદષ્ટિ બૃષ્ટિ હરિ સકલ જીવાયે. ૩૦
દશ ષટ દશમે કાલિદમન કરી દૂર કિયો બિષ;
નાગપત્નીકો સ્તવન કૃષ્ણ પુનિ પન્નગ દૈ શિખ. ૩૧
દશમ સપ્તદશ કાલિ આગમન હેતુ કહ્યો ભલ;
નિશિ દાવાનલ પાન કિયો શરનાગત વત્સલ. ૩૨
દશ અષ્ટાદસ બાલ ચરિત્ર ચરાવત ગૈયા;
ગ્રીષ્મરિતુ બરનન પ્રલંબ માર્યો બલ ભૈયા. ૩૩

દશઉન્નિસમે દાવાગ્નિ ફિરપાન કિયો હરિ;
બનતે ઘર આય ગોપાલ સો બિધિ બરનન કરી. ૩૪

દશમ બિસમે વરષારિતુ શર્દરિતુ બરનન;
દશમ એકબીસ બેનુગીત બરનન મન મોહન. ૩૫

અબ તિસરો સાધન પ્રકરન અધ્યાય સાતકો;
જો રસ પિવે મન દે, સ્તન સુત પીવે માતકો. ૩૬

દશ બાઇસમે હિમંતરિતુકો બરનન કીનો;
વ્રત કાત્યાયની વ્રજ ભક્તન વ્રજપતિ બર દીનો. ૩૭

દશ તેઇશિ પ્રભુ ઋષિપત્નીકે ભોજન કીને;
કિયો દ્વિજનકો કૃષ્ણ જ્યું ક્રિયા ગર્વ સો હીને. ૩૮

દશ ચૌબીસમે ઇંદ્રિભો પ્રભુ સકલ મિટાયો;
સો સબ શ્રીગોવર્દ્ધનજુકો ભોગ ધરાયો. ૩૯

વ્રજબાસીકો અન્યાશ્રય ટાર્યો ન સહાયો;
અનન્યધર્મ રૂચત હમકો હરિ સબ સમુઝાયો. ૪૦

દશ પચીસ સુરપતિ રૂઠી મેઘ બૃષ્ટિ બલ દાખ્યો;
શ્રીગિરિધર ગિરિધરી નિજજન ગન નિશ્ચ રાખ્યો. ૪૧

દશ ષટબીશ સબ અચરજ કૃષ્ણ અતુલ બલ દાખ્યો;
નંદરાય તબ સબકો ગર્ગમુનિ બચ ભાખ્યો. ૪૨

દશ સપ્તબીશ મઘવા જુરી કર પાય પર્યો હે;
સ્તુતિ કરી ડરી ગોબિંદ નામ અભિષેક કર્યો હે. ૪૩

દશ અઠઇસિ પ્રભુનંદ બરૂનપાશતેં છુરાયે;
મગન બ્રહ્મહૃદ વ્રજજનકીય નિજધામ દીખાયે. ૪૪

---

૩૬ સુન–સૂતુ (પુત્ર). ૪૦ ન સહાયો–પોતે સહન કર્યો નહિ. ૪૪ મગન ૪૦–વ્રજજનને બ્રહ્મહદ (બ્રહ્મરૂપી ધરા)માં મગ્ન કર્યા (ડુબાડયાં).

અબ ચોથો ફલ પ્રકરન સુની અધ્યાય સાતકો;
જામે રાસરમનચરિત્ર આનંદ ગાત કો. ૪૫
દશ ઉનતિસ બેનુ બજાય વ્રજભક્ત બુલાયે;
રાસારંભ કિયો હરિ અંતરધાન હુ પાયે. ૪૬
દશમ ત્રીંશ વ્રજભક્ત કરત લીલા સમરનકો;
બિલ બૃચ્છસો બુઝત ફિરે નાથ ખોજનકો. ૪૭
દશ ઇકતિસ વ્રજભક્ત ગોપિકા ગીત સુગાયો;
દશ બત્તીશ ફિર રોય દિયો પ્રભુ દરસ દિખાયો. ૪૮
દશ તેતીસમે રાસમંડલ રચી બહુ સુખ દિને;
જલ થલ ક્રીડા કૃષ્ણ ભક્તમન રંજન કિને. ૪૯
દશ ચોતીસમે નંદ જ્યું નિકલે સર્પ છુડાયે;
બ્હોર રાસ બલરામ સહિત હરિ ચરિત સુગાયે. ૫૦
શંખચૂડ ઈક દુષ્ટ ભક્ત દુઃખ દેનહિ આયો;
મનિ શીસતેં કાઢિ લિયો ફિરી ચારી સુવાયો. ૫૧
દશ પેંતીસ વ્રજભક્ત વિયોગ દિવસ વ્યાપત મન;
પરમ પ્રેમમય કિનો જુગલ ગીતકો બરનન. ૫૨
અબ તીસરો રાજસ પ્રકરન અટ્ઠાઇસ ગાઇએ;
યામે હુ ફિર ચાર ભેદહે નામ સુનાઇએ. ૫૩
ઈક પ્રમાન અરૂ પ્રમેય, સાધ્રન ફલ ચૌ નામા;
ધુર પ્રમાન અધ્યાય સાતકો કહુ અભિરામા. ૫૪
દશ છતિસમે બૃષભાસુરકો બધ પ્રભુ કિનો;
નારદ કંસ ઉપદેશ કિયો સો સબ કહી દિનો. ૫૫
દશમ સપ્તત્રિંશમે કેશિ કેશવને માર્યો;

---

૪૭ બિલ બૃચ્છસો–ઝાડની ગુફાઓમાં.

નાર્દ નંદઘર આય ભવિષ્ય પ્રભુ સો કહી ડાર્યો. ૫૬
તા પિછે વ્યોમાસુરકો બધ ગિરિધર કીનો;
મહાકષ્ટ તે કાઢી ગોપગનકો સુખ દીનો. ૫૭
અષ્ટતીસમે અક્રૂર કંસને પઠવાયે;
કુશલ પ્રશ્ન પૂછે પ્રભુ નિરખી મહાસુખ પાયે. ૫૮
દશ ઉનચાલીસ અક્રૂર સંગ કૃષ્ણ બલરામા;
રથ બૈઠી કૌ પધાર્યો મથરાપુરી સુખધામા. ૫૯
મધ્યમ પંથ જલમે અક્રૂરકો દરશન દીને;
શેષશાયીકો રૂપ દિખાય ભેદ લય કીને. ૬૦
દશ ચાલિસમે સફ્લકસુત સ્તુતિ બહુ બિધિ કીની;
પરિપૂરન પરમેશ્વર લહી મતિ અતિ રતિ ભીની. ૬૧
દશ છુતાલીસ શ્રીપ્રભુ મધુપુરી પ્રવેશ કીનો;
બલરાઉ અરૂ ગોપ સખાગન હુંસંગ લીનો. ૬૨
પેઠત માર્યો રજક મુક્તિ ફિર તાકુ દીની;
માલી સિદામાકુ ભક્તિ દૈ કરૂના કીની. ૬૩
દસ દુહુચાલીસ કુબજા રૂપ મનોહર કીનો;
શ્રીહરિહરકો દંડ તોરિ દ્વે ટૂક કર દીનો. ૬૪
કંસે ભયે દુઃસ્વપ્ન રંગમંડપ પ્રભુ આયે;
અબ અધ્યાય સાતકો પ્રમેય પ્રકરન ગાયે. ૬૫
દશ ત્રિચાલીસ કુવલયાપીડકો બધ કીનો;
ભવ તુલ્ય હરિ દરશ બિચિત્ર સબનકો દીનો. ૬૬

---

૬૦ મધ્યમ પંથ—અરધે રસ્તે. ૬૧ સફ્લકસુત (શ્વફ્લ્કસુત)—અક્રૂર. ૬૩ રજક—ધોબી. ૬૪ હરકોદંડ-શિવનું ધનુષ્ય. ૬૫ કંસે-કંસને ૬૬ કુવલયાપીડ-એ નામનો હાથી.

બિના કંસ કૃષ્ણસમ જુગ સબકો ભાયે;
બડ ભાગી જો જન પરસ્પર માહાત્મ્ય સરાહે. ૬૭
દશ ચોચાલીસ મલ્લ યુદ્ધ હતી કંસહુ માર્યો;
જનની જનક બંધન છુડાય હરિ તાપ નિવાર્યો. ૬૮
દશ પેંતાલીસ સમાધાન પિતુ માત કિયેહે;
ઉગ્રસેનકુ રાજ્યાસન બિઠાઈ દિયે હે. ૬૯
નંદદિકકો બ્રજ પઠાય દીને બ્રજ રાઇ;
જન્મ સમય ગૌ સંકલ્પી વસુદેવ દિયાઇ. ૭૦
બ્રહ્મચર્યવ્રત ધારી અવંતી ગુરૂ ઘર આયે;
બિદ્યા પઠી સંદિપન ગુરૂ કરી ટહલ રીઝાયે. ૭૧
કાલાદિકકો જીતી પુત્ર ગુરૂ લાઇ દિયે હે;
બિદા માગી મધુપુરી પાયો ધાયે સ્વજન જિયે હે. ૭૨
દશ છેચાસીંસ ઉદ્ધવકો બ્રીજ પ્રભુ પઠાયે;
સાંઝી સમય રથ બેઠી, નંદજ્યું કે ઘર આયે. ૭૩
ભગવત બાત કરત બિતી નિશિ દ્વે છનુ લેખે;
પ્રાતસમે ઉદ્ધવકુ બ્રજભકતનને દેખે. ૭૪
દશ શતચાલીસ ઉદ્ધવ જ્ઞાનુપદેશન આયે;
પ્રેમાસકતવચન ગોપીનકે સુનત લજાયે. ૭૫
શુદ્ધ સત્વ ઉપજ્યો હિયમે મદ ગ્યાન ગમાયો;
અલિદષ્ટાંત ઉપાલંભન સબ કહી સુનાયો. ૭૬

---

૬૭ સરાહે—વખાણે. ૬૮ યુદ્ધમાં–મલ્લને હત્ત (હણીને).
૭૧ અવંતી—ઉજ્જન. ટહલ—ચાકરી—સેવા. ૭૨ બિદા–વિદાય ગિરી. ૭૪ દ્વે છનુ—બે ક્ષણ. ૭૫ જ્ઞાનુપદેશન—જ્ઞાનોપદેશ. ૭૬ અલિદષ્ટાંત–ભમરાનું દૃષ્ટાંત આપીને.

દશ અડતાલીસ કુબજાકે ઘર કૃષ્ણ સધાયે;
સકલ મનોરથ સિદ્ધ કિયે અક્રૂરકે આયે. ૭૭
ભક્ત પ્રિયે ભગવંત પ્રશંસા ભક્ત સુનાયે;
અક્રૂર કે ફિર પાંડવકી શુદ્ધિ લેન પઠાયે. ૭૮
દશમ ઉનપંચાસ અક્રૂર હસ્તિનપુર આયે;
પાંડવસો હિલમિલે કુશલ બચન સુને સુનાયે. ૭૯
ધૃતરાષ્ટ્રકુ દઇ શિક્ષા કુંતા દુવ દુઃખ ભીજી;
મધુપુરી આય કહી સબ પીર પૃથાકી શ્રીજી. ૮૦
ઇતિ પૂરવાર્દ્ધ સમાપત અબ ઉતરાર્દ્ધ કહીએ;
તૃતીય પ્રકરન સાધન અધ્યાય સાતકો લહિયે. ૮૧
દશ પંચાસ ભર્યો યુદ્ધ માગધ સત્તર બેરી;
જુરી સેના આયો અઠારહિ બેરહુ ફેરી. ૮૨
તાહી સમય ફિર કાલયવન હુ આઓ ધાઈ;
તબ સમુદ્રમે પ્રભુ દ્વારિકાપુરી રચવાઈ. ૮૩
નિશિ અપની ઇશ્વરતા સબ કોઉ વહાં પઠાયો;
નિકસી આય ફિરી ભજે યવન પીછે ઊઠી ધાયો. ૮૪
સોવત હો મુચુકુંદ દરીમે વહાં હરિ આયે;
વાંહી ઊઢાય પીતાંબર આપ અદશતા પાયે. ૮૫
દશ એકાવન યવન ભૂપ દગ ભસ્મ કરાયો;
દિયે દરશ મુચુકુંદ દિયો બર સ્તુતિ ગન ગાયો. ૮૬
દશ બાવન મુચુકુંદ બદરિકાશ્રમ ઊઠી ધાયો;
રામ વરે રેવતી રૂક્મિની સંદેશા આયો. ૮૭

---

૭૯ ઉપાલંભન—ઠપકો. ૮૦ દુવ—દ્વિગુણ (?) ૮૨ જુરી—જોડીને—એકઠી કરીને. ૮૫ દરી—ગુફા. અદશતા—અંતર્ધાનપણું.
૮૬ દગ—નેત્ર (મુચુકુંદનાં નેત્રથી).

દશ ત્રેપન રૂક્મિનીજીકો પ્રભુ હરન કિયો હે;
દશ ચોપન બલભદ્ર ભૂપગન જીત લિયો હે. ૮૮
મુંડન અર્ધ કરી રૂકમૈયાકુ તજી દીનો;
ફિર દ્વારાવતી પ્રભુ બિધિપૂર્વક બિવાહ કીનો. ૮૯
દશ પંચવન ભયે (પુત્ર) પ્રદ્યુમ્ન હરિ ગયો શંબર;
વા હે મારી સહનારી કૃષ્ણસુત આયે નિજઘર. ૯૦
દશ છપન મનિ પ્રસંગ જાંબુવતી પ્રભુ બ્યાહે;
સત્રાજીત ભીત ધરી સત્યભામ કર ગાહે. ૯૧
અબ ચોથો ફુલ પ્રકરન સુની અધ્યાય સાતકો;
જાસુ જાય જરી ત્રિબિધિ તાપ અઘ ચાર જાતકો. ૯૨
દશ સતવન શ્રીજી પાંડવ શુદ્ધિ લેન પધારે;
ઇતનેમે સત્રાજીતકુ શતધનવા મારે. ૯૩
મનિ લે ગયો બહુત દુઃખ સતભામા પાયે;
પટરાની આગ્રે'તે પ્રભુ દ્વારાવતી આયે. ૯૪
શતધનવા તબ ભગ્યો ભ્રાત સહ પિછે ધાયે;
શ્રીહરિને ફિર હન્યો મનિ વાંતે નહિ પાયે. ૯૫
આયો પ્રભુ અપવાદ રામ હુ કહી તવ લાગ્યો;
મનિ અક્રૂરજી લાયે મન સંદે' ભાગ્યો. ૯૬
દશ અઠવનમે શ્રીજી ફિર ઇંદ્રિપ્રસ્થ આયે;
કાલિંદીજી બ્યાહે ખાંડવ બન હુ જરાયે. ૯૭

---

૯૧ બ્યાહે—પરણ્યા. ૯૨ ચાર જાતકો અઘ (પાપ)—કાયિક, વાચિક, માનસિક, અને સાંસર્ગિક.

૯૩ સતવન—સત્તાવન. ૯૪ આગ્રે'તે—આગ્રહથી. ૯૫ ભગ્યો—ભાગ્યો—નાઠો.

અરે મિત્રબિંદાકો પુનિ ભદ્રાકુ બ્યાહે;
બ્યાહી લક્ષ્મના શ્રીહરિજન સબ આનંદ પાયે. ૯૮
દશમ ઉનસાઠચમે દુષ્ટ ભૌમાસુર મારી;
બ્યાહે સોલ હજાર, કન્યકા કૃષ્ણ મોરારી. ૯૯
દશમ સાઠચ રૂક્મિનીસે હાસ્યયુક્ત બચ બોલે;
પટરાણી પ્રતિઉત્તર દે સબ હારદ ખોલે. ૧૦૦
દશ ઇકિસઠ સબ સ્ત્રીકો દશ દશ પુત્ર ભયે હે;
તીનમે મુખ્ય અષ્ટ સ્રી સુતકે નામ કહે હે. ૧૦૧
પ્રદ્યુમ્નકે અનિરૂદ્ધ નામ ભયે હે;
સો માતુલકન્યા લાયે વહાં યુદ્ધ કહે હે. ૧૦૨
દશ બાસઠ અનિરૂદ્ધ જયુ બાનાસુરકી કન્યા;
ઉષા જાકો નામ હરન કિની હે ધન્યા. ૧૦૩
ચતુર પરાક્રમ કિયો અસુર સબ મારી ભજાયે;
નાગપાશ બંધનમે જાની બુઝીકે આયે. ૧૦૪
દશ ત્રીશઠ બાનાસુર યાદવ યુદ્ધ સુ ગાયે;
અનિરૂદ્ધ ઉષા બ્યાહી કૃષ્ણસુત ઘરકો લાયે. ૧૦૫
અથ ચોથો પ્રકરન સાત્વિક એકઇસિ ભખે હે;
તાપે પહિલો પ્રમેય સત અધ્યાય લખે હે. ૧૦૬
દશ ચોસઠ કૂપમે પર્યો કૃકલાસ ઉધાર્યો;
પૂર્વજન્મવૃત્તાંત સબ નૃગ નૃપ કહી ડાર્યો. ૧૦૭
તનકદોષ ભોકોષહેતુ, બડ ભક્તિ સુહીન હે;
ઔર અખિલ શિક્ષએ સો બ્રહ્મસ્વ કઠિન હે. ૧૦૮

---

૧૦૭ કૃકલાસ–કાચબો. ૧૦૮ તનક— લગાર. ભોકોષહેતુ—ભયના ભંડારનો હેતુ. બ્રહ્મસ્વ–બ્રાહ્મણનું ધન.

દશ પેંસઠ શ્રીબલદેવ જ્યું વ્રજ બ્હોર પધારે;
મીલે સબન કિય રમન જમુન કરષે હલ ધારે. ૧૦૯
દશ છાસઠ પૌંડર્ક હત્યો અરૂ કાસીરાજા;
કાસી ભસ્મ કરી હરિ સહ સબ દુષ્ટ સમાજા. ૧૧૦
દશ સતસઠ દુર્યોધનકી લક્ષ્મના જ્યું કન્યા;
શ્રીજાંબવતી પુત્ર હરી હતીકે બહુ સન્યા. ૧૧૧
ગૃહે ગયે સુની સબે બરજી હલધર વહાં આયે;
કૌરવ કહ્યો ન માન્યો, બચન કટુક સુનાયે. ૧૧૨
કોપે પુર ઓંધો મારત, ફ્રિર નયે બચાયે;
બર બધૂ સપારિબર્હન રામ દ્વારિકા આયે. ૧૧૩
દશ ઇકોનસપ્તતિ નારદ દ્વારિકા પધારે;
શ્રીજીકો ગ્રહી હસ્ત શ્રમ દેખત દેખત હારે. ૧૧૪
નયી નયી લીલા દેખી કિત ભયે સદન સદન પ્રતિ;
પુનિ પ્રભુકે પગ પરે જાય હો નાથ અકલગતિ. ૧૧૫
દશ સીતર અહનિક કૃષ્ણ કરતે સો ગાયો;
બંધ પરેજો ભૂપ પઠાયો દૂત સુ આયો. ૧૧૬
નારદ આય કહે પાંડવકો રાયસૂકો મન;
અબ અધ્યાય સાતકો તિસરો સાધન પ્રકરન. ૧૧૭
દશમ એક સપ્તતિમે ઉદ્ધવજી સુ સંમત કરી;
દૂત ઔર નારદ દોહુકો બિદા કિયે હરિ. ૧૧૮

---

૧૦૯ જમુન ઇ૦—હળની ધારા (અણી)થી જમુનાને કરષે-ખેંચી.

૧૧૩ ઓંધો—ઊંધું. નયે—વિનયથી. સપારીબર્હન—ભેટ સામગ્રી વગેરે સહિત. દશ ઇકોનસપ્રતિ ઇ૦—અડસઠમા અધ્યાયનો અનુક્રમ રહી ગયો જણાય છે).

૧૧૪ ઇકોનસપ્તતિ—અગનોતેર. (સપ્તતિ—સીત્તેર)

પિછે શ્રીપ્રભુ આપ ઇંદ્રપ્રસ્થમે પધારે;
પાંડવાદિ સબકો હિલ્લીમિલી કે મોદ બધારે. ૧૧૯
દશ દૂહુતર રાયસુનિમિત્ત દિશા સબ જીતી;
જરાસંધ હતી રાજ બિઠાયો તદ્સુત નીત. ૧૨૦
દિયે છૂડાય ભૂપ સબ શ્રીહરિ અતિ સુખ પાયે;
દશ તુહુતર શોભા સહ સબકો સદન પઠાયે. ૧૨૧
અભયદાન દે આપ ઇંદ્રિપ્રસ્થમે સધારે;
કૃપાસિંહ શ્રીકૃષ્ણચંદ્ર નિજજન અતિ પ્યારે. ૧૨૨
દશમ ચુઓતર રાયસૂયજ્ઞ યુધિષ્ઠિર કીનો;
આદિ પૂજ્ય પ્રભુ પ્રાન દંડ શિશુપાલે દીનો. ૧૨૩
દશ પંચોતર જલથલ ભ્રમકારન સો ગાયો;
દુષ્ટ ગર્વિષ્ઠ દુર્યોધન માનભંગ ભલ પાયો. ૧૨૪
દશમ છોહુત્તર શાલ્વ દ્વારાવતી ચ્ઢી આયો;
તાસુ દારૂન યુદ્ધ પ્રદ્યુમ્ન કિયો સુ ગાયો. ૧૨૫
દશ સીતોતર ગદા ઘાવ કરી હરિ તહિં માર્યો;
ચોથો ફુલ પ્રકરન અધ્યાય સાત ઉચ્ચાર્યો. ૧૨૬
દશમ અઠુતર દંતવક્રકો બંધન કરી ડાર્યો;
તયાં વિદુરથકો હુ કૃષ્ણચંદ્રને માર્યો. ૧૨૭
પુનિ મહાભારત યુદ્ધ પધારે સુંદરશ્યામ જ્યું;
તીર્થયાત્રા કરન પધારે શ્રીબલરામ જ્યું. ૧૨૮
દશ અગનાશી સકલ તીરથ કરી આયે હલધર;
ઇતિ ભારતકો યુદ્ધ પૂરન કરવાયો નટવર. ૧૨૯
દશમ એંસી તિય પ્રેર્યો વિપ્ર સુદામા સાધુ;

---

૧૨૦ તદ્સુત–તેનો પુત્ર.

દ્વારાવતી આયો પ્રભુ મિલી દિય માન અગાધુ. ૧૩૦
દશમ ઇકાસી પ્રસન્ન હોય જનજીવન કૃપા કર;
વૈભવ અતુલ પઠાય દિયો બ્રિન કહે વિપ્ર ઘર. ૧૩૧
દશ બ્યાસીમે સૂર્યગ્રહન મિષ બહુ હિતુ ધારે;
કુરૂક્ષેત્ર સકુટુંબ દ્વારિકાધીશ પધારે. ૧૩૨
વહાં આયે બ્રજભક્ત મીલે સબકો સુખ દીને;
ગોપીનકે ગોપીશ મનોરથ પૂરન કીને. ૧૩૩
દશ ત્ર્યાસીમે પાંડવકો પ્રભુ દરશન દીને;
કુશલ વારતા કરી પરસ્પર આનંદ ભીને. ૧૩૪
શ્રીજીકી પટરાની દ્રૌપદી મિલત ભયે હે;
પાંચાળી પૂછે બૃતાંત સો સકલ કહે હે. ૧૩૫
દશ ચૌરાસીમે પ્રભુ ઋષિમુનિ પૂજા કીની;
નારદ મુખ બસુદેવ ગ્યાન સંપત્તિ દીની. ૧૩૬
પુનિ યજ્ઞ હુ કરવાયો સબકો બિદા કરાયે;
સબ પરિકર સહ કૃષ્ણ દ્વારિકાપુરીમે આયે. ૧૩૭
ગુન પ્રકરન અબ ષટ અધ્યાય સુનો બડભાગી;
સુનત માત્ર શુચિ હોય ચિત્ત હરિપદ અનુરાગી. ૧૩૮
દશ પંચાસી દેવકી પુત્ર કંસ ષટ મારે;
સો લેવેકુ હરિ બલિકે પાતાલ પધારે. ૧૩૯
લાય દિયે દેવકી માત સ્નાન પાન કરાયો;
ફિર સબ સ્વર્ગ ગયે પ્રસાદ પય પ્રભુકો પાયો. ૧૪૦
દશ છાસી ગત અર્જુન હર્ણે સુભદ્રાકો કરી;
પુનિ પધારે શ્રુતદેવ જનક નૃપકે ઘર શ્રીહરિ. ૧૪૧

---

૧૩૭ પરિકર-પરિગ્રહ ( સ્ત્રી પુત્રાદિક ).

દશ સત્યાસી મુનિ પરખે વિષ્ણુ ત્રિદેવબર;
ભેદ સ્તુતિ શ્રીનારાયન બર્ની સુ તતઃપર. ૧૪૨
દશ નવ્યાસી લગ ભજન શ્રેષ્ઠ કૌનકો ત્રિદેવા;
નિશ્ચે કિયો પ્રસંગ બૃકાસુર બર મહાદેવા. ૧૪૩
તા પિછે લોકાલોક ચલ પાર જાયકે;
મરે પુત્ર બ્રાહ્મનકે શ્રીપ્રભુ દિયે લાયકે. ૧૪૪
દશ નેઉમે રાજનીતિ ગૃહસ્થાશ્રમ ગાયે;
યાદવકુલ વિસ્તાર અમિતકો પાર ન પાયે. ૧૪૫

દોહા.

પૂરન ભઈ અનુક્રમનિકા, નિરોધ દશમસ્કંધ;
સુને સુનાવે કે' દયો, છૂટે માયા બંધ. ૧૪૬

## એકાદશ સ્કંધ.

દોહા.

અબ એકાદશ સ્કંધકે, હે ઇકતીસ અધ્યાય;
મુક્તિ લીલા જાનિયે, પ્રકરન દોન કહાય. ૧

છંદ રોલા.

જીવમુક્તિ અરૂ બ્રહ્મમુક્તિ કે નામ કહે હે;
પ્રથમ જીવમુક્તિ ઉન્નિસ અધ્યાય રહે હે. ૨
દોય ભેદ તા બીચ બ્રહ્મ સાયુજ્ય સાંચ હે;
બ્રહ્મભાવ મુક્તિ સુ પ્રથમ અધ્યાય પાંચ હે. ૩
એકાદશ ધુર બ્રહ્મશાપ જાદવકુળ પાયો;

---

૧૪૨ ત્રિદેવબર–બ્રહ્માદિ ત્રણે દેવમાં શ્રેષ્ઠ. તતઃપર–તે પછી.

૧ દોન–બે.

ગ્યાર અવર વસુદેવે નારદ ગ્યાન સુનાયો. ૪
તામે નવ યોગી સંવાદ જનકકે ભાખે;
કવિ હરિ દોય જનેકે, બચન ભયે કહી દાખે. ૫
એકાદશ ત્રિ અંતરિક્ષ પ્રબુ પિસ્પલાયન;
આવિર્હોત્ર યહ ચાર બચન ભલ કિયે સુબરનન. ૬
એકાદશ ચોં ચમસ રૂ કર ભાજન કહુ વાયક;
અથ સાયુજ્ય મુક્તિ પ્રકરન ચોબિશ કો લાયક. ૭
એકાદશ ષટ દેવ સ્તુતિ શ્રીજીકી કીની;
પિછે સબ યાદવકું નાથ અસ આજ્ઞા દીની. ૮
જાય પ્રભાસ કરો સબ યજ્ઞ યાગ બર સાધન;
અસ બિચાર સુની હરિ ઉદ્ધવ પ્રશ્ન કિયે હરિકે સન. ૯
એકાદશ સત અવધૂતકો ઇતિહાસ સુભાખ્યો;
યદુરાજાસો ભો સંબાદ સકલ કહી દાખ્યો. ૧૦
ચોવીસ ગુરૂ કીને દત્તાત્રી સો કહી દીને;
કહાકી કૃતિ તજી ભજી સબતેં ગુન લીને. ૧૧
એકાદશ અઠનોં દુહુ ચોઇસ ગુરૂકો હેતુ;
એકાદશ દશ ઉદ્ધવગ્યાન હરિ દિય ભવસેતુ. ૧૨
એકાદશ એકાદશ કરે ભક્તિ સહ સેવા;
માયા બાધ કરે નહિ વાકુ કહી હરિ દેવા. ૧૩
એકાદશ દ્વાદશે દે કહ સાધુ સંગકો મહિમા;

---

૬ પ્રબુ-પ્રબુદ્ધ. (એ નામનો મુનિ). ૮ અસ-એવી. ૯ સન-સન્મુખ. ૧૦ ભો-ભયો (થયો). ૧૧ કહાકી ઇ૦—કોઇની કૃતિ તજી અને કોઇની કૃતિ ભજી (પસંદ કરી ગ્રહણ કરી) અને એવી રીતે સૌ પાસેથી ગુણનું ગ્રહણ કર્યું. ૧૨ અઠનો દુહુ-આઠમા અને નવમા અધ્યાયમાં.

કૃષ્ણચંદ્રપે વે કો સાધન યાતે સીમા. ૧૪
એકાદશ ત્રિદશમે તત્વજ્ઞાન કહી રીતિ;
સબમે સમદ્દષ્ટિ રાખે એકાત્મા નીતિ. ૧૫
ગ્યાર ચૌદ ભક્તિયોગ અતિ ઉત્કર્ષ બતાયો;
પિછે ધ્યાન સ્વરૂપ પ્રભુ જનકો સમુઝાયો. ૧૬
એકાદશ પંધ્રમે અષ્ટાદશ જે સિદ્ધિ;
જ્યા બિધિ પ્રાપત હોય કૃષ્ણ ભાખી સો વિધિ. ૧૭
ગ્યાર સોલમે રૂપ બિભૂતિ કૃષ્ણ દીખાયો;
ઈકિદશ સત્તર બરનાશ્રમકો ધર્મ સુ ગાયો. ૧૮
અષ્ટાદશમે વેહી ઇકાદશ ઉન્નિસમે સુની;
ભક્તિયોગ યમ નિમ કીયે બરનન નૃપસે મુનિ. ૧૯
એકાદશ બિંસમે ગ્યાન કર્મ યોગ કરાયે;
ભક્તિયોગ બિધિ લછન શ્રીગિરિવૈરિશ્વર ગાયે. ૨૦
એકાદશ ઈકિઇસ બિધિ નિષેધ કરતબ ભાખ્યો;
એકાદશ બાઇસિ તત્વ નિશ્ચે સો દાખ્યો. ૨૧
એકાદશ તેઇસમે ભિક્ષુ ગીત સુનાયે;
એકાદશ ચોવીસ સાંખ્યયોગ લછન ગાયે. ૨૨
એકાદશ છબીસ ઐલોપાખ્યાન બખાન્યો;
ઈકિદશ સતબીંશ પુરૂષારાધન બિધિ કહી જાન્યો. ૨૩
એકાદશ અઠબીસમે યોગચર્યા કહે હે;
શ્રીમુખ બચન સુને સંશય શૂલ ક્યહું ન રહે હે. ૨૪
ઈકિદશ ઉનતીસ યોગમાર્ગ ઉપદેશી કરી;
બિદા કિયે ઉદ્ધવકો બદ્રિકાશ્રમ શ્રીહરિ. ૨૫
અબ બ્રહ્મમુક્તિ પ્રકરન બરનન સોઇ હોય હે;

તાબીચ મમતા અહંત્યાગ અસ ભેદ દોય હે. ૨૬
એકાદશ ત્રીસમે ત્યાગ મમતાકો દેખો;
નિકસી દ્વારિકાતેં પ્રભાસ લીલા કરી લેખો. ૨૭
એકાદશ ઈકતીસમે ત્યાગ અહંતા ભાખી;
બ્રહ્માદિક સ્તુતિ કીની કૃષ્ણ પ્રસન્નતા દાખી. ૨૮
અસુરકો વ્યામોહ કરન અસ લીલા કીની પ્રભુ;
સદા દ્વારિકાધીશ દ્વારિકા રાજત મહાબિભુ. ૨૯

દોહા.

ઇહિ એકાદશ કંધકી, અનુક્રમનિકા અનુપ;
સુનત પઠત શ્રીકૃષ્ણ રતિ, ભાવે તો તદ્રૂપ. ૩૦

## દ્વાદશ સ્કંધ.

દોહા.

અથ સુની દ્વાદશ કંધકે, હે ત્રિદશ અધ્યાય;
આશ્રય લીલા કહત હે, પ્રકરન પાંચ કહાય. ૧

છંદરોલા.

લોકાશ્રય અરૂ બેદાશ્રય ભગવદાશ્રય હુ પુનિ;
શબ્દાશ્રય અર્થાશ્રય નામ પાંચહુકે સુની. ૨
લોકાશ્રય પ્રકરન ધુર, સોહે દ્વે અધ્યાયકો;
બાર પ્રથમમે બરનન હે જો ભયે રાયકો. ૩
બાર અપરમે હોનહાર રાજાગન ગાયો;
વેદાશ્રય પ્રકરન અધ્યાય દોયકો આયો. ૪
બાર તીસરમે સબ યુગ યુગકે ધર્મ કહે હે;
બાર ચારમે પ્રમાન યુગ યુગકે સુ રહે હે. ૫

૨૯ વ્યામોહ—મોહ.

પ્રલયકાલકો બરનન ઔર યાહીમે કીનો;
ભગવદ આશ્રય પ્રકરન તીસરોસોહે નીકો. ૬
બાર પંચમે પ્રમાન લછન કથન રહ્યો હે;
પરીછતજ્યુકો તછકદંશ કિયો સુ કહ્યો હે. ૭
દ્વાદશ ષટે પરીછત મોક્ષ ભયો કહી દાખ્યો;
સર્પયજ્ઞ પુનિ શાખા બરનન વેદ સુભાખ્યો. ૮
ચોથો પ્રકરન શબ્દાશ્રય અધ્યાય તીન સહી;
શ્રીભાગવત શબ્દમય આશ્રય કૃષ્ણરૂપ લહી. ૯
મારકંડ આખ્યાન બાર અઠ નોં દસ લોં ગીન;
અર્થાશ્રય પ્રકરન્ન પંચમ અધ્યાયસુ હે તીન. ૧૦
શ્રીભાગવત સુઅર્થ માની શ્રીકૃષ્ણ સ્વરૂપા;
દ્વાદશ ઈકિદશ દ્વાદશ સૂર્ય પ્રમાન અનુપા. ૧૧
દ્વાદશ દ્વાદશમે પૂર્વોક્ત કથા સબ ગાઈ;
આદિ અંત લોં એકે હી અધ્યાયમે સુનાઈ. ૧૨
બારતેરમે પુરાન સંખ્યા ફૂલશ્રુતિ ભાખી;
શ્રીભાગવત કૃષ્ણમય શ્રીહરિજન લેહુ ઉર રાખી. ૧૩

### છંદ હરિગીત.

યહ અનુક્રમ શ્રીભાગવતકો સુને ઔર સુનાવહી;
શ્રીકૃષ્ણકી દ્રઢ પ્રેમભક્તિ લહે હરિ મન ભાવહી. ૧૪
સબ પાપ મહાસંતાપ ભાજે જનની જઠર ન આવહી;
દ્રુત લહે અભિમત કામમાયા કાલત્રાસ મીટાવહી. ૧૫
સબ ધર્મ સાધનતેં રહિત ઈકિ એહી દૃઢ રતિ ગાવહી;

૧૫ દ્રુત–તત્કાલ.

યહ લોક જશ પરલોક સુખ કોહુ કદા ન સતાવહી. ૧૬
આનંદમંગલ દસો દિશ મુખ અશુભ કછુ ન દીખાવહી;
હિય બસે પરમાનંદ છબી શ્રીકૃષ્ણ મોદ બઢાવહી. ૧૭
શ્રીનર્મદાતટ ચંડિપુરી શ્રીશેષશાયીપ્રભુ જ્યહાં;
સાઠોદરે નાગર સુજ્ઞાતિ વિપ્રકવિ બસિયત વહાં. ૧૮
જન દયારામ જ્યું નામ બૈષ્ણો બલ્લભી રચના રચી;
શ્રીગુરૂ ગિરિવરધરન વલ્લભ યહિ તસી રસના નચી. ૧૯

દોહા.

પૂર્ન ભયી અનુક્રમનિકા, શ્રીભાગવત પુરાન;
દયારામકે હિય બસોં, ઔર કરે જો ગાન. ૨૦
શક અઠર અગનાસી શુભ, ફાગુન દ્વિતીય કૃષ્ણ;
ગ્રંથ સમાપત તાહિ દિન, પૂરન કરી પ્રભુ તૃષ્ણ. ૨૧



# કૃષ્ણજન્મખંડ.

## ગરબો.

શ્રીગુરૂ ગોવિંદને રે, પ્રથમે પાયે લાગું;
પ્રાગટ્ય હરિનું રે, ગાવાને મતિ માગું. ૧
પરીક્ષિતે પૂછ્યું રે, શુકજીને શિર નામી;
કૃષ્ણ કેમ જન્મ્યા રે, તે મુજને કહો સ્વામી. ૨
ધન્ય ધન્ય કહીને રે, બોલ્યા શુકમુનિ વાણી;
સાંભળ રાજા રે, હરિગુણ કહું વખાણી. ૩
કારણ કહું છું રે, પૃથ્વી પીડા પામી;
ભાર વધ્યો છે રે, બ્રહ્માએ કહ્યું શિર નામી. ૪
સુર સહુ સાથે રે, વિધિ ક્ષીરસાગર આવ્યા;
નારાયણને રે, સ્તુતિ કરી રીઝાવ્યા. ૫
હરિએ જણાવ્યું રે, ભૂમિનો ભાર હરીશ;
પૂર્ણ પુરૂષોત્તમ રે, વ્રજમંડળ અવતરીશ. ૬
સહુ સામગ્રી રે, સિદ્ધ કરો તમે પેહેલી;
પ્રગટ થવાની રે, ઈચ્છા અમને વેહેલી. ૭
સુણી એમ બ્રહ્મા રે, બ્રહ્મ લોકમાં પધાર્યા;
દેવ સરવને રે, ગોપ કરી અવતાર્યા. ૮
દ્રોણસુત ને રે, નંદરાય થયા જાણો;
પત્ની તેકેરી રે, યશોદાજી પરમાણો. ૯
કંસને જણાવી રે, આકાશવાણી ઘેરી;
ગર્ભ દેવકીનો રે, આઠમો તારો વેરી. ૧૦

---

૯ દ્રોણસુત—અશ્વત્થામા.

એમ સુણીને થઈ રે, ચિંતા કંસ હૃદેમાં;
બેન બનેવી રે, નાખ્યાં કારાગૃહમાં. ૧૧
ચોકી મૂકી રે, મૃત્યુતણો ભય જાણી;
ખટ સુત હણિયા રે, દુષ્ટે દયા ન આણી. ૧૨
પછે પ્રભુજીએ રે, મહામાયાને બોલાવી;
કર જોડીને રે, ઊભી રહી તે આવી. ૧૩
આજ્ઞા આપી રે, એટલું કારજ કરજે;
દેવકી ઉદરથી રે, શેષ રોહિણી ગર્ભ ધરજે. ૧૪
પછી અવતરજે રે, તું નંદની થઇને;
તેજ પ્રમાણે રે, કર્યું દેવીએ જઇને. ૧૫
પ્રભુજી પધાર્યા રે, દેવકી ઉદર આનંદે;
ગર્ભસ્તુતિ કીધી રે, બ્રહ્માદિક શ્રુતિ છંદે. ૧૬
તેજપણું આવ્યું રે, દિન દિન દેવકીતનમાં;
તે અવલોકીને રે, કંસ બળે બહુ મનમાં. ૧૭
સેવક શીખવ્યા રે, સહુ સાવધ થઇને રહેજો;
પ્રસવ થતામાં રે, મુજને આવી કહેજો. ૧૮
તાલાવેલી રે, લાગી ક્ષણુ ન જંપે;
પળ પળ પૂછે રે, કાળના ભયથી કંપે. ૧૯
એમ કરંતાં રે, શ્રાવણ આવિયો સાર;
કૃષ્ણપક્ષમાં રે, અષ્ટમી ને બુધવાર. ૨૦
નક્ષત્ર રોહિણી રે, અર્ધ નિશા ગઇ જ્યારે;

---

૧૪ શેષ ઇ૦—દેવકીના ઉદરમાં શેષ (બળરામ) ગર્ભરૂપે છે તેને રોહિણીના ઉદરમાં મૂકજે. (રોહિણી—વસુદેવની બીજી સ્ત્રી.)

૧૫ નંદની-( નંદની દીકરી ).

કળા સોળ પૂરણ રે, શ્રીકૃષ્ણ પ્રગટ્યા ત્યારે. ૨૧
હરિજન હરખ્યાં રે, બ્રહ્મજ્ઞાની મન લાજ્યાં;
શિવ વિધિ ફૂલ્યા રે, દેવ દુંદુભિ વાજ્યાં. ૨૨
અદ્‌ભૂત બાળક રે, કમળનેણ સુખકારી;
રૂપ ચતુર્ભુજ રે, ગદા શંખ ચક્ર ધારી. ૨૩
પદ્મ પીતામ્બર રે, કિરીટ કુંડળ શોભે;
શ્રીવત્સ લક્ષ્મ રે, ચિન્હ કૌસ્તુભ મન લોભે. ૨૪
મેઘવર્ણ વપુ રે, કેશ સંકુચિત રાજે;
કંકણ કરમાં રે, બાજુબંધ બિરાજે. ૨૫
નખશિખ સુંદર રે, તિલક કેસરી કીધું;
માત પિતાને રે, એવું દરશન દીધું. ૨૬
દેવકી વસુદેવ રે, સ્તુતિ કરે સ્નેહ આણી;
શ્રવણ કરીને રે, હરિ બોલ્યા વાણી. ૨૭
આજ પ્રમાણે રે, ત્રણ જન્મ મેં લીધા;
પુત્ર થઇને રે, પૂરણ મનોરથ કીધા. ૨૮
ઇત્યાદિક સહુ રે, પૂર્ણ કથા સંભળાવી;
વ્રજ જાવાની રે, વિધિ સહુ વા’લે બતાવી. ૨૯
અમને વ્રજમાં રે, નંદરાય ઘેર પધરાવો;
ત્યાં પ્રગટી છે રે, કન્યા એક તેને લાવો. ૩૦
ચિંતા નવ કરશો રે, સુખ સઘળું થાશે;
અમ ઇચ્છાએ રે, વિધિ વેગળા જાશે. ૩૧

---

૨૨ બ્રહ્મજ્ઞાની—ઇશ્વરના સગુણરૂપની નિંદા કરનાર બ્રહ્મજ્ઞાની.

૨૪ પદ્મ-કમળ. લક્ષ્મ-લાંછન. ૨૫ વપુ—શરીર. સંકુચિત—એકઠા કરેલા. ૩૧ વિધિ—કંસે કરેલા પ્રને મારવાના પ્રકાર.

બાળકરૂપે રે, થયા પ્રભુ એવું કહીને;
વસુદેવ ઊઠ્યા રે, બેડી પડી દૂર જઇને. ૩૨
દ્વારનાં તાળાં રે, સે'જે સર્વે ઉઘડિયાં;
સેવક સૂતા રે, નિદ્રા ઘારણ પડિયાં. ૩૩
લાલજીને લીધા રે, વસુદેવ ચાલ્યા હરખે;
છત્ર કીધું શેષે રે, ઝરમર મેહુલો વરસે. ૩૪
આવી પોહોચ્યા રે, શ્રીયમુનાજી માંહે;
સ્પર્શવા પ્રભુપદ રે, ચઢ્યાં કાલિંદી ત્યાંહે. ૩૫
વસુદેવ બીન્યા રે, હરિએ વારતા જાણી;
ચરણ વધાર્યા રે, સ્પર્શ કર્યો ઘટ્યાં પાણી. ૩૬
વળતા વસુદેવ રે, શ્રીગોકુળમાં આવ્યા;
જશોદા પાસે રે, પ્રાણજીવન પધરાવ્યા. ૩૭
પુત્રી લેઇને રે, મથુરા આવ્યા નિજ સ્થળમાં;
જે જ્યમ હુતું રે, તે ત્યમ થયું પળમાં. ૩૮
બાળકી રોઈ રે, કંસને ખબર પમાડી;
આવ્યો તત્ક્ષણ રે, દેવકી સુતા દેખાડી. ૩૯
ના ના કહેતાં રે, દુષ્ટે લીધું ખુંચી;
જેવી પછાડે રે, ગઈ વછુટી ઊંચી. ૪૦
બાળા બોલી રે, સુણ મૂરખ મૂજ વાણી;
શત્રુ તારો રે, પ્રગટ્યો ક્યહું લે જાણી. ૪૧
એમ સુણીને રે, આશ્ચર્ય મનમાં લાવ્યો;
જૂઠું બોલી રે, દેવે મુને ભરમાવ્યો. ૪૨
વસુદેવ દેવકી રે, કારાગ્રહેથી કાઢ્યાં;

---

૩૫ ચઢ્યાં—પાણી ઊંચું ચઢ્યું.

મેં વણવાંકે રે, તમને ક્લેશ પમાડચાં. ૪૩
એ જે કથા તો રે, એટલે રહી એમ લહિયે;
હાવાં ગોકુળમાં રે, કયમ થયું તે કહિયે. ૪૪
પુત્રનું પ્રગટવું રે, પ્રાત સમે સહુ જાણી;
નંદ યશોદા રે, સુખ થયું નવ જાય વખાણી. ૪૫
વ્રજપતિને ઘેર રે, નિર્ભે નોબત વાજી;
સુણી સજનનાં રે, ચિત્ત થયાં બહુ રાજી. ૪૬
ગોપીજન સહુ રે, સજ્યા સુંદર શણગાર;
નંદ ઘેર આવ્યા રે, નિરખ્યા પ્રાણઆધાર. ૪૭
મોતીડે વધાવ્યા રે, ગાતાં મંગળ ગીતે;
ઘણું ઘણું જીવો રે, આશિષ દીધી પ્રીતે. ૪૮
ગોપ સહુ આવ્યા રે, ગોરસ શીકાં ભરીને;
નંદ નવરાવ્યા રે, પૂરણ પ્રેમ ધરીને. ૪૯
દધિ હળદરનો રે, કીચ આંગણ સોહે;
આનંદ ઉત્સવ રે, નિરખી સહુ મન મોહે. ૫૦
પૂરણ નાહ્યા રે, નંદ શાસ્ત્રની રીતે;
દાન બહુ દીધાં રે, દ્વિજને પૂરણ પ્રીતે. ૫૧
બંદીજનને રે, અતિ ધન દેઈ સંતોષ્યા;
પૂજ્યા સર્વને રે, પ્રેમ ધરીને પોષ્યા. ૫૨
શ્રીમહાલક્ષ્મી રે, વ્રજપુર વસિયાં વાસે;
આનંદસાગર રે, ઉલટચો નંદ અવાસે. ૫૩
શોભા સઘળી રે, કયમ મુખે જાય વખાણી;
સહુ સુખ સંપત્તિ રે, શ્રીગોકુળ લ્યો જાણી. ૫૪
પ્રભુ પ્રાગટચનો રે, ગરબો જે કોઈ ગાયે;
સ્નેહથી સુણતાં રે, મનવાંચ્છિત ફળ થાયે. ૫૫

પંચાવન પદ રે, સુંદર રીતે સમાચો;
કૃષ્ણજન્મનો રે, દાસ દયે જશ ગાયો. ૫૬

## પદ ૧ લું.

હરિ શું ના થાય જો મનથી કરો;
ના કરો ત્યાં સુધી સહુ વિચાર ખરો. ટેક. ૧
ચંદ્રહાસને વિષની વિષયા કરી,
ગુરૂપુત્ર આણ્યો જે ગયો'તો મરી;
અજામિલ સરીખાને ઉદ્ધાર્યો હરિ,
મળ્યા મુચુકુંદને તો એ દેહ ધરી. હરિ શું૦ ૨
દોષ એકનો ક્યમ લાગે સરવને,
બ્રહ્મશાપ લાગ્યો સહુ યાદવને;
વંચાવ્યા વજ્રનાભાદિ ઉદ્ધવને,
કશું દુર્લભ નથી સહુના ધવને. હરિ શું૦ ૩
અયોધ્યાવાસી સરવે વૈકુંઠે ગયા,
તે શું એકે કાળે સહુ યોગ્ય થયા;
નહિ તેનું સાધન એ તમારી મયા,
નિજતાત તે દશરથ સ્વર્ગે રહ્યા. હરિ શું૦ ૪
એકદા તમો ધર્મ અધર્મી કર્યો,
કળિ દોષનિધિ તેમાં સગુણ ધર્યો;
ગતિ ના સંભવે દુર્યોધન ઉદ્ધર્યો,
દયા પાળતાં ભરત દુઃસંગી ઠર્યો. હરિ શું૦ ૫
હણ્યો રાવણ રણમાં દુરાચારી,

---

૩ વંચાવ્યા—બચાવ્યા. ધવ—સ્વામી. ૫ ગતિ—સદ્ગતિ. જેની સદ્ગતિ થવાનો સંભવ નહિ એવા દુર્યોધનને.

તદપિ રામ કર્યો મખ અઘ ભારી;
પોતે પૂરણ વેશે પરશુ ધારી,
ના ગણ્યું અઘ બંધુ માતા મારી. હરિ શું૦ ૬
લોહચૂર ઉગ્યું જુઓ કનક બળ્યું,
તાર્યા પથ્થર વૃદ્ધને યૌવન ફળ્યું;
પામ્યા પડિયા મહાપદ અઘ મળ્યું,
ઇચ્છાબળ અકળિત કોઇએ ના જાય કળ્યું. હરિ શું૦ ૭
નળ પુણ્યશ્લોકી કુસંગ ગ્રસ્યો,
મત્સ્યવિષયવ્યાધ સૌભરીને ડશ્યો;
દ્વિવિદ નરક દુઃસંગે ફશ્યો,
બળિ વિભીષણ નહિ સંગ દોષ કશો. હરિ શું૦ ૮
સુદ્યુમ્ન મન નર નારી નર નારી,
થઈ એક દેહમાં બે સુખ દાખ્યાં હરિ;
પ્રતિપક્ષે ઉભય તનુ જાય ફરી,
પાંડુરાય લગ્ન વિધિ કથન હરિ. હરિ શું૦ ૯
સીતા દુઃખી, વંઝયા ગિરિજા ભાળો,
શિવ સમરથ ભિક્ષાટણ નિહાળો;

---

૬ મખ–યજ્ઞ. અઘ–પાપ. રાવણ વધમાં ભારે પાપ માનીને યજ્ઞ કર્યો. ૭ લોહચૂર–યાદવોએ ઘશીને સમુદ્રમાં નાખી દીધેલું લોઢું એરકા થઈને ઉગ્યું કનક બળ્યું–સોનાની લંકા બળી ગઇ. વૃદ્ધ ઈ૦—યયાતિ રાજા વૃદ્ધ થયો હતો તેને પોતાના છોકરા પૂરૂની જુવાની પ્રાપ્ત થઈ. પામ્યા ઇ૦—મહાપદ પામેલા પડયા અને તેમને પાપ મળ્યું ( જય વિજયને ).

૮ સૌભરી—એ નામાના ઋષિ. જળમાં મત્સ્યનો સંયોગ જોઇને સૌભરી ઋષિ તપથી ચલાયમાન થયા. દ્વિવિદ–એ નામનો વાનર.

૯ સુદ્યુમ્ન ઈ૦—સદ્યુમ્ન પુરૂષનો સ્ત્રી અને સ્ત્રીનો પુરૂષ થયો હતો.

મુનિ મુહૂર્ત્ત ના ફળ્યું થયો ખાળો,
તે વેળા રામ વન સહ્યું શ્રમ ટાળો. હરિ શું૦ ૧૦
અધોદ્વારે મહિષ ઉચરાવી શ્રુતિ,
બ્રાહ્મણ ભક્તદ્રોહીને દીધી સુ ગતિ;
શુક હનુમાનાદિક હજી વાસ ક્ષિતિ,
અતિ અચિંત્ય અંતરજ્ઞ! આપકૃતિ. હરિ શું૦ ૧૧
જુગ બીજો ત્રીજો, ત્રીજો બીજો કીધો,
ઇંદ્રિ વૈભવ સહજ સુદામા દીધો;
આપી અગસ્ત્યને સત્તા સાગર પીધો
વર્તુળ તાલ દ્રુમ એક શર વીંધ્યો. હરિ શું૦ ૧૨
"કરતુમકરતુમન્યથાકરતુમ" વિભુ,
કરો ધરણી ગગન, કરો ગગનને ભૂ;
ગતિ ના લહે શેષ રમા ને શંભુ,
સાચું છે નથી કોઈ પ્રભુનો પ્રભુ. હરિ શું૦ ૧૩
પ્રભુ પ્રમાણ જોશો તો પાર નથી,
હરિ પ્રેમ વિચારો ત્યાં વાર નથી;
સમરથ સુઘડને ઘણું કહ્યે સાર નથી,
દયાનો તમ પાખે નિસ્તાર નથી. હરિ શું૦ ૧૩

## પદ ૨ જું.

જેના હૃદયમાં અખંડ રસિક રૂપ, તેને કાંઇ નથી કરવું રે;

---

૧૦ મુનિ–વસિષ્ઠ. રામને ગાદીએ બેસવાનું મુહૂર્ત્ત મિથ્યા ગયું!

૧૧ અધોદ્વારે ઈ૦—પાડા પાસે ગુદદ્વારા વેદ બોલાવ્યા. ક્ષિતિ–પૃથ્વી (ઉપર). ૧૨ વર્તુલ–ગોળ. તાલ–તાડ.

પૂરણ લીલા શ્રીરાધા વ્રજભૂપ, તેને બાકી નથી તરવું રે. ૧
જેને દૃઢ આશ્રય શ્રીવલ્લભ દેવ, તેને કાંઇ નથી કરવું રે;
વ્યસન મુખ કૃષ્ણ માનસી સેવ, તેને બાકી નથી તરવું રે. ૨
ભજન સર્વાત્મા શ્રીહરિ ગુરૂ સંત, તેને કાંઇ નથી કરવું રે;
દૃઢ પ્રતીતિ ગુણ ગોપીકંથ, તેને બાકી નથી તરવું રે. ૩
સેહેજ આત્મસાત્ કર્યો કૃપાનાથ, તેને કાંઇ નથી કરવું રે;
શ્રીગુરૂ ભગવદીએ ઝાલ્યો જેનો હાથ, તેને બાકી નથી તરવું રે. ૪
સેહેજે સહુ કૃષ્ણ કૃપાવડે થાય, તેને કાંઇ નથી કરવું રે;
એનો જીવ પાસે ના મળે ઉપાય, તેને બાકી નથી તરવું રે. ૫
અનન્ય સેવા અખંડ સતસંગ, તેને કાંઇ નથી કરવું રે;
દયા પ્રીતમનો જેની ઉપર રંગ, તેને બાકી નથી તરવું રે. ૬

## પદ ૩ જું.

અબયે પધારો માકા રાજ હો, પ્યારીકો રોસવો ના છૂટે;
મહારાજા હો પ્યારીકો રોસવો ના છૂટે,
વ્રજરાજા હો પ્યારીકો રોસવો ના છૂટે. ટેક. ૧
એજી માકા રાજ હો મેં પૈયાં પરી હારી;
ત્યોં ત્યોં વે દૂણી દૂણી રૂઠે. મહારાજા હો પ્યારીકો૦ ૨
એજી માકા રાજ હાંથે લાજ તજી ડારો હો, રંગની રી રેણી સારી ખૂટે;
એજી દયાનાથજી, પ્યારીજી મનાઇ હો દોહુ મીલી રતિ રસ છૂટે,
વ્રજરાજા હો પ્યારીકો રોસવો ના છૂટે. ૩

---

૨ વ્યસન ઇ૦—મુખે કૃષ્ણ કહેવાનું વ્યસન, અને માનસી સેવા. ૪ આત્મસાત્ ઇ૦—જેને કૃપાનાથે સેહેજમાં આત્મસાત્ ( આત્મમય ) કર્યો છે.

૧ અબયે-હમણાથી. માકા-મારા. રોસવો-રીસ-રૂસણું. ૨ પૈયાં-પગે પરી-પડી. દૂણી—બમણી. ૩ હાંથે-અહીંથી. રેણી—રાત.

## પદ ૪ થું.

### રાગ કાળીંગડો.

કેસરિયા રંગ છે થાને રે, મોતી રંગ છે થાને રે;
મોહ જગ બજારી બેન રે, મોતી રંગ છે થાને રે.
બાહાવરી બાળા બ્રજરી ભઈ છે, દેખી થારા નેન;
* * * છેલ્લા લા શરકે થારા બેન. ટેક. ૧
બ્રહ્મ આદિ બેદ કે' થાકો કોઉ ન પામે પાર;
સો થેં પ્યારા સાંવરા થેં દારા ગોપીલાર રે. મોતી૦ ૨
શેષ મહેશ બિધિ સુર નારદ, પૂજે જાહીકે પાય;
સો થેં પ્યારી રાધિકાજીરો, કર જોરી શિર નાય. મોતી૦ ૩
અકળકળા જાય ન કળી, પો'ચે નહીં મન બાચ;
તાલી દે આહિરાણીકાં, થેઇ નચાવે નાચ રે. મોતી૦ ૪
નેહ રે કારણ નાથજીએ, તોરી બેદરી રીત;
દાસ દયાના પ્રીતમજી થાંને, પ્રાણશુ પ્યારી પ્રીત રે. મોતી૦ ૫

### કવિત ૧ લું.

એક તું દુજી ન તોસી, મોહનકે મનમે ત્રિયા,
અજહું બિચારે કા તું પંચમ ગાવત ગુની;
છનુ જુગ હોત કયો, અલસત બીતે અષ્ટ જામ,
ઇત નૌ કા હઠ પિયસો, દશ દરસાવે કયોં ની;
ગ્યારા પીયકી મગન કર, બારનેમે જાઉ તેરે,
ચૌદે તું પ્રબીન, પંદ તજ સજ સોરે કુની;

---

૧ થાને-તને. બ્રજરી—વ્રજની. થાર.—તારાં.

૨ થાકો-તારો. સો થેં-તે તું. ૩ રાધિકાજીરો- રાધિકાજીને. ૫ બેદરી—વેદની. થાંને-તને. * એક બે શબ્દ ગયા હોય એમ જણાય છે.

સત્ત રવો છોડ, ઠારી હોઉ નીશ નાહીં વીસ;
રામ દે દયા પ્રભુકો, બિનતિ મેરી તું સુની. ૧

## કવિત ૨ જું.

તેરી સુરતપેં [શુ]ભ રૂચ હે પિયાકી [લાગી],
[અબ] કાસી કહું કોટિ ચંદા વર મુખ તેરો;
તેરી રૂપ નગ્ર મરૂત હૈયે કૃષ્ણ ગઢ રહી,
ભયો પ્રહે ઉદે પુર કટક કિયો હે ઘેરો;
જે પૂરન પાવે, શોચ સાથ બડો દાવ એહી,
ભુજ ભરી મીલ દોર કલ્યોકર અજ મેરો;
દીલ હી મેં આઈ રાધા, મુલ તાન હો સો કહો;
જાય મીલી દયાપ્રભુ, કીયો દ્વય કામ ચેરો. ૨

---

૧ દૂતી રાધાને કહે છે કે હે રાધા! કૃષ્ણને મન તું એકજ છે, મોહનના મનમાં તારાથી બીજી ત્રિયા નથી; ગુણી લોક હવે પંચમ રાગ ગાય છે, તોય હજી તું શું વિચારે છે? (અર્થાત્ સવાર થવા આવ્યું છે) તારા વિના એક ક્ષણ તે જુગ જેવી થાય છે માટે આઠ પોહોર વીતતાં સુધી તું શું આળસ કરે છે? તું પ્રિયની સાથે એટલી બધી હઠ શું કરે છે? અને તારી દૃષ્ટિ કેમ દેખાડતી નથી? તારા પ્રિયની તું અગ્યારે ઇંદ્રિયો મગન કર, હું તારા બારણામાં જાઉંછું (ચોકી કરૂં છું. અથવા તો તારા વારણાં લઉં). તું ચૌદે વિદ્યામાં પ્રવીણ છે, માટે ફંદ છોડીદે અને ફરીને સોળે શણગાર સજ. હું તને સાચું કહું છું માટે (મનમાંથી) મેલ કાઢી નાખીને ઊભી થા. હવે રાત (બાકી) નથી, માટે મારી વિનતિ સાંભળીને તું દયાના પ્રભુને વીશરામ આપ. છનુ—ક્ષણ. ઈતનૌ—એટલી. દશ—દશ (દૃષ્ટિ). ગ્યારા—અગિયાર (ઇંદ્રિયો). પંદ (ફંદ). રવો—રવાદારગી—મનનો મેલ. આ છંદમાં એકથી વીશ લગીની સંખ્યા બતાવી છે માટે **મુદ્રાલંકાર.**

૨ સુરત—છબી. રૂચ (રૂચિ)—પ્રીતિ. કાસી ઇ૦—હું તને કાસી (કોના જેવી) કહું? કોટિ ચંદા સમાન તારૂં મુખ વર (ઉત્તમ) છે. તેરી ઈ૦—તારા રૂપરૂપી નગરની મરૂત (મૂર્તિ) કૃષ્ણના હઈઆમાં ગડી રહી છે.

## કવિત ૩ જું.

## વિદેશીભાષાનું.

ગિરધર મુજ પ્રાન, તુહી સાંવલડા પ્યારા;
મહામુચ પીમુચ સ્વામી ઇકિડરારા. ૧
માર દરપી દર બીરાદર, દુસ્તર ખલક બિસારા;
જાણી જીવની પીડ મનોરથ, દુરામા હારા. ૨
નકો કુણાચે પ્રેમ પૈતુમવ સ્વામી નિરંતર;
દયા પ્રિતમ થાં કી દાસી, માટે કાંઇ ડર. ૩

## પદ ૧ લું.

શ્રીજી શામાટે સાંભળતા છો ની,
મારી વિનતિ વહાલાજી મુને તે કો'ની;
કહેશો સુણીએ છીએ તો ઉત્તર ઘોની. ટેક. ૧
હું તો હાર્યો હવાં કરગરતો રડતો,
તેનો જવાબ હજુ કાંઈ નથી જડતો;
રખે પતીત જાણીને મેલ્યો હોય પડતો. શ્રીજી૦ ૨
સેવું કેમ સમજું અગ્નિ બળતાં,
છો દયાળુ દયા ના આવે ટળવળતાં;
કૃપા કરો તો વિલંબ નથી દુઃખ ટળતાં. શ્રીજી૦ ૪
ગમું તમ એવો હું કેમ થાઉં,
માયાજાળમાં ઘેરાયો છું તે ક્યાં જાઉં;
તમો વિના બળ નથી ક્યાં અથડાઉં. શ્રીજી૦ ૫

---

ભયો ઈ૦—બ્રહ (વિરહ) પૂર ઉદે ભયો (થયો) છે અને કટકે (કામના) સૈન્યે ઘેરો કર્યો છે. પૂરન—પૂર્ણ. દોર—દોડીને. અજ—આજ. આ કવિતામાં ગામનાં નામ મુદ્રિત કર્યાં છે માટે **મુદ્રાલંકાર.**

૧ ની—નહિ.

જેને પ્રાણ સરીખું પ્યારૂં કહીએ,
એમ પોતાનાં જાણીને પાણિ ગ્રહીએ;
એમ તેથી છેક અળગા ના રહીએ. શ્રીજી૦ ૬
મારા વાહાલા મારી અકળામણ ટાળો,
કૃપાદૃષ્ટિએ કરીને મારી સામું ભાળો;
જેવો તેવો છે દયો તમારો પાળો. શ્રીજી૦ ૭

## પદ ૨ જું.

મારે અંત સમય અલબેલા, મુજને મૂકશો મા;
મારા મદનમોહનજી છેલા, અવસર ચૂકશો મા. ૧
હરિ હું જેવો તેવો તમારો, મુજને મૂકશો મા;
શ્રીગુરૂ ચાંપે ગ્રહો કર મારો, અવસર ચૂકશો મા. ૨
મહાદોષ કોષ સંભારી, મુજને મૂકશો મા;
શર્ણાગતવત્સલ ગિરિધારી, અવસર ચૂકશો મા. ૩
હરિ મારે ધરમ નથી કાંઇ સાધન, મુજને મૂકશો મા;
નથી સતસંગત સ્મરણ આરાધન, અવસર ચૂકશો મા. ૪
શ્રીપતિ સર્વાત્મા સર્વોત્તમ, મુજને મૂકશો મા;
મારા પ્રાણજીવન પુરૂષોત્તમ, અવસર ચૂકશો મા. ૫
સમર્થ કરૂણાસિંધુ શ્રીજી, દયાના પ્રભુ મૂકશો મા;
મારે ઓથ નથી કોઈ બીજી, અવસર ચૂકશો મા. ૬

## પદ ૩ જું.

શ્રીવલ્લભ વિઠલ સ્વામી, શામળિયા વાહાલા;
સઘળું સમજો છો અંતરજામી, નંદલાલા રે. શામળિયા૦ ૧
ભય તો લાગે છે મુજને ભારી, શામળિયા વાહાલા;
અંતકાળે શી વલે મારી, નંદલાલા રે. શામળિયા૦ ૨

સેવા સમરણના ભાવે કીધું, શામળિયા વાહાલા;
રંક સાધુને દુખડું દીધું, નંદલાલા રે. શામળિયા૦ ૩
હીનો સાધન સહુ ધર્મે, શામળિયા વાહાલા;
પરિપૂરણ છું કુકર્મે, નંદલાલા રે. શામળિયા૦ ૪
જાત જાણે છે સંત સાચો, શામળિયા વાહાલા;
પાખંડી પૂરો તમથી કાચો, નંદલાલા રે. શામળિયા૦ ૫
શ્રીગુરૂ સાંધો તે વિચારી, શામળિયા વાહાલા;
તે સમે લેજો શુદ્ધ મારી, નંદલાલા રે. શામળિયા૦ ૬
બાંય ગ્રહ્યાની લાજ ધરજો, શામળિયા વાહાલા;
પીડા ના પામું એવું કરજો, નંદલાલા રે. શામળિયા૦ ૭
મન મુખ લોચન માયાવી રહે જો, શામળિયા વાહાલા;
દાશ ના જોશો દરશન દેજો, નંદલાલા રે. શામળિયા૦ ૮
શ્રીમુખ બોલ્યા તે સાચું કરજો, શામળિયા વાહાલા;
તે સમે દુઃખ દયાનાં હરજો, નંદલાલા રે. શામળિયા૦ ૯

## પદ ૪ થું.

### રાગ સારંગ.

શ્રીજી સારા નઠારા તોય તમારા;
પાપ પુણ્યની ગરજ નહિ, જો શ્રીજી થયા અમારા. ટેક. ૧
ચરણસરોજ રૂપી ઓજ જોયું, સંતાપ ગયા સવારા;
લાલનુ લાલિત્યરૂપ હૃદેમાં, તેણે સળગ્યા પાપના ભારા. શ્રીજી૦ ૨
ક્ષીરસમુદ્રમાં પીર તજી પેઠો, દૃષ્ટે જોયા નહિ સાયર ખારા;

---

૪ હીનો—હીણ—રહિત. ૮ મન મુ૦—મારૂં મન, મુખ અને નેત્ર માયાવી રહે છે અથવા મન્મુખ—મારૂં મુખ.

૨ સરોજ—કમળ. ઓજ—તેજ. લાલિત્ય—સુંદરતા.

ભૃગુઅંઘ્રિ ચિન્હિત હૃદે જોઈ, મારા કપાયા કર્મના ગારા. શ્રીજી૦ ૩
રંકનો રાજા તમ કૃપાથી, થઇ ગયો હું દેવમોરારા;
શિવ બ્રહ્માદિક નારદ શારદ, લાગે ન કોઈ મને સારા. શ્રીજી૦ ૪
એવો દઢાશ્રય મેં ગ્રહ્યો ત્રિકમ, આવ્યા નિવૃત્તિના તવ વારા;
કુળ કુટુંબ ને લોક પ્રભુ, સુહૃદ સ્વજન શ્રીજી તમે મારા. શ્રીજી૦ ૫
ગુણગણનો પાર શેષ ન પાયે, હે નરહરિ રૂપ નોધારા;
દયાપ્રીતમ હું દાસ તમારો, થયો ત્યારે પામ્યો ભવપારા. શ્રીજી૦ ૬

## પદ ૫ મું.

### રાગ સારંગ.

વિઠલવર ક્યારે મને ઉદ્ધારો;
વિદુરાદિકને વગર બોલાવ્યે, આણી મેળ્યો હરિ ધારો. ટેક. ૧
વ્યાધ ગીધ જેવા અનન્યપણાનો, શું હજુ નથી આવ્યો વારો;
પૂતના જેવી દષ્ટિ થઇ નથી, શે શ્રીજી વાર લગારો. વિઠલવર૦ ૨
શુ ગણિકા જેવું કાંઈ ન જાણ્યું, વલ્લભ વે'લો લાવો નિસ્તારો;
પદ મૂકી અમે હઠ નથી કરતા, તદપિ અમને શે વિસારો. વિઠલવર૦ ૩
અજામીલ જો મન આવી લાગ્યો, હજુ આવ્યો ન વારો અમારો;
રંકા વંકા પેરે મનડું માર્યું, તોય ત્રિકમ કર્યો ન તમારો. વિઠલવર૦ ૪
કરમાબાઇને કાજે આવો, ખીચડો જમવાને ખારો;
ગુણ ગાવા રૂપ ગુણને નિહાળી, એકદા શ્રીજી સંભારો. વિઠલવર૦ ૫

---

૩ પીર–પીડ. ભૃગુ ઈ૦–ભૃગુ ઋષિના અંઘ્રિ(પગ)થી ચિન્હવાળું હૃદય જોઈને—ભૃગુલાંછન જોઈને.

૨ વ્યાધ–પારધી. પારધી અને ગીધ જેવું અનન્યપણું ( એકમાંજ નિષ્ઠા રાખવાપણું ) શું મને હજી પ્રાપ્ત થયું નથી ? લગારો–લગાડો.

ભક્તવત્સળપદ આપે ધર્યું છે, ભક્ત જોઈ જોઇને ઉદ્ધારો;
દયાપ્રીતમ મને આશ તમારી, બૂરાડો કે પાર ઉતારો. વિઠલવર૦ ૬

## પદ ૬ ઠું.

### રાગ સારંગ

શ્રીજી મેં તો મૂકી આપ બડાઈ;
શ્રીવલ્લભકુળ ગુરૂ કર્યા, તેણે દેખાડ્યા શ્રીજદુરાઈ. ટેક. ૧
કરતુમકરતુમન્યથાકરતુમ્, છો તમે શ્રીબળભાઈ;
બ્રહ્માદિક ગુણ ગણી ન શકે, તેવાને જાચે શું દેવકીબાઇ. શ્રીજી૦ ૨
ભક્તવત્સલપણું શ્રીજીને વા'લું, અજન્મારૂપ તેણે એહ જાઈ;
સંકષ્ટ વેઠ્યાં હારવર સાવા, સુખશય્યા ને મૂકી તળાઈ. શ્રીજી૦ ૩
માતા પિતા પ્રભુનાં કહેવાયાં, એવી કાંઈ ન મારી કમાઈ;
હરિભક્ત એમ હરિજન કે'છે, પંચલોક મળી મુખ ગાઈ. શ્રીજી૦ ૪
ધન તનનું મારે સુખ ન જોઇએ, ઠાલી જોઇએ નહિ ઠકરાઈ;
મારો કહ્યો તેને તારો મુરારિ, થાયે જુગોજુગ જેમ ભલાઈ. શ્રીજી૦ ૫
દુર્ભર ભરવા શ્રીજી મેં તો, કીધી નથી માળા તિલકની બડાઈ;
દયાપ્રીતમ ભક્તિ અનન્ય કરીશું, માનો ભલાઈ કે બુરાઈ. શ્રીજી૦ ૬

## પદ ૭ મું.

### રાગ સારંગ.

માધવ તારો વિશ્વાસ મન કરે;
અમૃત જો ઘટ વિષે ગયું તો, તે જન કેયી પેરે મરે. ટેક. ૧
અંતરજામી બહુનામી છો, રહે વિશ્વાસે તેહ તરે;
દૃઢ ભરૂંસો રાખ્યો તમારો, મન ભરાય નહિ બીજે ખરખરે. મા૦ ૨

---

૬ દુર્ભર—કદી ન ભરાય એવું પેટ.

આમ્ર અનુપમ નિકટ હોય પણ, ઉષ્ટ્ર તો જવાસે જઈ ચરે;
અવિશ્વાસીનું અંતર એવું, ક્યહું નદીનીરની પેર નહિ ઠરે. મા૦ ૩
મક્ષિકા મધ્ય સંગ્રહી રાખે, તેમ કૃપણ ભંડાર ભરે;
જાણે નહિ અચળ તેહ ચળશે, જુએ નહિ તારા જેહ ખરે. મા૦ ૪
વારંવાર શું વિઠ્ઠલ કહીએ, જોઇ દૃષ્ટિએ નરક માંહી ફરે;
જમકિંકરની વાત ન જાણે, અમારો ડરાવ્યો એ ક્યહું ડરે. મા૦ ૫
પરાયાની શી પડી અમારે, શ્રીકૃષ્ણ તારણ મન નાજ હરે;
દયાપ્રીતમ તો તન મન ધનથી, શ્રીજી સ્વામીરૂપ વરવરે. મા૦ ૬

## પદ ૮ મું.

### રાગ સારંગ.

વિઠ્ઠલવરના ભજનમાં તું ચેત;
શ્રીવિઠ્ઠલકુળ મર્યાદમાં તું, રાખ્ય ઘણું ઘણું હેત. ટેક. ૧
મકનો હાથી જેમ ઘૂમે તેમ, તુને ઘૂમાવે મીનકેત;
ન કામની તે કામની દેખાડે, તન મનમાં તોલાવે ખેત. વિ૦ ૨
વાવેલું નર રૂપે ઉગે છે, એવું જણાવશે તને ખેત;
મન તારૂં મસ્તાનું થાશે, જાણે વળગ્યું હોય પ્રેત. વિ૦ ૩
પાપની આંટી પે'લી દેખાશે, ચૂકાવે વલ્લભકુળ નિકેત;
શાણો થાય ત્યાં શું સમજાવું, બુડે બીજા ધર્મમાં પરિયાં સમેત. વિ૦ ૪
ભૂલખાઇશ જોજે તુને બતાવે, ખાંડશી ઉજળી રેત;
સમજુ હોય તો સમજી જાજે, ભલો બુરો ધર્મનો વેત. વિ૦ ૫
ઉત્તમ રસ રસનાએ પીવો, દાન શ્રીવિઠ્ઠલને દેત;
દયાપ્રીતમ છે શ્રીવિઠ્ઠલમાં, શ્રીહરિ સાધન દેવ અનેત. વિ૦ ૬

---

૩ આમ્ર-આંબો. ઉષ્ટ્ર-ઊંટ.

૨ મીનકેત-કામ. ૪ નિકેત-સ્થાન. ૬ અનેત (?).

## પદ ૯ મું.

### રાગ સારંગ.

માધવ મૂકી માનનીમાં મો'ચો;
રાજસ ધર્મે જો ભાઈ જાગી, રાવણ સરખો રોચો. ટેક. ૧
કંસ ને કેશિનું બળ જોયું તેં, બળનો માલ થઈ ગયો કોચો;
ચાણૂર મલ્લ જે મહાબળિયો તે, સાંભળ્યો દીન હોચો. મા૦ ૨
હિરણ્યકશિપુ હિરણ્યાક્ષ મોટો, રાજસે જેહ વગોચો;
શિશુપાલનું સાંખ્યું કેટલું, જેણે સભા બિચે શિર ખોચો. મા૦ ૩
જરાસંધનો પ્રતાપ મોટો, ઘણા ઘણા નરપતિએ જોયો;
ભીમ જેવા શું મળ્યા ન એને, પણ રાજસ ધર્મે સોચો. મા૦ ૪
શિવ સનકાદિકને જવ લાગ્યો, તવ થઈ ગયો જ્ઞાન તે ઠોચો;
શ્રીજીનું અંશપણું છોડાવ્યું, રાજસ રૂડી રીતે જ્યારે ખોચો. મા૦ ૫
સુરપતિ એ રૂપ શ્રીહરિનું, નહિ રાજસમાં જ્યારે સમોચો;
દયાપ્રીતમે તો રાજસ મૂકયો, શ્રીવિઠ્ઠલવર હૃદયે સો'ચો. ૬

## પદ ૧૦ મું.

### રાગ સારંગ.

હરિની ભક્તિ છે સહુથી સારી;
બ્રહ્માની સેવા કુંભકર્ણે કીધી, તેની મનસા જુઓ સુધારી. ટેક. ૧
કહ્યું ઈંદ્રાસન નિદ્રાસન કહ્યું, જુઓ જરાક વિચારી;
મહાદેવને તો રાવણ મળિયો, થયો કેવો અવિચારી. ૨
વિભીષણે સાધ્યા હરિને, દીધો જન્મોજન્મ તે તારી;

---

૧ રાજસ ધર્મ-ઇંદ્રિય સુખેચ્છાની કલ્પના. ૫ ઠોચો-લાકડાનો ગોદો. ખોચો-વાવ્યો. ૬ સમોચો-સમાયો ( ? ).

વાળીએ ઇંદ્રરાયને સેવ્યો, આપી વિજયમાળ તો ભારી. હરિની૦ ૩
સુગ્રીવે શ્રીહરિને સેવ્યા, વાળી નાખ્યો જોત જોતામાં મારી;
હિરણ્યકશિપુએ સહુ સુરસાધ્યા, પ્રલ્હાદે દેવમોરારી. હરિની૦ ૪
આણી વખતે આવીને ઉભા, મારો ભક્ત એવું સંભારી;
ભસ્માસુરે શંકર નસાડયા, વરદાતા થયા અહંકારી. હરિની૦ ૫
તેમણે સ્મરણ શ્રીહરિનું કીધું, શ્રીજીએ દુઃખ દીધું સહુ જારી;
દાસ દયો સેવક નવ સેવે, પ્રાણ પ્રીતમ કે' પોકારી. હરિની૦ ૬

## પદ ૧૧ મું.

### રાગ સારંગ.

વલ્લભકુળ વિણ મિથ્યા તું ભટકે;
પરધર્મ મોહ જવનિકા આડી, મૂર્ખ એમાં તું અટકે. ટેક. ૧
મૂર્ખ ભૂતનું મન ભરાયે, એક ઢોકળાકેરે કટકે;
મતિમૂઢ તો બિન રસમાંહી, ફંદમાં આવી ફટકે. વલ્લભકુળ૦ ૨
વલ્લભકુળની વેળ વળી ગઈ, તેને બીજું કાંઇ ન ખટકે;
અદ્વૈતપદને તેહ ચહે નહિ, શૂન્ય( ને )પાણો જોઇ પટકે. વલ્લભકુળ૦ ૩
સમજે નહિ તે પરધર્મ શોધે, છબીલો જાણ્યો તે તો છટકે;
રાધારાણી હુંને હરિવર સ્વામી, એવું જાહેર કે'શે હટકે. વલ્લભકુળ૦ ૪
એ પદની જે નિંદા કરે તે, જાણજો વામા વટકે;
જમરાજાને ઘેર જઈ તે, નિશ્ચે ઉંધે શિરે લટકે. વલ્લભકુળ૦ ૫
શ્રીગોસ્વામી પરમેશ્વર જાણે, તેના શીળ સંતોષ ના સટકે;
દયાપ્રીતમ એવું અર્પ્યું વિઠલે, રીજે ચતુર નર એક ચટકે. વલ્લભકુળ૦ ૬

---

૬ જારી—બાળી.

૧ જવનિકા—પડદો. ૩ વેળ વળી ગઈ–લેહે લાગી ગઇ. ૪ હટકે હઠ કરીને. ૫ વામા ઈ૦—વામા ( સ્ત્રી ) ની પેઠે વટકી ગયેલો.

॥ श्रीजगदीश्वरायनमः ॥

गिरिधरकृत

# तुलसीविवाह.

## પદ ૧ લું.

રાગ ધોળ.

પ્રથમે પ્રણમું તે શ્રીગુરૂદેવને;
વંદું શ્રીમદ્ વિઠ્ઠલનાથ. હરિરસ પીજીએ. ૧
ગુણ ગાઉં શ્રીગોપીનાથના;
લાગું ચરણે જોડી જુગ હાથ. હરિરસ પીજીએ. ૨
વંદું ગુણનિધિ ગણપતિ શારદા;
જેથી મંગળ કારજ થાય. હરિરસ પીજીએ. ૩
સરવે વૈષ્ણવ મળી કરૂણા કરો;
ગાઉં તુલસીતણો વિવાય. હરિરસ પીજીએ. ૪
ભૂમિ ઉત્તમ તે ભરતખંડમાં;
મહાપવિત્ર નિમિષારણ્ય. હરિરસ પીજીએ. ૫
સૂતપુરાણી કહે છે ત્યાં કથા;
ઋષિ સર્વે સુણો એકે મન. હરિરસ પીજીએ. ૬
તુલસી માહાત્મ્ય છે સ્કંદ પુરાણમાં;
ઇંદ્ર બૃહસ્પતિનો સંવાદ. હરિરસ પીજીએ. ૭
નરકાસુરને ત્યાં કહે છે પ્રલ્હાદજી;

પૃથુરાજને નારદ મુન્ય. હરિરસ પીજીએ. ૮
ચાલે સંવાદ ચાર સ્થાનક વિષે;
તુલસી માહાત્મ્યતણી જે કથાય. હરિરસ પીજીએ. ૯
વળતા સૂતપુરાણી વાણી વદે;
સુણો શૌનકાદિ મુનિરાય. હરિરસ પીજીએ. ૧૦
એક સમે સ્વર્ગ માંહે સુરપતિ;
પૂછ્યું ગુરૂને કરી પ્રણામ. હરિરસ પીજીએ. ૧૧
સ્વામી કહો કંઇ કથા ઇતિહાસની;
જેથી ઉપજે મન આનંદ. હરિરસ પીજીએ. ૧૨
જાય કિલ્મિષ કોટિ જન્મનાં;
થાય શ્રવણથી પુણ્ય પવિત્ર. હરિરસ પીજીએ. ૧૩
ત્યારે બૃહસ્પતિ હરખીને બોલિયા;
ધન્ય સુરપતિ તારી બુદ્ધ. હરિરસ પીજીએ. ૧૪
એક ગુહ્ય કથા ઇતિહાસની;
કહું તુજને કરી વિસ્તાર. હરિરસ પીજીએ. ૧૫
ગાતાં સુણતાં કલ્યાણ નિશ્ચે કરે;
ગિરિધારી પ્રભુ ગુણ સાર. હરિરસ પીજીએ. ૧૬

## પદ ૨ જું.

## રાગ ગરબો.

ત્યારે બૃહસ્પતિ બોલ્યા રે વાણ, કહું તે સાંભળિયે;
કહે સૂતપુરાણી સુજાણ, મુનિ મનમાં ધરિયે. ટેક. ૧

---

૧૧ સુરપતિ ઈંદ્ર. ૧૩ કિલ્મિષ-પાપ. ૧૫ ગુહ્ય-ગુપ્ત.

ધરિયે મુનિ મન માંહે સર્વે, કથા સુધારસપાન રે;
વિવાહ કહુ છું તુલસીતણો, જેનું વિષ્ણુવલ્લભી નામ. કહું૦ ૨
પૂર્વે વૃંદા જાલંધરજુવતી, સતી શિરોમણિ જેહ રે;
હરિએ છળ કરી સત્ય મૂકાવ્યું, જેને સ્વામી સાથે બહુ સ્નેહ. કહું૦ ૩
ત્યારે ક્રોધ કરી કેશવજી ઉપર, વૃંદાએ દીધો શાપ રે;
તમે ભોગવી મને ભેદ કરી તો, થાઓ પાષાણઅંગ આપ. કહું૦ ૪
ત્યારે માધવજીએ મન માંહે વિચારી, શાપ વૃંદાને દીધો રે;
તું થાજે વનસ્પતિને રૂપે, પ્રપંચ એવો કીધો. કહું૦ ૫
વૃંદાએ એવી વાત સાંભળી, ને મનમાં આવ્યું જ્ઞાન રે;
મેં અભાગણીએ આ શું કીધું, દુભ્યા શ્રીભગવાન. કહું૦ ૬
અહો નાથ અનુગ્રહ કરો મારો, હું ચૂકી બોલતાં વાણ રે;
શિવ બ્રહ્માદિક તમને પૂજે, છો સકળ વિશ્વના પ્રાણ. કહું૦ ૭
સ્વામીતણું સુખ મુજને આપ્યું, કરિયા ભોગ વિલાસ રે;
હવે જન્મોજન્મ હું દાસી તમારી, પ્રભુ રાખો મુજને પાસ. કહું૦ ૮
અન્ય પુરૂષની આખડી, મેં તો ઝાલ્યો તમારો હાથ રે;
એવાં દીનવચન વૃંદાનાં સુણીને, હસિયા વૈકુંઠનાથ. કહું૦ ૯
અરે વૃંદા હમણાં તમો જઇને, વનસ્પતિમાં અવતરજો રે;
બીજે રૂપે રાજકન્યા થઇને, નિશ્ચે મુજને વરજો. કહું૦ ૧૦
તું તુલસી હું શિલારૂપ થઇ, શાપ સત્ય કરી દાખું રે;
પ્રાણથકી તું વા'લી મુજને, મારા મસ્તક ઉપર રાખું. કહું૦ ૧૧
એવું વરદાન આપી વૃંદાને, થયા શ્રીહરિ અંતરધાન રે;
જાલંધરની સાથે જુવતીએ, અગ્નિમાં અરપ્યું તન. કહું૦ ૧૨
શાલગ્રામ થયા શારંગધર, વૃંદા તુલસી જાણ રે;
કહે ગિરિધર એ જોજો વિચારી, કહ્યું છે સ્કંધપુરાણ. કહું૦ ૧૩

## પદ ૩ જું.

### રાગ ધોળ.

સુણો શૌનક સૂત બોલ્યા વાણી,
અંતરધ્યાન થયા શારંગપાણિ;
વૃંદાએ મનમાં પ્રતીતિ આણી,
ને સ્વામી સાથે સહગમન કર્યું રે. ૧

યોગ અગ્નિથકી તેનું તન બળિયું,
ત્યાંથકી તેજનું બિંબ નિકળિયું;
તે જઇને પ્રભુના નેત્રમાં ભળિયું,
તો જેજેકાર સહુકો કરે રે. ૨

એમ કરતાં બહુ દિવસજ વિત્યા,
સુણો મઘવાપતિ મહિમા અમિતા;
પછે પ્રગટ થયાં જગત તુલસી પુનિતા,
જ્યારે કલ્પ રથંતર આવિયો રે. ૩

હરિએ સમુદ્ર મથન કર્યો જ્યારે,
દેવ દૈત્ય મળિયા તેણી વારે;
ચૌદ રત્ન નીકળિયાં ત્યારે,
તે ચૌદ લોકમાં વિખ્યાત છે રે. ૪

ત્યારે ધનવંતરી નીકળ્યા સુખકારી,
કરમાં કળશ અમૃતનો રે ઝાલી;

---

૧ સહગમન-સાથે જવું-આગમાં શબ સાથે બળી મરવું. ૩ મઘવાપતિ ઇ૦—ઇંદ્રના પતિ વિષ્ણુના અમિતા-અમાપ મહિમા સાંભળો. રથંતર—એ નામનો કલ્પ.

તે લઇને આવ્યા જ્યાં છે વનમાળી,
તે આપ્યો શ્રીહરિના હાથમાં રે. ૫
હરિ ઊભા કુંભ કરમાં રે ઝાલી,
જોયું અમૃતનેત્રે નિહાળી;
ત્યારે હરખ આંસુની ધારા ચાલી,
તો પ્રેમ આવ્યો પ્રભુને ઘણો રે. ૬
તે આંસુનાં રે બિંદુ અમૃત માંહે પડિયાં,
કોટિ સુધા સમ થઇને નીમડિયાં;
જુએ અસુર સુર એક ચિત્ત ગડિયા,
તો ચાલ્યું અમૃત ઊભરાઇને રે. ૭
તે બિંદુ પડ્યાં પૃથ્વી મોઝારે,
તુલસીનો છોડ ઉગ્યો તેણી વારે;
ધરી રૂપ સમુદ્ર આવ્યો તે ઠારે,
કરમાં ગ્રહી કૌસ્તુભમણિ રે. ૮
ગદ ગદ કંઠે ત્યાં બોલ્યો વાણી,
કરીએ કૃપા પ્રભુ આનંદ આણી;
આ તુલસી મમ પુત્રી જાણી,
ને અંગિકાર એનો કરો રે. ૯
એવું કહીને ત્યાં સંકલ્પ કીધો,
પેહેરામણીમાં મણિ કૌસ્તુભ દીધો;
એવો કન્યાદાનનો લા'વો લીધો,
જે પૂર્વવચન પ્રતિપાળિયું રે. ૧૦
ત્યારે તુલસીને જોઇને ત્રિકમજી રે હસિયા,

૭ ગડિયા–સ્થિર થયેલા.

પ્રેમતણા પ્રભુ છે રસિયા;
નિજ કર મંજરી લેવાને ધસિયા,
લઈ શીશ ચઢાવી પોતાતણે રે. ૧૧
સહુ દેવ પ્રત્યે પ્રભુ બોલ્યા રે વાણી,
મુને ઘણી વલ્લભ તુલસી કલ્યાણી;
લક્ષ્મીથકી એ અદકી જાણી,
હું તૃપ્ત થાઉં એના પત્રથી રે. ૧૨
છપ્પનભોગ સામગ્રી ધરાવે,
ભાવેથી મુજને ભોજન કરાવે;
સ્તુતિ અનેક ઉપાયે ઠરાવે,
પણ આરોગું નહિ હું તો એ વિના રે. ૧૩
આ તુલસીએ મારી પૂજા રે થાશે,
નિશદિન એને હું રાખીશ પાસે;
બીજે રૂપે હું પરણું ઉલ્લાસે,
જો રાજકન્યા થઈને અવતરે રે. ૧૪
એવી નિશ્ચે વાત બોલ્યા અવિનાશી,
તે સુણીને ઘેર ગયો જળવાસી;
એમ પ્રગટ્યાં તુલસી સદા સુખરાશી,
જે વિઠ્ઠલવરને વા'લી ઘણું રે. ૧૫
તુલસી વિના ન આરોગે મોરારી,
પૂજા વિષે લાગે બહુ પ્યારી;
કહે ગિરિધર આગળ વિસ્તારી,
જે રીતે પુરૂષોત્તમ પરણિયા રે. ૧૬

## પદ ૪ થું.

### રાગ ગરબો.

ત્યારે સૂતપુરાણી ત્યાં બોલિયા, સુખ જાણી રે;
સુણો કથા રસિક ઋષિજન, આનંદ આણી રે. ૧
જાય કિલ્મિષ કોટિક જન્મનાં, સુખ પામે રે;
સુણો તુલસીતણો વિવા'ય, ભવદુઃખ વામે રે. ૨
એક ઉજ્જન નગર સોહામણું, બહુ સારૂં રે;
તે સકળ શોભાનું ધામ, શું વિસ્તારૂં રે. ૩
ત્યાં ધર્મ રાજ્ય નિત્યે કરે, સુખ માણે રે;
તેનું રાય પ્રભંજન નામ, સહુ કોઈ જાણે રે. ૪
રાણી ચંદ્રસેના છે સાધ્વી, પટરાણી રે;
સહુ જુવંતીમાં સરદાર, મહામતિ શાણી રે. ૫
અતિ ઘણો વૈભવ રાયને, શું કહીએ રે;
હય ગજ રથ ધન ભંડાર, પાર ના લહીએ રે. ૬
પણ પુત્ર નહિ તે રાયને, સહુ ખોટું રે;
થઈ ચિંતા ચિત્તમાં અપાર, એ દુઃખ મોટું રે. ૭
થયું ઉદાસ મન રાજાતણું, રાણી ઝૂરે રે;
આવ્યો મન વિષે વૈરાગ, પડ્યાં દુઃખ પૂરે રે. ૮
ત્યારે રાજા રાણી બે મળી, ઘર મે'લી રે;
ચાલ્યાં તપ કરવાને કાજ, વનકુળ પે'રી રે. ૯
સાગરને તટ આવિયાં, બેહુ ચાલી રે;
તપ આરંભ્યું સુતકાજ, આસન વાળી રે. ૧૦
ત્યારે થોડે દિવસે પ્રસન્ન, થયા ત્યાં સિંધુ રે;
આવ્યા વિપ્રવેષ ધરી ત્યાંય, આરતબંધુ રે. ૧૧

---

૧૧ આરતબંધુ ( આર્તબંધુ )—દુઃખિયાના ભાઈ.

માગ્ય માગ્ય મુખથી કહ્યું, વર આપું રે;
હું પ્રસન્ન થયો છું આજ, દુઃખડાં કાપું રે. ૧૨
રાય રાણી વળતાં વદે, રાય માગું રે;
મુને પુત્ર આપો મહારાજ, પાયે લાગું રે. ૧૩
ત્યારે સિંધુ કહે હું શું કરૂં, કહું સાચું રે;
તારા ભાગ્યમાં નથી સંતાન, કરમ છે કાચું રે. ૧૪
પણ એક ઉપાય તુજને કહું, તે કીજે રે;
તેથી સરશે સઘળાં કાજ, લા'વો લીજે રે. ૧૫
આ છોડ ઉગ્યો તુલસીતણો, ચિત્ત ધરજો રે;
લેઈ જાઓની તમારે ઘેર, પૂજા કરજો રે. ૧૬
એની પૂજાના પ્રતાપથી, સુખ થાશે રે;
હશે પુત્રી સુંદરરૂપ, દુઃખડાં જાશે રે. ૧૭
મોટો મહિમા થાશે પુત્રીતણો, હું લહું છું રે;
એનું તુલસી ધરજો નામ, નીશે કહું છું રે. ૧૮
એવું કહી દધિ અંતરધાન થયા, વર આપી રે;
હતો પૂર્વેનો સંકેત, તે સ્થિર સ્થાપી રે. ૧૯
કહે ગિરિધર તુલસી મહિમા, જે જાણે રે;
તે ધરશે મન અનુરાગ, વેદ વખાણે રે. ૨૦

## પદ ૫ મું.

### રાગ ધોળ.

નારદ કહે પૃથુરાયજી સુણીએ, તુલસીતણો મહિમાય રે;
કથા અદ્‌ભુત ઇતિહાસની સુણતાં, પાપી પાવન થાય રે. ૧
રાય પ્રભંજન સાથે રાણી, લીધાં તુલસી હાથ રે;
હરખ ભર્યા પુર મધ્યે આવ્યાં, મળિયો સર્વે સાથ રે. ૨
કરિયું સ્થળ સુંદર શોભિતું, ત્યાં વાવ્યાં તુલસી માત રે;

કરી પ્રતિષ્ઠા પૂજા વિધિ સહુ, આનંદમાં દિન રાત રે. ૩
કરિયા ક્યારા ચોક ચિત્રામણ, થાય વેદની ધુન્ય રે;
ધૂપ દીપ નૈવેદ્ય આરતી, વિપ્ર કરે ભોજન રે. ૪
દાન ઘણાં આપ્યાં ભૂપતિએ, સંતોષ્યા ભૂદેવ રે;
રાજા રાણી નિત્ય એ રીતે, કરતાં તુલસી સેવ રે. ૫
પ્રાતઃકાળે પૂજા કરીને, સીંચે નિર્મળ નીર રે;
પ્રદક્ષિણા તે પૂઠળ ફરતાં, ધરતાં સાકર ખીર રે. ૬
થોડે દિવસે ગર્ભ રહ્યો, રાણીને ત્યાં નિરવાણ રે;
દિન દિન વૃદ્ધિ પામે ઉદરમાં, અદ્‌ભુત રૂપ નિધાન રે. ૭
વિષ્ણુપ્રિયા તુલસી કલ્યાણી, જે જગદંબા કે'વાય રે;
મા'નુભાવ એ મહિમા જાણે, વેદ પુરાણે ગાય રે. ૮
તે તુલસીજી પ્રગટ્યાં પોતે, ધરિયું કન્યા રૂપ રે;
જેજેકાર થયો પૃથ્વીમાં, આનંદ પામ્યા ભૂપ રે. ૯
દાન ઘણાં આપ્યાં દ્વિજવરને, કરિયું જાતિકર્મ રે;
મોટા મુનિવર તેડ્યા રાયે, પૂછ્યો પુત્રી ભર્મ રે. ૧૦
તુલસી એવું નામજ પાડ્યું, મુનિ ગયા સ્વસ્થાન રે;
તનયાને જોઈ રાજા હરખ્યા, કાન્તિ કમલ સમાન રે. ૧૧
નીમ ધર્યું ભૂપતિએ પોતે, ગુણ લક્ષણ મન ભાવ્યું રે;
ગિરિધારીપ્રભુ અખંડવરને, તુલસીજી પરણાવું રે. ૧૨

## પદ ૬ ઠ્ઠું.

### રાગ ગરબો.

તુલસી પ્રગટ થયાં રે, રાય પ્રભંજન ઘેર;

---

૧૦ જાતિકર્મ—જાતકર્મ સંસ્કાર.

અદ્ભુત રૂપ ધર્યું રે, તેની ના જાણે કોઇએ પેર. ૧
લોક સહુ હરખ્યા રે, વૃંદા દિન દિન વૃદ્ધિ પામે;
દ્વિતીયા ચંદ્ર બઢે રે, તેમ સતીતન શોભે ગુણગ્રામે. ૨
બાળચરિત્ર કરે રે, મુખડે કાલું કાલું બોલે;
માતા જોઇને હરખે રે, પુત્રી પાછળ નિશદિન ડોલે. ૩
વરસ સાતજ થયાં રે, ઉદ્દે પામ્યો તવ કન્યાકાળ;
બાળ મૃગી સરખાં રે, શંકિત લોચન ચપળ વિશાળ. ૪
ગતિ ગજના સરખી રે, અરૂણ પદ કોમળ નખ વિદ્યુત્ ચળકે;
નેપૂર નાદ ઘણો રે, કેડે કટિમેખળા ખળકે. ૫
શોભે કર કમળ વિષે રે, બાંહ્ય કનકની સુંદર પેંરી;
બાળક પોત ગ્રીવા રે, ધરી માળા મુક્તાકેરી. ૬
અધર અમૃત ભરિયા રે, અનુપમ સુખસાગર મુખ ઈંદુ;
નાસિકા કીર જશી રે, કપોળે સોહીએ કુંકુમ બિંદુ. ૭
કુટિલ કચ નાગફણી રે, વંક ભૃગુટિ મનસિજની ફાંશી;
રતિપતિ મોહ પામે રે, કટાક્ષ કરે મૃદુ માદક હાંશી. ૮
કામિની કનકલતા રે, તોલે ત્રિલોકમાં કોઇ ના'વે;
ઉપમા જોઇ થાકયો રે, ત્રિયા કોણ તુલસી જેવી કા'વે. ૯
બ્રહ્માણી સુરપત્ની રે, શારદા રમા ઉમા ઈંદ્રાણી;
તેથી અધિક તુલસી રે, વ્યાસે વેદ પુરાણ વખાણી. ૧૦

---

૪ શંકિત-શંકાવાળા. અર્થાત્ ભયની શંકાવાળી બાળમૃગીનાં લોચન જેવાં ચપળ હોય છે તેવાં ચપળ. ૫ અરૂણ-રાતા.

૬ બાંહ્ય—ચૂડીઓ. ૮ કુટિલ-વાંકા. કચ—કેશ. વંક-વાંકી. મનસિજ—કામ. મૃદુ—કોમળ( કટાક્ષ ). માદક-મદ ઉત્પન્ન કરે એવી ( હાંસી-હાસ્ય ). ૧૦ રમા—લક્ષ્મી.

એ છે જગદંબા રે, કરે છે લીલા સહુને ગમતી;
સહિયર છે સરખી રે, તેની સાથે રંગે રમતી. ૧૧
નિત્ય શૃંગાર નવા રે, બાલપણાનાં પટકૂળ પે'રે;
લાજ ધરે મનમાં રે, નૌતમ જોબન ચઢિયું લે'રે. ૧૨
પિતાજી શોચ કરે રે, પુત્રી પરણાવાને કાજે;
કોને આપું કન્યા રે, અખંડવર જુગમાં જોડું છાજે. ૧૩
સુરપતિ શિવ બ્રહ્મા રે, મોહ્યા જોઈ કન્યાની પેર;
માગાં મોકલિયાં રે, રાય પ્રભંજનકેરે ઘેર. ૧૪
ના કહી સરવેને રે, મહીપતિ મનમાં આણી ભેદ;
ગિરિધરપ્રભુ વરશે રે, જેને નિત્ય નેતિ કહે છે વેદ. ૧૫

## પદ ૭ મું.

### રાગ ધોળ.

રાય શોચવા લાગ્યો તેણે સમે, એવે ઇશ્વરના ઇચ્છાય;
નારદ મુનિ આવિયા.
સભા સર્વે ઊઠીને ઊભી થઈ, સિંહાસન બેસાડ્યા ઋષિરાય. „ ૧
ભૂપે અર્ઘપાદ્ય પૂજા કરી, હરખ સહિત કર્યો સાષ્ટાંગ; „
ઋષિ રાય સામું જોઇ બોલિયા, કયમ ચિત્તમાં થયા ઉદાસ. „ ૨
ત્યારે તત્ક્ષણ તુલસી તેડાવિયાં, બેસાડ્યાં મુનિને ઉચ્છંગ; „
* * * * ૩
સ્વામી મહાપુણ્યે પુત્રી હું પામિયો, મારે કોટિક પુત્ર સમાન; „
ગુણ રૂપ આચરણ અતિ ભલાં, એનું દેવું છે કન્યાદાન. „ ૪
એના સરખો સ્વામી મળતો નથી, જોયા ભૂપતિ દેવ સમસ્ત; „
અખંડવરને પરણાવ્યાનું નીમ છે, ત્યારે ઋષિએ જોયો હસ્ત. „ ૫
અરે ભૂપતિ ભાગ્ય તારૂં ઘણું, આ તો વિષ્ણુપ્રિયા સાક્ષાત; „

એને વરશે વિઠલવર વા'લશું, થાશે યાદવરાય જમાત. „ ૬
ત્યારે રાય કે' મુનિ સાંભળો, મુને કયાં મળશે મહારાજ; „
એ તો દેવને દુર્લભ છે સદા, કયમ થાશે હું રંકે એ કાજ. „ ૭
ત્યારે દેવઋષિ ત્યાં બોલિયા, કાં ચિંતા કરે છે ભૂપાળ; „
લાવ શ્રીફળ વિવા' હું સહી કરૂં, લાવું જાન સહિત ગોપાળ. „ ૮
ત્યારે આનંદ વાધ્યો રે અતિ ઘણો, રાયે વજડાવ્યાં નિશાન; „
શ્રીફળ આપ્યું શ્રીઋષિના હાથમાં, વે'ચ્યાં ગોળ ધાણા ને પાન. „ ૯
નીશે લગ્ન કર્યું ઋષિરાયજી, વિના પૂછ્યે દેવ મોરાર; „
તિથિ કાર્ત્તિક સુદ રે એકાદશી, લગ્ન જોગ નક્ષત્ર શુભ વાર. „ ૧૦
રાય સામગ્રી કરજો વિવા'તણી, હાવે કાચું નથી કાંઇ કામ; „
એમ કહીને વિધિસુત ચાલિયા, આવ્યા તત્ક્ષણ વૈકુંઠધામ. „ ૧૧
સઘળે વિશ્વમાં ચાલી વારતા, મળ્યો તુલસીતણો વિવા'ય; „
થયા નારદજી વેવીશાળિયા, ગિરિધારી પ્રભુ ગુણ ગાય. „ ૧૨

## પદ ૮ મું.

### રાગ ગરબો.

## ઉદ્ધવજીનીદેશી.

નારદજી ત્યાં વૈકુંઠ માંહે પધારિયા,
વેણા વા'તા ગાતા હરિગુણ ગીત જો;
દૂરથકી દેખીને દીનાનાથને,
પ્રેમે કરીને વિહ્વળ થયું છે ચિત્ત જો. નારદજી० ૧
મુનિને જોઇને માધવજી ઊભા થયા,
હરખે ભુજ ભરી ભેટ્યા સુંદરશ્યામ જો;
મોટું ભાગ્ય અમારૂં આજ તમો મળ્યા,

---

૧૨ મળ્યો—થયો.

મા'નુભાવ મુજ પાવન કીધું ધામ જો. નારદજી૦ ૨

ત્યારે કર જોડી વચન ઋષિ બોલિયા,
સુણિએ કમળા કેશવ મારી વાત જો;
એક ઉજ્જનનગરી સપ્તપુરીમાં સાર છે,
રાય પ્રભંજન ભૂપતિ ત્યાં વિખ્યાત જો. નારદજી૦ ૩

તેને તનયા તુલસી એક ઉદે થઈ,
ત્રિભુવન તારણ રૂપતણો નહિ પાર જો;
વાત વિચારો પૂર્વે વર આપ્યો હતો,
હાવે તેનો કરવો અંગીકાર જો. નારદજી૦ ૪

હું આવ્યો છું લગ્ન લઇને ત્યાંથકી,
ઊઠો વે'લા કરો પરણ્યાની પેર જો;
લગ્નદિવસની વચમાં દિન થોડા રહ્યા,
મંડપ રચાવો નોતર તેડો ઘેર જો. નારદજી૦ ૫

ત્યારે પ્રભુ હસિયા પટરાણી સામું જોઇને,
કહો કમળાજી હાવે કરવું ક્યમ જો;
આ નારદજીએ શોકયનું સાલ ઊભું કર્યું,
હાવે મુજને સમજાવો એ મર્મ જો. નારદજી૦ ૬

ત્યારે કટાક્ષ કરીને કમળાજી વાણી વદે,
ગોવિંદજી છે તમને ગમતી વાત જો;
મુજને શું પૂછો છો પ્રપંચે કરી,
તમે જાણો છો કારણ સઘળું નાથ જો. નારદજી૦ ૭

---

૨ મા'નુભાવ—મહાનુભાવ–મોટા પ્રતાપવાળા. ૩ સપ્તપુરી—अयोध्या, मथुरा, माया, ( હરદ્વાર ) काशी, कांची, ह्यवंतिका ( ઉજ્જન ); पुरी द्वारावती ( દ્વારકા ). चैव सप्तैता मोक्षदायका: ॥

ચરણ તમારા નિશદિન હું સેવું સદા,
તુલસીજીને રાખો હૃદય મોઝાર જો;
સુખેથકી પાતળિયા પરણો પ્રેમશુ,
મુનિને મુખડે નવ કે'શો નકાર જો. નારદજી૦ ૮

દધિતનયાનાં વચન સુણી હરખ્યા હરિ,
આજ્ઞા શીશ ચઢાવી સુંદરશ્યામ જો;
ગણપતિનું સ્મરણ શ્રીહરિએ કર્યું,
કંકોતરી લખવાનું સોંપ્યું કામ જો. નારદજી૦ ૯

વિઠલવરે વિવા'ના આરંભ માંડિયો,
હરિજનકેરે હૈડે હરખ ન માય જો;
ગિરિધારી ગોવિંદના ગુણ ગાઇએ સદા,
સાંભળતાં મહાપાપી પાવન થાય જો. નારદજી૦ ૧૦

## પદ ૯ મું.

### રાગ ધોળ ચાલ હલકની.

ગણપતિ આવ્યા તેણે ઠામ રે, પુરૂષોત્તમને કર્યો પ્રણામ રે;
કંકોતરીઓ લખવાને બેઠા રે, વિવાહના કાજમાં ગણપતિ પેઠા રે. ૧
કુંકુમે છાંટી કંકોતરી નાથ રે, આપી ત્યાં નારદજીને હાથ રે;
જાઓ ઋષિ જઈ વે'લા આવો રે, જાનમાં સર્વને તેડી લાવો રે. ૨
મુનિવર મનવેગે કરી ચાલ્યા રે, પ્રથમ બ્રહ્માજીને નિહાળ્યા રે;
આપી કંકોતરી વિધિ કર માંહે રે, વિવાહમાં વે'લા પધારજો ત્યાંહે રે. ૩
ત્યાંથી કૈલાસે ગયા તત્ખેવ રે, જ્યાં બેઠા છે શ્રીમહાદેવ રે;
આપી કંકોતરી કરી પ્રણામ રે, વે'લા પધારજો વૈકુંઠધામ રે. ૪
ઇંદ્ર વરૂણ કુબેર યમરાય રે, જાણ કરીને ત્યાં નારદ જાય રે;
સૂરજ ચંદ્ર નક્ષત્ર સમસ્ત રે, જાનમાં આવજો થઇને સ્વસ્થ રે. ૫

સપ્ત ઋષિને ત્યાં કીધું જાણ રે, ચારણ ગાંધર્વ સિદ્ધ પ્રમાણ રે;
સાત સમુદ્ર ને દિગરાય રે, પૃથ્વી પર્વત ને સરિતાય રે. ૬
પાતાળ માંહે કર્યો પ્રવેશ રે, વિવા'નું જાણ કર્યું જઈ શેષ રે;
આપી કંકોતરી સર્વ ઠામ રે, નારદ આવ્યા ત્યાં વૈકુંઠધામ રે. ૭
મંડપ રચિયો છે વિશ્વકર્માય રે, શોભા કે'તાં પાર ન થાય રે;
એવો છે કોણ કવિ જુગ માંહે રે, વૈકુંઠ શોભા વર્ણવે ત્યાંહે રે. ૮
લક્ષ્મી સદા જેનાં સેવે છે ચરણ રે, આનંદરૂપ છે અશરણશરણ રે;
જેણે શોભાવ્યું છે સઘળું જગત રે, વિશ્વના કારણરૂપ અવ્યક્ત રે. ૯
તે પ્રભુનો ગાતાં વિવાય રે, અલ્પ મતિ મારી સંકુચાય રે;
તદપિ મનમાં મનોરથ ચાહું રે, ગિરિધારી પ્રભુના ગુણ ગાઉં રે. ૧૦

## પદ ૧૦ મું.

### રાગ ધોળ.

વૈકુંઠમાં વિવાહ માંડિયો, શોભાતણો નહિ પાર;
ગણપતિ પધરાવિયા, કરી પૂજ્યા દેવ મોરાર. ૧
મંડપ રચિયો મનોહર, ત્યાં મળ્યા મોટા મુનિરાય;
શણગાર સજી સુરનારીઓ, તે પરમ મંગળ ગાય. ૨

### ઢાળ.

ગાય મંગળ ગીત સુનાર રે, કરે મુનિવર વેદ ઉચ્ચાર રે;
અણિમાદિક સિદ્ધિઓ ફરતી રે, ઘરનાં કારજ સર્વે કરતી રે. ૩
નવે નિધિ થઇ છે દાસ રે, હાજર ઊભી લક્ષ્મિજીની પાસ રે;
ચૌદ વિદ્યા ચોસઠ કળાય રે, રૂપ ધરીને તે મંગળ ગાય રે. ૪
બત્રીશ લક્ષણ રાગ છત્રીશ રે, ઊભા કરે મંડપમાં નૃત્ય તે દિશ રે;

---

૬ દિગરાય–દિક્પાળ નામના દેવો.

૩ અણિમાદિક—અણિમા, મહિમા, વગેરે.

બ્રહ્મા હંસે ચઢીને આવ્યા રે, સાવિત્રીને સાથે તેડી લાવ્યા રે. ૫
ઇંદ્ર ઇંદ્રાણી ગજ ચઢી આવ્યાં રે, સકળ ત્રિયાને સંગ તેડી લાવ્યાં રે;
આવ્યાં પાર્વતી ત્રિપુરારી રે, નંદી ઉપર કરી અસવારી રે. ૬
રવિ રંનાદે રોહિણી ચંદ્ર રે, આવ્યા સરિતા સહિત સમુદ્ર રે;
સપ્ત ઋષિ અરૂંધતી સાથ રે, તારા સંગાથે સુરગુરૂનાથ રે. ૭
રતિને તેડી આવ્યા કામ રે, સાથે ખટઋતુ મૂર્ત્તિમાન રે;
ગિરિ પૃથ્વી દિશા દિગપાળ રે, આવ્યા નાગ તેડી ત્રિયા બાળ રે. ૮
મોટા મુનિવર પત્નીઓ સાથે રે, ગાંધર્વ અપ્સરા વાજીત્ર હાથે રે;
આવ્યા યક્ષ કુબેરભંડારી રે, અગ્નિ વરૂણ ધર્મ સંગે નારી રે. ૯
મહાદુર્લભ વૈકુંઠધામ રે, જેને કાજે જોગી ધરે ધ્યાન રે;
તે વૈકુંઠ સર્વને દેખાડ્યું રે, શામળિયાજીએ સુખ પમાડ્યું રે. ૧૦
માટે સંદે' ના કરશો કોય રે, ઇચ્છા અકળ ઇશ્વિરની હોય રે;
આવી મળિયો તે સર્વે સાથ રે, દીધું દર્શન વૈકુંઠનાથ રે. ૧૧
આવી સકળ ત્રિયા ગુણવાન રે, તેને લક્ષ્મી દે આદરમાન રે;
ગુણ ગાય નાચે ગજગામા રે, અલબેલાજી આનંદ પામ્યા રે. ૧૨

વલણ.

આનંદ પામ્યા અતિ ઘણું, સહુને કરે સનમાન;
ઊતારા આપ્યા ભલા, સમરથ શ્રીભગવાન. ૧૩
ભોજન કરિયાં ભાવતાં, નરનારી મન ઉમંગ;
દાસ ગિરિધર નિત્ય માગે, સદા એવો સંગ. ૧૪

## પદ ૧૧ મું.

### રાગ ધોળ પ્રભાત.

નારાયણની નોતર આવી, લાવી બહુ વિધ ભંડાર રે;

---

૫ તે દીશ–તે સમયે. ૧૨ ગજગામા—હાથીના સરખી ચાલવાળી સ્રીઓ.

નયણે નિરખે નટ રે, પ્રસન્ન થયા પુરૂષોત્તમ તેને જોઇને રે. ૧
કારભારમાં સર્વે ફરતા, બ્રહ્મા શિવ ત્રિપુરારિ રે;
મનમાં વાત વિચારી રે, કેડ બાંધીને કરતા કામ વિવાહતણું રે. ૨
કુબેર કીલ્લીદાર થયા જે, ધનતણા ભંડારી રે;
ઊભા પલ્લવટવાળી રે, મોહનજી કહે મન ગમતું ધન લાવશો રે. ૩
લગ્ન દિવસ એમ કરતાં આવ્યો, કરિયો સહુ ઉપચાર રે;
વેદવિહિત વેહેવાર રે, જવ તલ ઘૃત હોમીને ગ્રહની શાન્તિ કીધી રે. ૪
ઇંદ્રાણી બ્રહ્માણી રોહિણી, રંનાદે ઉમયાય રે;
અરૂંધતિ કહેવાય રે, પાતળિયાને પીઠી ચોળે પ્રેમશું રે. ૫
ગંગા યમુના સરસ્વતી રે, રેવા તાપી પ્રયાગ;
લેઇ સુગંધી સાર રે, નટવરને નવડાવે નિર્મળ નીરશુ રે. ૬
કડાં સાંકળાં વેઢ વિંટીઓ, બાજુ પોંચી અનુકૂળ રે;
જડિયાં રત્ન અમૂલ્ય રે, કોમળ ચરણે વાજે નેપૂર ઘૂઘરા રે. ૭
વનમાળા વૈજયંતી રે, ગુંજા મુક્તાફળના હાર રે;
સોના સાંકળી સાર રે, શ્રીવત્સ ભૃગુલાંછન કૌસ્તુભ કંઠે ધરે રે. ૮
કંચન મુગટ ધરે શિર ઉપર, કાન્તિ સૂરજ સમાન રે;
કુંડળ ઝળકે કાન રે, પ્રતિબિંબ ગલ્લસ્થળમાં તેહનાં પડયાં રે. ૯
પીતામ્બર પટકા પચરંગી, પેહેર્યો જરકસી જામો રે;
વાજે ઢોલ દદામો રે, અલબેલાજી ઉધલિયા તેણે સમે રે. ૧૦
અરૂંધતિએ આવીને આંજી, આંખડલી અણીઆળી રે;
ટબકડું કીધું ગાલે રે, આશિષ અખંડ દેઇ લે ઓવારણાં રે. ૧૧
કંકાવટી કર માંહે ઝાલી, સરસ્વતી આવ્યાં પાસે રે;
ઊભા જ્યાં અવિનાશ રે, તિલક કરી કુંકુમ ને ચોખા ચોડિયા રે. ૧૨

---

૪ વેદવિહિત–વેદમાં કહેલો. ૯ ગલ્લસ્થળ—ગાલ.

ઈંદ્રે આપ્યાં બીડાં, હરિના મુખડામાં તંબોળ રે;
રંગે રાતાંચોળ રે, સપ્ત ઋષિએ કરમાં શ્રીફળ આપિયું રે. ૧૩
વસંત ઋતુએ ધૂપ આરોપ્યો, પુષ્પ અનુપમ સાર રે;
વરત્યો જયજયકાર રે, તત્પર થઇ હરિવર બાજઠ ઊભા રહ્યા રે. ૧૪
ગિરિધારી પ્રભુ ગુણ ગાતાં, મુજ મનડું તૃપ્ત ન થાય રે;
મુખડે એક રસનાય રે, સહસ્ર મુખે કરી પાર ન પામે શેષજી રે. ૧૫

## પદ ૧૨ મું.

### રાગ ધોળ.

તત્પર થઇને ઊભા ત્રિભોવન ભૂપ રે,
ગરૂડજીએ લીધું ઘોડાનું રૂપ રે;
શોભે ઉપર સાવ સોનાનું સાજે રે,
મુખમલકેરી ગાદી સુકોમળ રાજે રે. ૧
તેની ઉપર શોભે છે જરીની ઝૂલ રે,
ફરતાં પાછળ ઢળકે ફૂમતડાં ને ફૂલ રે;
ચારે પાસે જાળી મુક્તાફળકેરી રે,
મણિજડિત્ર મોરડે ભાત અનેરી રે. ૨
નખશિખ શોભા તે સુંદર સાજે રે,
તેને જોઇ અશ્વ આદિત્યના લાજે રે;
લક્ષ્મીજીએ ઘોડાની પૂજા કીધી રે,
ચતુર્ભુજને ચઢવાની આજ્ઞા દીધી રે. ૩
મુનિજન સહુને કરી નમસ્કાર રે,
હરિ વરઘોડે થયા અસ્વાર રે;
જયજય શબ્દ ઘણો ત્યાં થાય રે,
જાન તો ઉજ્જન પ્રત્યે પળાય રે. ૪

ગાંધર્વ ગાય ને અપ્સરા નાચે રે,
રૂપ ધરી વેદ સ્તુતિ કરી રાચે રે;
ત્યાંથકી ચાલ્યા તે સુંદરશ્યામ રે,
વરૂણજીએ ગ્રહી છે ઘોડાની લગામ રે. ૫
જય વિજય આદ અનેક છડિદાર રે,
બંદીજન બોલે છે જશ વિસ્તાર રે;
દ્વાદશ મેઘે ગ્રહ્યાં કર છત્ર રે,
તત્પર થઈને ચાલી જાન સમસ્ત રે. ૬
બેઠા સર્વે પોતાને વાહન રે,
સંગે સર્વે લીધાં છે સ્ત્રી જન રે;
હય ગજ રથ વિમાન ચંદ્રઆકાર રે,
ચાલ્યું દળ જાનનું પૂર અપાર રે. ૭
આગળ કરવા વધામણી જાણી રે,
મોકલ્યા નારદને પરમાણ રે;
દેવ ઋષિ મનવેગે ત્યાં આવ્યા રે,
જાનની વે'લી વધામણિ લાવ્યા રે. ૮
ઉજ્જન નગરીની શોભા સારી રે,
હવે તેને કહું વિસ્તારી રે;
હરિરસ લીલા પાર અનંત રે,
એવા ગિરિધારીપ્રભુ ગુણવંત રે. ૯

## પદ ૧૩ મું.

ઉજ્જન નગર શોહામણું, લોકને લીલાલેહેર;
તુલસીવિવાહ માંડિયો, રાય પ્રભંજન ઘેર. ૧
મંડપ રચિયા મોકળા, ત્યાં મળ્યા રાણા રાય;

વાજીંત્ર વાજે અતિ ઘણાં, ઘેર ઘેર ઓચ્છવ થાય. ૨

## ઢાળ.

આનંદ ઓચ્છવ ઘેર ઘેર થાય રે;
મળી માનુની મંગળ ગાય રે. ૩
સ્વયંવરની તે શોભા સારી રે;
નાખું અમરપુરીને ઉવારી રે. ૪
મળ્યા દેશ દેશના રાય રે;
હય ગજ રથ ભીડ ભરાય રે. ૫
સહુને ભૂપતિ દે સનમાન રે;
આપે ઉતારા અન્ન જળ પાન રે. ૬
વાજે દુંદુભિના બહુ નાદ રે;
મોટા વિપ્ર કરે વેદ વાદ રે. ૭
ગાય ગુણીજન અપ્સરા નાચે રે;
કીર્ત્તિ બોલે બંદીજન જાચે રે. ૮
મંડપ માંહે કનકના સ્થંભ રે;
ચંદરવા ચોપાસે નવરંગ રે. ૯
તોરણ ઝળકે છે મીનાકારી રે;
ફરતે મુક્તાફળની જાળી રે. ૧૦
દીપક સરખી તે રત્નની હાર રે;
ગાદી તકિયા ગાલિચા અપાર રે. ૧૧
બેઠા ભૂપતિ ઝાકમઝોળ રે;
મુખ મરડી ચાવે તંબોળ રે. ૧૨
રાજદ્વારની શોભા અપાર રે;
જ્યાં તુલસીતણો અવતાર રે. ૧૩

મળી રાજકન્યાઓ અનેક રે;
ગાય મંગળ ગીત વિવેક રે. ૧૪
સર્વે ચોળે કન્યાને પીઠી રે;
મુખડે વાત કરે મીઠી મીઠી રે. ૧૫
સખી સાંભળ મારી વાત રે;
કેવા હશે ત્રિલોકીનાથ રે. ૧૬
કર્યાં હશે મહાતપ દાન રે;
ત્યારે વર પામી ભગવાન રે. ૧૭
આપણા ભાગ્યતણો નહિ પાર રે;
નયણે નીરખીશું દેવ મોરાર રે. ૧૮
બાઇ એમાં નથી કાંઇ ખામી રે;
અલબેલો અખંડવર પામી રે. ૧૯
એવાં હાસ્ય વચન સહુ કરતી રે;
અંગોઅંગ ફૂલીને ફરતી રે. ૨૦
જોઈ પોહોચશે આપણા કોડ રે;
હીંડે માનુનિ મોડામોડ રે. ૨૧
રાજદ્વાર ગ્રહશાન્તિક થાય રે;
બોલે વેદવચન ઋષિરાય રે. ૨૨
હોમે જવ તલ શ્રીફળ સાર રે;
ત્યાં તો થઇ રહ્યો જયજયકાર રે. ૨૩
આપ્યાં બ્રાહ્મણને બહુ દાન રે;
જાચકજનને દીધાં માન રે. ૨૪
મળ્યા દેશ દેશના લોક રે;
તલ માત્ર નહિ કોને શોક રે. ૨૫

દર્શન કરવાને દેવ મોરાર રે;
હરખવંત છે વરણ અઢાર રે. ૨૬

વલણ.

હરખવંત થઈને રાજા, આવ્યા રાજદ્વાર;
પ્રધાન સાથે મળી બેઠા, કરે વાત વિચાર. ૨૭
એટલે નારદઋષિ ત્યાં આવિયા, આનંદ અંગ ન માય;
દાસ ગિરિધરપ્રભુ પધાર્યા, આપો વધામણી રાય. ૨૮

## પદ ૧૪ મું.

### રાગ સોહલો.

કહી નારદઋષિએ વધામણી, સુણી હરખ્યા પ્રભંજન રાય રે;
સાથ સર્વેને તેડીને ત્યાં તો, સામૈયે સામા જાય.
આનંદ મારે અતિ ઘણો રે. ૧
હાથી ઘોડા પાલખી રથ, કર્યા સરવ તૈયાર રે;
ભેટો લીધી ભાત ભાતની, ચાલ્યા અંગે સજી શણગાર. આનંદ૦ ૨
ચંદન અત્તર ગુલાબ કેસર, સામગ્રી સહુ અન્ન રે;
પાન સોપારી ને એલચી, લેઇને ચાલ્યા સેવકજન. આનંદ૦ ૩
વાજીંત્ર વાજે અતિ ઘણાં, ચાલ્યા પ્રભંજન રાય રે;
નોતરવળા લોક નગરના, તે સર્વે સામા જાય. આનંદ૦ ૪
જાન આવી જદુવરતણી, શોભાતણો નહિ પાર;
જુગતે મળ્યા સહુ જાનને, મુનિવર દેવને કરિયો જુહાર. આનંદ૦ ૫
સાષ્ટાંગ હરિચરણે નમ્યા, શિવ બ્રહ્માને નામ્યું શીશ રે;
સુંદર સ્થળ પધરાવિયા, પ્રેમે પૂજ્યા શ્રીજુગદીશ. આનંદ૦ ૬
ગળ્યાં મુખ સહુનાં કર્યાં, આપિયાં બીડાં પાન રે;
માન દેઈ ઘણું રાયજી, તેડી આવ્યા નગરમાં જાન. આનંદ૦ ૭

સુંદર મેહેલ શોહામણાં, જેની અતિ ઘણી શોભાય રે;
ત્યાં સાથ સઘળો આવિયો, ઉતર્યા જાન સહિત જદુરાય. આનંદ૦ ૮
સેવા કાજ પ્રધાન સોંપ્યા, કરાવ્યાં ભોજન રે;
ચારા ચંદી અશ્વ ગજને, આપી સંતોષ્યા સહુ જન. આનંદ૦ ૯
શ્રીકૃષ્ણને કલવો કરાવા, કામની સહુ જાય રે;
નેહશુ નીરખ્યા રાયને, પછી ગીત મધુરાં ગાય. આનંદ૦ ૧૦
સમય થયો તવ લગ્નનો, સહુ સામગ્રી સજ થાય રે;
બ્રહ્માજી કહે ભગવાનને, થાઓ તત્પર વૈકુંઠરાય. આનંદ૦ ૧૧
સાવધાન જાનઇયા થયા, વાજીયાં બહુ વાજીંત્ર રે;
વિઠલજી વરઘોડે ચડયા, ગિરિધરીપ્રભુ ગુણવંત. આનંદ૦ ૧૨

પદ ૧૫ મું.

રાગ ધોળ.

સમય થયો તવ લગ્નનો, રાયે મોકલ્યા ગુરૂદેવ;
પુરૂષોત્તમને પરણવા, તેડાવિયા તત્ખેવ. ૧
શિવ બ્રહ્મા સુરપતિ મળી, શણગારિયા વરરાય;
દેવ સહુ જયજય કરે, વરઘોડો તત્પર થાય. ૨

ઢાળ.

તત્પર થઈ ત્રિકમજી ઊભા રહ્યા, મુનિવરને કરી નમસ્કાર;
વાગે ઢોલ નગારાં નફેરિયો, બંદીજન બોલે યશ વિસ્તાર.
વા'લોજી વરઘોડે ચઢયા. ૩
તીખો તોરી ચરણ નચાવતો, અલબેલો થયા અસવાર;
વા'લા સંગે સાબેલા સૌ શોભિતા, છેલ છબિલા દેવકુમાર.
વા'લોજી વરઘોડે ચઢયા. ૪
રવિ ચંદ્ર રક્ષા પાસે કરે, વીંજણો વાયુના કર માંય;

અડતાળીસ અગ્નિનાં રૂપ છે, થયા દીવેટિયા સહુ ત્યાંય.
વા'લોજી વરઘોડે ચઢ્યા. ૫

દ્વારે વાજી વરૂણ આગળ થઇ, જય વિજય આદ બહુ છડીદાર;
ઘેલી બીડાંની ઇંદ્રના હાથમાં, ચારે વેદ થયા ચોબદાર.
વા'લોજી વરઘોડે ચઢ્યા. ૬

વાજે વાજિંત્ર નાના પ્રકારનાં, નાચે અપ્સરા ગાંધર્વ ગાય;
ઉડે આતશબાજી અતિ ઘણી, ગાતી મંગળ દેવકન્યાય.
વા'લોજી વરઘોડે ચઢ્યા. ૭

ચૌટા વચ વરઘોડો રે વાળિયો, જોવા મળિયા છે ચૌદ લોક;
જુએ નરનારી સહુ નગરની, શેરીએ ઉભા છે થોકે થોક.
વા'લોજી વરઘોડે ચઢ્યા. ૮

હરખી નરખીને લે છે ઓવારણાં, વધાવે ભરી મોતીની થાળ;
કોટિ કંદર્પ રૂપ શ્રીકૃષ્ણનું, નીરખી મોહ પામી નગરની બાળ.
વા'લોજી વરઘોડે ચઢ્યા. ૯

એવું આપતા સુખ સર્વને, વરઘોડો આવ્યો વેહેવાઇને દ્વાર;
જોવા સરખી જાદરાણી ગાય છે, ત્રિયા દેવની નાગકુમાર.
વા'લોજી વરઘોડે ચઢ્યા. ૧૦

જાય બ્રહ્માજી આગળ તેણે સમે, લે છે શિવજી સહુનો તપાસ;
વિઠલવર આવ્યા વેહેવાઇને માંડવે રે, થયો કોટિ સૂર્યપ્રકાશ.
વા'લોજી વરઘોડે ચઢ્યાં. ૧૧

સુરીનર મુનિવર જયજય કરે, મંગળ ગીત સોહાગણી ગાય;
ગિરિધારી પ્રભુ ગુણવંતને, પોંકવાની સામગ્રી થાય.
વા'લોજી વરઘોડે ચઢ્યા. ૧૨

---

૯ કંદર્પ—કામ. બાળ–સ્ત્રીઓ. ૫ દીવેટિયા–દીવાદાર.

## કડવું ૧૬ મું.

### રાગ ધોળની દેશી ફેર.

તોરણે આવી ઊભા ત્રિભોવન રાય રે,
સામાન સર્વે મંગાવે છે બ્રહ્માય રે;
હરખે ભર્યાં સાસુજી વેહેલાં આવ્યાં રે,
સામગ્રી પોંકવાની સર્વે લાવ્યાં રે. ૧
અંગે સજીઆ છે સોળે શણગાર,
મરજાદે મનવડે કર્યો નમસ્કાર;
કોટિક કામ છબી શોભે છે, વરરાય,
ચકિત થઇ ત્યાં નીરખે ચંદ્રસેનાય. ૨
તેણે સમે પાર્વતીજી બોલ્યાં વાણી,
ઊભાં રહ્યાં કેમ વરને પોંકો રાણી;
વચન સુણીને મન પામ્યાં લજ્જાય,
તતક્ષણ પોંકી લીધા વૈકુંઠરાય. ૩
ઇંડીપીંડી ત્યાં નાંખી છે ઉતારી,
સરિયા ચાર ચોપાસે નાખે વારી;
ધુશલ મુશલ ત્રાક રવઇચો લાવ્યાં,
વિવેક તેને કરીને શીશ ચડાવ્યાં. ૪
છબીલાજીને છાંટણું ત્યહાં છંટાય,
અર્ધ્ય ઉપર અલબેલે ધરિયો પાય;
સાસુજીએ નિરખી સહાયું નાક,
મુખડે પટ દેઇને હસિયો સહુ સાથ. ૫
પોંક્યા પુરૂષોત્તમને કરી કુળ રીતે,

૫ પટ—વસ્ત્ર.

મંડપ માંહે પધરાવ્યા પૂરણ પ્રીતે;
ગીત ગાય છે જુવતી ઝાકમઝોળ,
કંઠ કોકિલા કામની કુંકુમ રોળ. ૬
ચપળ થઈ સહુ નીરખે હરિમુખ ચંદ્ર,
સુંદર શોભા મંદિર રસિક પુરીંદ્ર;
નખશિખની શોભા દીસે સહુ સારી,
છબી ઉપર જાય જન ગિરિધર બલિહારી. ૭

## પદ ૧૭ મું.

### રાગ ધોળ દેશી ફેર.

ચતુર્ભુજ ચોરીની પાંસે આવ્યા રે,
કન્યાને ત્યાં શણગારીને લાવ્યા રે;
તુલસીજીએ નિરખ્યા ત્રિભોવન ભૂપ રે,
મોહ્યાં મનમાં જોઈ મોહનનું રૂપ રે. ૧
ઘુંઘટ ખોલી નેત્રે કર્યાં પ્રણામ રે,
સમશ્યા તેની સમજ્યા સુંદરશ્યામ રે;
આવ્યા રાય તેડી સાથે પટરાણી રે,
તેણે સમે બહુ બોલે છે મંગળવાણી રે. ૨
પાસે બેઠા બૃહસ્પતિ ને બ્રહ્માય રે,
શુભ મુહૂર્ત્તમાં સ્વસ્તિવાચન થાય રે;
માંહ્યરામાં બેઠાં છે વરકન્યાય રે,
મળી માનુની મધુરાં મંગળ ગાય રે. ૩
અંતરપટ ધર્યા છે વિધિએ સાર રે,
મુનિ કરતા મંગળાષ્ટક ઉચ્ચાર રે;
વેદમંત્ર ભણે સપ્ત ઋષિ દક્ષ રે,

જુએ સર્વે ધરી એક લક્ષ રે. ૪
તુલસીજીએ આરોપી વરમાળ રે,
વરકન્યાના છેડા ગાંઠ્યા તત્કાળ રે;
મંગળફેરા ફરે ત્યાં વર કન્યાય રે,
બહુ વિધિ આપે દાન પ્રભંજન રાય રે. ૫
પેહેલે મંગળ આપી ગૌ દશ હજાર રે,
પટ આભૂષણ કપિલા સર્વ સાર રે;
બીજે મંગળ આપ્યાં દાન અપાર રે,
શ્યામ કર્ણ ઘોડા એકવીશ હજાર રે. ૬૧
ત્રીજે મંગળે ગજ રથ ત્રીશ હજાર રે,
ચોથે મંગળે આપ્યા ધનભંડાર રે;
ફરિયાં ફેરા મંગળ વરત્યાં ચાર રે,
ભૂપે કન્યા અર્પી કર દેવ મોરાર રે. ૭
હસ્ત મેળાપ હરખે થયો તેણી વાર રે,
સાવધાન વાણી વિપ્ર બોલે છે સાર રે;
કીધો સર્વે વેદવિધિ આચાર રે,
કુળરીતેથી આરોગ્યો કંસાર રે. ૮
વાડવ કરતા વેદ ઉચ્ચાર શુભ રીતે રે,
પાતળિયોજી પરણીને ઊઠ્યા પ્રીતે રે;
સપ્ત ઋષિને સાથે છે બ્રહ્માય રે,
ધ્રુવ દરશન કરાવ્યું વર કન્યાય રે. ૯
સોહે મીઢળ બાંધ્યાં દંપતિ હાથ રે,
હરખી નરખી વધાવે છે સહુ સાથ રે;

૬ કપિલા—ગોરી (ગાય). સવત્સી—વાછરડાવાળી. શ્યામ કર્ણ—કાળા કાનવાળા અને ધોળા રંગવાળા.

વરકન્યાને જોઈ હરખે છે સહુ નર નાર રે,
મંડપ માંહે થઇ રહ્યો જયજયકાર રે. ૧૦
મોટા મોટા મુનિવર દે છે આશિષ રે,
જુગજુગ જોડું અવિચળ રહેજો ઇશિ રે;
શેષ શારદા એનો પાર ન પામે રે,
ગિરિધારીપ્રભુ ગુણ ગાતાં દુઃખ વામે રે. ૧૧

## પદ ૧૮ મું.

### રાગ ધોળ પ્રભાતી.

રાય પ્રભંજન મનમાં હરખ્યા, નિરખ્યા શ્રીરણછોડ રે;
પોહોચ્યા સહુના કોડ રે, ભાત ભાતની ભોજન સામગ્રી કરી રે. ૧
ઘણું હેત કરીને ગૌરવ દીધો, લીધો લહાવો રાય રે;
તત્પર સહુકો થાય રે, સનકાદિક આદે મુનિવર સહુકો આવિયા રે. ૨
મણિ જડિત સોનાનાં, આસન મૂકયાં હારોહાર રે;
બ્રહ્મા ને ત્રિપુરાર રે, આરોગવા હરિવર વચમાં બેસાડિયા રે. ૩
તેણે સમે ત્યાં ગીત ગાય છે, જાંદરાણી પુર નારી રે;
મુકી લાજ વિસારી રે, જાન સહિત જુગજીવન જમતા સાંભળે રે. ૪
અમારી કન્યા બાળી ભોળી, કાનુડો કપટી કાળો રે;
દીસે કામણગારો રે, એના ચિત્તનો ચાળો સર્વે જાણિયો રે. ૫
ભોળી હુતી ત્યારે નીમ શું કરવા, અખંડ વરનું લીધું રે;
મોટું કારજ કીધું રે, કપટી કરી શું કાઢી લીધું છેતરી રે. ૬
છેતરિયાં નારદજીએ અમને, નાખ્યાં મોહની જાળ રે;
ભોળવિયા ભૂપાળ રે, કાળોવર ગોરી કન્યા લેઈ ગયો રે. ૭

---

૨ ગૌરવ દીધો-ગોરવનું ભોજન જમાડયું.

ગોરી હમણા થઈ છે, પેહેલાં તુલસીકેરૂં ઝાડ રે;
શીદ ચડાવો પાડ રે, પુણ્ય ઘણે ગુણવંતા વરને પામિયાં રે. ૮
ગુણવંતા શાના નિર્ગુણીઆ એ તો, સદા અસિદ્ધિ હોય રે;
ચરિત્ર ન જાણે કોય રે, જેને મળે તેનું સર્વસ્વ લેઇ દુખિયાં કરે રે. ૯
દુઃખ પેહેલું પણ અંતે સુખ છે, મોક્ષ નિદાન રે;
ભક્તવત્સળ ભગવાન રે, મુષ્ટિ કણ માટે સુરવૈભવ આપિયો રે. ૧૦
કટાક્ષ કરતી કામનીઓ, એ રીતે મગળ ગાય રે;
સુણીને જમતા જાય રે, હરિ હસિયા બ્રહ્મા શિવ સામું જોઇને રે. ૧૧
ભોજન કરી ઊઠ્યાં નર નારી, આપ્યાં બીડાં પાન રે;
સંતોષ્યા ભગવાન રે, રાય પ્રભંજને આપી બહુ પેહેરામણી રે. ૧૨
ગિરિધારી પ્રભુ જાનીવાસે, ગોત્રજ પૂજા થાય રે;
આવ્યા મુનિ બ્રહ્માય રે, મોહન છેલ છબીલી છોડે દોરડો રે. ૧૩

## પદ ૧૯ મું.

### રાગ સામેરી.

છબીલા છોડોની દોરડો, એને દોરડીએ દશ ગાંઠ;
બળ તમારૂં જાણીએ, જો ઉકેલો એ આંટ. છબીલા૦ ૧
પ્રથમ છોડે પાતળિયો જી, કન્યાનો કર સાહ્ય;
સુરવધૂ મુનિપત્નીઓ, તે પરમ મંગળ ગાય. છબીલા૦ ૨
તમો તો ચતુર ચિત્તચોર છો, છે સઘળી વાતો સેહેલ;
કટાક્ષ કરી કહે કામની, એ તો ઘણો છે મુશ્કેલ. છબીલા૦ ૩
વાહાલા એ કારજ નહિ થાયે, કાળા તારો શિવ સખા તેડાવ્ય;
સહાય કરશે સર્વે મળી સંગે, આવે જો ઉમયાય. છબીલા૦ ૪
વાહાલા મારા બ્રહ્માજીએ ગાંઠ વાળી છે, મૂકો મનની મામ;

૧૦ આપિયો—( સુદામાને ).

ઉતાવળા શું થાઓ છો એ તો, નથી રતિસંગ્રામ. છબીલા૦ ૫
વાહાલા મારા છોડો બંધન જીવના, અઘ ટાળે તમારૂં નામ;
મુક્તિ આપો છો સેહેજમાં, તેથી કપરૂં છે આ કામ. છબીલા૦ ૬
એવાં મંગળ ગાય માનુની, ક્ષણમાં છોડ્યો દેવ મોરાર;
ગિરિધારી પ્રભુ ગુણવંતને કર, છોડે છબીલી નાર. છબીલા૦ ૭

## પદ ૨૦ મું.

### ચાલ દોરડાની હંસની.

કન્યાએ ગ્રહ્યો હરિનો હાથ, છબીલી દોરડો ના છૂટે;
ગોરી સહુ ગાય ગીત રસાળ. છબીલી૦ ૧
તેડાવો તાત પ્રભંજનરથિ;
માતા જો આવે ચંદ્રસેનાપ. છબીલી૦ ૨
જેણે દોરડીએ દશ ગાંઠ;
પડી અવળાસવળી આંટ. છબીલી૦ ૩
એનો બાંધનારો ચતુરસુજાણ;
તેને તું છોડનારી કોણ. છબીલી૦ ૪
સાચી હોય પ્રભુશુ પૂરણ પ્રીત;
જોઇએ તો રાખો રસ રીત. છબીલી૦ ૫
છોડ્યો તવ તુલસીએ તતકાળ;
તે જોઇને રીઝ્યા દીનદયાળ. છબીલી૦ ૬
આરાધે જોગી મુનિ મહાનંત;
એવા ગિરિધારી પ્રભુ ગુણવંત. છબીલી૦ ૭

## પદ ૨૧ મું.

### રાગ ધોળની દેશી.

અવંતિકામાં આનંદ અપાર,

તુલસીને ત્રિકમ પરણિયા રે;
વરકન્યાની શોભાનો નહિ પાર,
મુખડે નવ જાય વરણિયા રે. ટેક. ૧
રાય પ્રભંજને આપી બહુ પે'રામણી રે,
સુંદર રથ શણગારી આપ્યા સાજ;
તુલસીજીને વસ્ત્ર આભૂષણ આપતાં રે,
અનેક દાસી સેવા કાજ. તુલસી૦ ૨
આપ્યાં બહુ વિધ ગજ રથ ઘોડા પાલખી રે,
મોહનજીને મન ગમતા શણગાર;
વરકન્યાની પૂજા બહુ વિધિએ કરી રે,
દંપતિએ કર જોડી કર્યો નમસ્કાર. તુલસી૦ ૩
પ્રજાપતિને પીતામ્બર બહુ આપિયાં રે,
શિવને સુંદર પામરિયો ને શાલ;
સપ્ત ઋષિને નીલાંબર ને ધોતિયાં રે,
મઘવાપતિને મુક્તાફળની માળ. તુલસી૦ ૪
અરૂંધતીને આભૂષણ પેરાવિયાં રે,
ઉમયાજીને ઘરચોળી ને ઘાટ;
ઇંદ્રાણીને ચરણિયા ચોળી સાડીઓ રે,
સાવિત્રીને ચીર પટોળા પાટ. તુલસી૦ ૫
દેવ મુનિવર ગાંધર્વ કિન્નર અપ્સરા રે,
યોગ્યાયોગ્યે જેને જેવા અધિકાર;
પેહેરામણીમાં રાયે સર્વસ્વ આપિયું રે,
કરિયો સહુને સંતોષી નમસ્કાર. તુલસી૦ ૬
ગદગદ કંઠે રાજા ત્યાં સ્તુતિ કરે રે,

---

૧ અવન્તિકા—ઉજ્જયિની.

તમ સરખું કાંઇ નથી કર્યું સનમાન;
તમારૂં તે તમને પાછું આપિયું રે,
મુજને મોટો કીધો શ્રીભગવાન. તુલસી૦ ૭
વચન સુણીને વળતું બોલ્યા શ્રીહરિ રે,
ભૂપતિ હવાં અમને કરો વિદાય;
પ્રસન્ન થયો હું પ્રીતલડી જોઇ તમતણી રે,
તમોએ કર્યું તે કોઇએ નવ થાય. તુલસી૦ ૮
સાથ સર્વે ત્યાં મંડપમાં પધરાવિયા રે,
કુંકુમ અંગે કેસર છંટાય;
માનુનીએ ત્યાં મંડપ વધાવિયોરે,
ગિરિધારીપ્રભુ માગે છે વિદાય. તુલસી૦ ૯

## પદ ૨૨ મું.

રાગ ધોળ.

સાહેલી રે આંબો મોરિયો. એ રાગ.

જી રે પૂજા કરી સહુ જાનની,
આપે બીડાં રે છાંટે કેસર સાર;
મળી માનુની મંડપ વધાવિયો,
દીધા હાથા રે કુંકુમકેરા દ્વાર.
સાહેલી રે આનંદ અતિ ઘણો. ૧
આજ્ઞા માગીને ઉઠ્યા શ્રીહરિ,
થયો તત્પર રે સહુ જાનનો સાથ;
ભાવે કરી રે ભૂપતિ ભેટિયા,
ત્યાંથી ઊઠ્યા રે ઝાલી હરિનો હાથ. સાહેલી રે૦ ૨
રથ હાથી ઘોડા ને રે પાલખી,

સરવે નીકળ્યાં રે વેવાઈ પોળની બાહાર;
નગરલોક વળાવાને ચાલિયા,
બંદીજન બોલે રે કુળ કીર્ત્તિ વિસ્તાર. સાહેલી રે૦ ૩
તેણે સમે બ્રહ્માજી રે બોલિયા,
તમો વેહેલા રે જાઓ મુનિવર ત્યાંય;
હાવે વાર ક્ષણ ના લગાડશો,
પધરાવો રે કન્યાને રથ માંય. સાહેલી રે૦ ૪
આવ્યા ઋષિ એવું સાંભળી,
જ્યાં બિરાજે છે રે તુલસી રાણીવાસ;
જોઇ રૂપ ઋષિ વિસ્મે થયા,
દીસે શોભા રે કોટિ સૂર્યપ્રકાશ. સાહેલી રે૦ ૫
થાય સાસરે જાવાને સાંતરી,
દે છે શિક્ષા રે તુલસીજીને માતઃ
ગિરિધારીપ્રભુ ગુણવંતને,
નવ ભૂલશો રે કાંઈ દિવસ ને રાત. સાહેલી રે૦ .૬

## પદ ૨૩ મું.

### ચાલ ચાતુરીઓની.

પુત્રી પનોતી રે ચાલ્યાં સાસરે;
માતા ચંદ્રસેના શિખામણ ઊચરે. ૧

### ઢાળ.

શિખામણ દે માવડી, પુત્રીને લેઇ ઉછંગમાં;
બાઇ સાસરિયાંમાં સંપ કરજો, રહેજો સ્વામીના સંગમાં. ૨
શામળિયાની સેવા કરજો, તન મન ધન અર્પણ કરી;
વચન પ્રભુનું પાળિયે, નવ બોલિયે સામા ફરી. ૩

વલણ.

પર પુરૂષનો રે, સંગ ના કીજીએ;
હાથોહાથ રે, તાળી ના લીજીએ. ૪

ઢાળ.

તાળી ના લીજીએ, આળ ના કીજીએ, સત્ય પોતાનું પાળિયે;
કામી નરશુ કામદષ્ટે, કદાપિ ના ભાળિયે. ૫
કોટિ કંદર્પ રૂપ સુંદર, પર પુરૂષ નવ વખાણીએ;
નાથ વિના જે નર જગતમાં, તુચ્છ તરણાવત જાણીએ. ૬

વલણ.

મન કર્મ વચનથી રે, પતિવ્રત પાળિયે;
અવગુણ કોટિ રે, અંતરથી ટાળિયે. ૭

ઢાળ.

અવગુણ કોટિ કંથના તે, મન વિષે નવ ધારીએ;
સુખ દુઃખ સર્વે સાસરાનું તે, સ્વામી આગળ નવ પોકારીએ. ૮
ભરતાર સાથે ભેદ બુદ્ધિ, ભૂલીને નવ કીજીએ;
વચન શીશ ચઢાવીએ ને, પાછો સાચો ઉત્તર દીજીએ. ૯

વલણ.

દુરિજન સાથે રે, હાસ્ય ના કીજીએ;
કંથ વિના કોને રે, ચિત્ત નવ દીજીએ. ૧૦

ઢાળ.

કંથ સાથે કપટ કરીને, અંતર વાત ના રાખીએ;
મન મેળીએ નહિ પર પુરૂષશુ, સહોદર સમ દાખીએ. ૧૧

---

૧૧ સહોદર—માનો જણ્યો ભાઈ.

તેમાટે તનયા કહું તમો, રીસ રખે મન આણતાં;
બાઈ સાસરિયાનાં સુખ દુઃખ, તમો હજુ નથી જાણતાં. ૧૨

વલણ.

મીઠે વચને રે, સહુને બોલાવિયે;
કુળ અધિકારે રે, લજ્જા પાળિયે. ૧૩

ઢાળ.

પાળિયે લજ્જા મોટાંકેરી, કનિષ્ઠ બાળ પ્રમાણીએ;
સમાનને સહોદર ગણિયે, વૃદ્ધ પિતા સમ જાણીએ. ૧૪
વિચારીને વચન વદીએ, ભાર સહુનો રાખીએ;
લાજ મૂકી લોકહિયામાં, અંગ ઉઘાડું ન રાખીએ. ૧૫.

વલણ.

પુત્રી પધારો રે, સૌભાગ્ય સાસરે;
ક્ષમા ધરી રહેજો રે, શોક્યને આશરે. ૧૬

ઢાળ.

આશરો અવિનાશીનો છે, દધિસુતા મંદિર વિષે;
બાઈ આજ્ઞા તેની પાળજો, કટુ વચન કહેતાં રખે. ૧૭
રીસાવશો નહિ તેથકી, ગંભીર ગુણ મન લાવજો;
સાદ કરે જો દધિસુતા ત્યારે, મોટી બેન કહી બોલાવજો. ૧૮

વલણ.

પુત્રી મારી રે, કોઈ દિન આવજો;
માત પિતાનું રે, નામ દીપાવજો. ૧૯

ઢાળ.

દીપાવજો કુળતણી કીર્ત્તિ, તમો સકળ ગુણનાં જાણ છો;

---

૧૭ દધિસુતા-લક્ષ્મી. કટુ-કડવું.

'હું શીખામણ શી દઉં, તમો વેદ માંહે પ્રમાણ છો. ૨૦
લોકહિત વત્સલતા જણાવી, રીત જે પતિવ્રતતણી;
દાસ ગિરિધર પ્રભુ ઉપર, પ્રીત થાવાને ઘણી. ૨૧

## પદ ૨૪ મું.

### રાગ ધવલધનાશ્રી.

રાણીએ બોધ કર્યો બાળાને, મીઠે મધુરે સાદ જી;
શુભ મુહૂર્ત્તમાં સપ્ત ઋષિએ, દીધો આશિર્વાદ જી. ૧
તેણે સમે રાણી ચંદ્રસેનાએ, તેડ્યા શ્રીઘનશ્યામ જી;
એકાંતસ્થળ પધરાવી પૂજા, કીધો દંડ પ્રણામ જી. ૨
તુલસીજીને શણગારીને, સોંપી હરિને હાથ જી;
આ પુત્રી મારી છે ઘણી રાંકડી, તે શરણે રાખજો નાથ જી. ૩
એના અવગુણ સામું નવ જોશો, ક્ષમા કરજો અપરાધ જી;
દામોદરજી દીનવત્સલ છો, બાંહ્ય ગ્રહ્યાની લાજ જી. ૪
જ્યારથકી એ મુજ ઘેર પ્રકટી, ગયા સકળ સંતાપ જી;
સાત વરસ જાતાં નવ જાણ્યાં, આનંદમાં દિન રાત જી. ૫
કોને જોઇને ઠરીશું હાવે, જીવન સઘળું જાય જી;
પુત્રવડે પરિવાર ઉજળો, પુત્રી પારકી થાય જી. ૬
એક પુત્ર જો હોત અમારે, તો આવડું દુ:ખ નવ થાય જી;
એવું કહી નેત્રે જળ ચાલ્યાં, ગદગદ કંઠે ભરાય જી. ૭
ત્યારે દયા ઘણી પ્રભુને મન આવી, બોલ્યા શારંગપાણિ જી;
આ મંગળ સમે શું રૂદન કરો છો, વિવેક વિચારો રાણી જી. ૮
પછે પુરૂષોત્તમજી પ્રસન્ન થયા, ત્યાં આપ્યું છે વરદાન જી;
જાઓ થોડા દિવસમાં પુત્ર પ્રગટશે, સુંદર રૂપ નિધાન જી. ૯
વિજયકુવર તેનું નામ પાડજો, પોહોચશે મનના કોડ જી;
રાય રાણી ઘણું આનંદ પામ્યાં, પ્રસન્ન થયા રણછોડ જી. ૧૦

જેજેકાર થયો પુરેં સઘળે, વાગ્યાં ઢોલ નિશાન જી;
તુલસીજીને બેસાડચાં રથમાં, ચાલ્યા શ્રીભગવાન જી. ૧૧
નગર બાહાર સહુ સાથ નીકળ્યો, લોક વળાવવા જાય જી;
ભૂપતિ ભૂધર પાળા ચાલે, શુકન ભલેરા થાય જી. ૧૨
પછે ઊભા રહીને અલબેલોજી, બોલ્યા વિનય વચન જી;
મંદિર પધારો મહીપતિ હાવે, સાથ સહિત રાજન જી. ૧૩
ત્યારે ગદગદ કંઠે થયા રાયજી, કીધો બહુ પરણામ જી;
ભૂધરજીને ભુજ ભરી ભેટચા, ભૂપતિ ત્યાં નિરવાણ જી. ૧૪
હું અલ્પ જીવ અપરાધી છું, તમો ઇશ્વિર છો સર્વજ્ઞ જી;
શરણ રાખજો સ્વામી મુજને, જાણી કુબુદ્ધિ અજ્ઞ જી. ૧૫.
ચંદ્રનું બિંબ સમુદ્રમાં દેખી, જળચર માને મીન જી;
એમ રૂપ તમારૂં નવ જાણે, મંદભાગી મતિહીન જી. ૧૬
તમાટે મુજને ભૂલી ના જાશો, ભક્તવત્સલ અવિનાશ જી;
ગિરિધારીપ્રભુ ચરણકમલનો, જનમોજનમ થઉં દાસ જી. ૧૭

## પદ ૨૫ મું.

રાગ ધોળ.

ત્રિભોવનપતિ મહારાજ, ત્રિકમરાય, તુલસીને પરણી પધારિયા રે.
બોધ કર્યો બહુ રાયને રે, રથમાં બેઠા રણછોડ રે;
સહુ સાથ વળાવી પાછા વળ્યા રે, પોત્યા મનના કોડ રે. ત્રિકમરાય૦ ૧
નગરથકી સહુ ચાલિયા રે, જાન સહિત જદુનાથ રે;
શિવ બ્રહ્મા સુરપતિ મળી રે, દેવ મુનિવર સાથ રે. ત્રિકમરાય૦ ૨
વાજીંત્ર વાજે અતિ ઘણાં રે, થઈ રહ્યો જયજયકાર રે;
હરખ ભર્યા હેતે કરી રે, આવ્યા વૈકુંઠ મોઝાર રે. ત્રિકમરાય૦ ૩
દધિતનયા હરખ્યાં ઘણું રે, પૂજ્યા પ્રાણઆધાર રે;

મંગળવિધિ સર્વે કરી રે, ઋષિને કર્યા નમસ્કાર રે. ત્રિકમરાય૦ ૪

તુલસી વેગે પધારિયાં રે, લાગ્યાં લક્ષ્મીજીને પાય રે;

ભુજ ભરી ભેટ્યાં ભાવશુ રે, હઇયામાં હરખ ન માય રે. ત્રિકમરાય૦ ૫

નોતરની સેવા કરી રે, સંતોષ્યો સહુ સાથ રે;

પછે આજ્ઞા માગી સહુ ચાલિયા રે, શિવ બ્રહ્મા સુરનાથ રે. ત્રિકમરાય૦ ૬

નિજ નિજ સ્થાનક સહુ ગયા રે, પોહોત્યા મનના કોડ;

ગિરિધારીપ્રભુ પ્રેમશુ રે, પરણ્યા શ્રીરણછોડ રે. ત્રિકમરાય૦ ૭

## પદ ૨૯ મુ

### રાગ ધોળ.

સહુ મનોરથ પૂરણ થયા, પરણિયા શ્રીરણછોડ;

તુલસીવિવાહ ભાવે ગાયો, પોહોત્યા મનના કોડ. ૧

ભરતખંડ ભૂતળમાં આવી, ધરિયો મનુષ્ય અવતાર;

તુલસીવિવાહ કરે જેના, ભાગ્યતણો નહિ પાર. ૨

### ઢાળ.

તેહેના ભાગ્યતણો નહિ પાર રે, ભૂતળમાં તેનો ધન્ય અવતાર રે;

શુભ મુહૂર્તમાં તુલસીજી રોપાવે રે, શુદ્ધ ભોમી સુગંધ સીંચાવે રે. ૩

ધૂપ દીપ નૈવેદ ધરાવે રે, ત્યાં તો નવરંગ ચિત્ર કરાવે રે;

દિન પ્રત્યે હરિગુણ ગાય રે, તુલસી જ્યારે મોટાં થાય રે. ૪

બ્રાહ્મણ વૈષ્ણવ સાધુ કહિયે રે, વેહેવાઈ થઈને તેને ઘેર જઇયે રે;

શાળિંગરામશુ વિવાહ કરિયે રે, શુભ મુહૂર્ત લગનનું ધરિયે રે. ૫

પુત્રી પોતાની હોયે જ્યમ રે, વિવાહ તુલસીનો કરિયે ત્યમ રે;

તુલસીજી મંજરી આવતા પેહેલાં રે, કરિયે લગ્ન પ્રભુ સાથે વેહેલાં રે. ૬

### વલણ.

લગ્ન કરી પરણાવીએ, તુલસી ને શાલિગ્રામ;

શણગાર વસ્ત્ર ધરાવીએ, સંતોષીએ સહુ જન. ૭
વિપ્ર સાધુ વૈષ્ણવને ત્યાં, કરાવીએ ભોજન;
વિધિપૂર્વક યથા શક્તિએ, જે કરે તુલસી લગન. ૮

ઢાળ.

જે કોઈ તુલસીને પરણાવે રે, શાલગ્રામ જમાત્ર થઇ આવે રે;
તેના ભાગ્યતણો નહિ પાર રે, કરે કરૂણા શ્રીદેવ મોરાર રે. ૯
તે તો મનવાંચ્છિત ફળ પામે રે, કોટિ જન્મનાં કિલ્મિષ વામે રે;
નિર્ધન હોય તે પામે ધન રે, વંઝા પામે પુત્ર રતન રે. ૧૦
જેવી ઇચ્છા ધરે મન માંહે રે, થાય સફળ મનોરથ ત્યાંહે રે;
બ્રહ્મહત્યાદિ પાતક જાય રે, એવું શાસ્ત્ર પોકારીને ગાય રે. ૧૧
વ્રત સકળ તીર્થ સ્નાન રે, મેરૂ કનક કોટિ ગૌદાન રે;
અશ્વમેધતણું પુણ્ય થાય રે, તુલસીવિવાહનો એ મહિમાય રે. ૧૨

વલણ.

મહિમા તુલસીલગ્નનો, મેં મુખડે કેમ કહેવાય;
મહદ્ મુનિ એ મર્મ જાણે, વેદ નિત્યપ્રત્યે ગાય. ૧૩
તુસસીવિવાહ કરે તેના, ભાગ્યતણો નહિ પાર;
દેહ ધરી પ્રમાણ છે, તેનો સફળ થયો અવતાર. ૧૪

ઢાળ.

અવતાર સફળ તેનો થાય રે, જે કો શીખે સુણે ને ગાય રે;
તેનું જન્મમરણ દુઃખ વામે રે, અંતે અવિચળ પદવી પામે રે. ૧૫
થયો પૂરણ તુળસીવિવાય રે, કરી કરૂણા શ્રીજદુરાય રે;
સહુ વૈષ્ણવની કરૂણાય રે, કરી ગુરૂ સંતે દયાય રે. ૧૬
હું છું અલ્પ બુદ્ધિ મતિમંદ રે, શું જાણું ગુણ ગાઈ ગોવિંદ રે;
ક્ષમા કરજો મારો અપરાધ રે, મોટા કવિજન બુદ્ધિ અગાધ રે. ૧૭

એ છે શાસ્ત્રતણો આધાર રે, કાંઈ બુદ્ધિતણો અનુસાર રે;
માટે સંદેહ ન કરશો કોય રે, જેવા તેવા પણ હરિગુણ હોય રે. ૧૮

ઢાળ.

ગાયા હરિગુણ તુલસીવિવાહ, પોહોચી મનની આશ;
ચોપાઇ આઠસેં સિત્તેર પૂરી, પદ વીશાષષ્ટ પ્રકાશ. ૧૯
સંવત અઢારસેં ઇકોતેર, ઋતુ વૃષા માસ અષાઢ;
સિતપક્ષમાં પૂરણ થયો, સપ્તમી ને બુધવાર. ૨૦
પદ ભંગ કો કરશો નહિ, હોય દોષ કવિતા છંદ;
દાસ ગિરિધર નિમિત્ત એક, કર્ત્તા શ્રીગોવિંદ. ૨૧

૨૦ સિતપક્ષ–અજવાળિયું.

# પરચુરણ કવિતા.

## ગરબી ૧ લી.

આવો આવો રે નંદના લાલ, મારે ઘેર આવો રે;
ઘણું પ્રેમ ધરે [1]વ્રજબાળ, હશી બોલાવો રે. ટેક. ૧
શામાટે શામળિયા વાહાલા, અમશુ [2]અંતર રાખો રે;
પ્રીત પૂર્વની છોડી છબીલા, દૂર જઇ શું દાખો. મારે૦ ૨
મોહનજી તારૂં મુખ જોવાને, મારૂં મન વ્યાકુળ થાય રે;
અંતરકેરી વાતલડી તે, કોઇને નવ કહેવાય. મારે૦ ૩
જાણો છો તમને શું કહીએ, જીવન પ્રાણઆધાર રે;
દુરીજન લોક હસે દેખતાં, જાય તમારો ભાર. મારે૦ ૪
શામસુંદર [5]સેજ સમારી, જોઉં તમારી વાટ રે;
લટકંતા લક્ષ્મીવર આવો, તમો રીસાવ્યા શામાટ. મારે૦ ૫
વચન સુણી વિઠ્ઠલવર આવ્યા, રસિયા શ્રીરણછોડ રે;
ગિરિધારી ગુણવંત પ્રભુએ, પૂર્યા મનના કોડ. મારે૦ ૬

## ગરબી ૨ જી.

મુને મળિયા સુંદરશ્યામ, આજ મારે દીવાળી;
મારાં સફળ થયાં મન કામ, આવ્યા વનમાળી. ટેક.
મેં મારા મંદિરિયા આગળ, મૂકી દીવડાની હાર રે;
તત્પર થઇ આંગણીએ ઊભી, સજી સોળ શણગાર. આજ૦ ૧
અચિંતો અલબેલો આવ્યા, ચાલે લટકતી ચાલ રે;
મોરમુગટ શિર કાને કુંડળ, ઉર [2]સોહે વનમાળ. આજ૦ ૨

---

૧ વ્રજબાળ—વ્રજની સ્ત્રીઓ. ૨ અંતર—તફાવત—જુદાગિરી. પૂરવની—પેહેલાંની. દાખો—જણાવો—સંદેશો કહાવો. ૫ સેજ—શય્યા. સમારી—સુધારી તૈયાર કરી.

૨ શોહે—શોભે.

*આજ સોનાના સૂરજ ઉગ્યા, દૂધડે વરશ્યાં મેહ રે;
નંદકુંવરની સાથે મેં તો, કીધો નવલો નેહ. આજ૦ ૩
રસિયાને હૃદયાશુ ચાંપી, મંદિરમાં લેઇ ચાલી રે;
ગિરિધારી ગુણવંત પ્રભુશુ, હશીને લીધી તાળી. આજ૦ ૪

## પદ ૧ લું.

શામાટે મોહન અમશું રે, અંતર રાખો છો આંટી;
કોઇ નાર મળી ધૂતારી રે, ઘેરાયાછો*જબરી ઘાંટી. ૧
સુખ તેનું સારૂં લાગ્યું રે, અળગા નવ રહેશો એક ઘડી;
મોહ્યા છો મન મોહનજી રે, અંતર પ્રીતે દેહ જડી. ૨
*એમ ભેદ ન કરિયે ભૂધર રે, સહુને મન સરખી આશા;
માધવજી માનસરોવર રે, સહુને જળકેરી પ્યાસા. ૩
તેમાટે કહું છું ત્રિકમ રે, ટેક ગ્રહી તુજ નામતણી;
ગિરિધારી ગુણ અવગુણ ટાળી રે, ગિરિધારી ભાળો ભક્ત ભણી. ૪

## પદ ૨ જું.

માતા શું કહીએ તમને રે, લાડકવાયો લાલ કર્યો;
નિત્ય ઊઠીને સંતાપે રે, મથુરા મારગ બંધ કર્યો. ૧
જઇ બેસે જમુના આરે રે, પરનારી પાલવ ઝાલે;
સુનું ઘર દેખે જેનું રે, તેમાં માંકડલાં ઘાલે. ૨
મહી માંખણને વણસાડે રે, મહાલે મનમાન્યો પ્રીતે;
ગિરિધારીપ્રભુને કહેજો રે, હાવે રસિયો રહે રીતે. ૩

---

૧ જબરી ઘાંટી-વિકટ વેળા. ૩ પ્યાસા—તરસ. ગિરિધારી ઈ૦—ગિરધર ભક્તના ગુણ અવગુણ દૂર કરીને.

૧ માતા-યશોદા. યશોદા પ્રતિ ગોપીઓની ઉક્તિ છે. રીતે-સભ્યતા-ની રીતે.

## પદ ૩ જું.

રીતે રહેજો વ્રજનારી રે, સોર કરો શાને કાજે;
એ લાડકવાયો મારો રે, લાડ કરે તે સહુ છાજે. ૧
શામાટે આળ ચઢાવો રે, (એ) બાળક બોલી શું જાણે;
સમજે નહિ પટ પેહેર્યામાં રે, ચીર તમારાં ક્યમ તાણે. ૨
મારે મંદિર મહી માખણ રે, રસિયો રંચક નવ ચાખે;
ગિરિધારી પ્રભુ છે માટે રે, ભાર તમારો નવ રાખે. ૩

## પદ ૪ થું.

નહિ રાખું ભાર તમારો રે, માતા મન સમજી બોલો;
શું જાણો કરતુક એનાં રે, કપટી થઇ બેઠો ભોળો. ૧
લાડકવાયો છે તમને રે, અમને શું આપી દેશે;
કોઇ નાર માથાની મળશે રે, મૂલ ગણીને સહુ લેશે. ૨
ક્યમ કહીએ બાળક એને રે, સહુથી મોટો કહાવે છે;
ગિરિધારી પ્રભુની વાતો રે, કહેતાં લજ્જા આવે છે ! ૩

## પદ ૫ મું.

સુત મારા શાને કાજે રે, આળ કરો જઇ અબળાને;
કોઇ કુડું કામણ કરશે રે, સાચું થાશે સબળાને. ૧
કોઇને હસવું નવ કીજે રે, ભારેખમ થઇને રહીએ;

---

૧ યશોદાનો ગોપીઓ પ્રતિ ઉત્તર. ૩ રંચક—રજ—લગાર પણ.

૧ ગોપિકાઓની યશોદા પ્રતિ ઉક્તિ. માતા—યશોદા. કરતુક—કામ. કપટી ઈ૦—એ ( કૃષ્ણ ) કપટી છે, પણ હમણા ભોળો થઈને બેઠો છે. ૨ મૂલ—દહીં, માખણ વગેરે બિગાડ કર્યો હશે તેનું.

૧ આળ—અટકચાળાં અથવા તોહમત ચઢે એવાં કૃત્ય. કુંડું કામણ—ટુચકો. સબળાને—તને—ધન, સૌંદર્યાદિ સંપત્તિવાળાને.

લોકડિયાં આળ ચઢાવે રે, પરમંદિર શાને જઈએ. ૨

વિવાહ કયમ થાશે તારો રે, લોકડિયાં લક્ષણ જોશે;

ગિરિધારીપ્રભુ છે એવો રે, ઘેલો થઇને ઘર ખોશે. ૩

## ગરબી ૧ લી.

આંખડી કામણગારી, હો કાહાન તારી, આંખડી કામણ ગારી.

પતિવ્રતાને પાડે પલકમાં, ચંચળ ચોર અણિયાળી. હો કાહાન૦ ૧

સામું જોતામાં શુદ્ધ બુદ્ધ ભૂલે, લાગે તે પ્રેમની તાળી. હો કાહાન૦ ૨

સુમસ્યામાં સર્વે સમજાવે, જોતાં બળે નહિ ખાળી. હો કાહાન૦ ૩

ગિરિધારી ગુણવંત પ્રભુને, કહે રાધા રૂપાળી. હો કાહાન૦ ૪

## ગરબી ૨ જી.

મોરલીએ મન હરી લીધું, હો કાહાન ! તારી મોરલીએ મન હરી લીધું.

મન ગમતી મુખ ઉપર માહાલે, શોકનું કારજ કીધું. હો કાહાન૦ ૧

કાળજામાં મુને કાંઈ કાંઈ થાય છે, વ્રેહેનું દુઃખ બહુ દીધું. હો કાહાન૦ ૨

નાદતણી ધુનિ શ્રવણે સુણતાં, મનડું મારૂં વીંધ્યું. હો કાહાન૦ ૩

ગિરિધારી ગુણવંત પ્રભુનું, અધરસુધા એણે પીધું. હો કાહાન૦ ૪

## ગરબી ૩ જી.

કયાંથી લાવ્યા પટોળી, હોરાજ ! તમે કયાંથી લાવ્યા પટોળી.

પીતામ્બર તમે કયાં પેહેરાવ્યું, કોણ મળી એવી ભોળી. હો રાજ૦ ૧

---

૨ ભારેખમ-ગંભીર. લોકડિયાં—લોક.

૧ કામણગારી—કામણકારી—કામણ કરે એવી. પાડે-વ્રત ભંગ કરે.

૨ કાંઈ કાંઈ-કાંઇક અનિર્વાચ્ય દુઃખ-વિયોગજન્ય વેદના. વ્રેહે-વિરહ—વિયોગ. ૩ ધુનિ-ધ્વનિ-અવાજ. શ્રવણે-કાને. ૪ અધરસુધા-નીચલા ઓઠનું અમૃત.

કુંકુમ કાજળ રેખા પડી છે, તંબોળના રંગમાં બોળી. હો રાજ૦ ૨
સુખડું સર્વે તેને આપ્યું, પ્રેમને ત્રાજવે તોળી. હો રાજ૦ ૩
ગિરિધારી ગુણવંત પ્રભુ છો, જુઓની આંખ્યો ચોળી. હો રાજ૦ ૪

## ગરબી ૪ થી.

વાંસળી ક્યાં વીસારી, હો રાજ ! તમે વાંસળી ક્યાં વીસારી.
વાંસળી મૂકીને કોનું વેલણ લાવ્યા, ભોળવ્યાં નાર ધૂતારી. હો રાજ૦ ૧
કામણગારીએ કામણ કીધું, બેઠા તે સરવસ હારી. હો રાજ૦ ૨
ભાન ગયું ભૂધરજી તમારૂં, છેક થયા વ્યભિચારી. હો રાજ૦ ૩
ગિરિધારી ગુણવંત પ્રભુ છો, જુઓની વાત વિચારી. હો રાજ૦ ૪

## ગરબી ૫ મી.

આંખડી રાતીચોળ છે, હોજી તમારી આંખડી રાતી ચોળ છે.
અલબેલાજી ઊંઘે ઘેરાણા, ઉજાગરામાં રંગરોળ છે. હોજી તમારી૦ ૧
કેઇ માનીતીને મોહોલે ગયા'તા, કાજળ રેખ કપોળ છે. હોજી તમારી૦ ૨
કાલે સાંજે શું કહીને ગયા'તા, જાઓ ને જૂઠા બોલ છે. હોજી તમારી૦ ૩
ગિરિધારી ગુણવંત પ્રભુ છો, મુખમાં એનો તંબોળ છે. હોજી તમારી૦ ૪

## ગરબી ૬ ઠ્ઠી.

કાહાનજી વર છે રૂડો, હો માડી ! મારો કાહાનજી વર છે રૂડો.
મારૂં મન માન્યું એ સાથે, સહુ સંસાર છે કૂડો. હો માડી૦ ૧
રૂડાં લગ્ન લેઇને પરણાવો, અખંડ રહે મારો ચૂડો. હો માડી૦ ૨
લક્ષણવંતો ને લટકાળો, મહિમા એનો છે ઉંડો. હો માડી૦ ૩
ગિરિધારી ગુણવંત પ્રભુને, નવ જાણે તે બૂડ્યો. હો માડી૦ ૪

---

૨ સરવસ—સર્વસ્વ. ૨ કપોળ—ગાલ. ૪ બૂડ્યો—સંસારસાગરમાં

## ગરબી ૭ મી.

### દેશીફેર.

ઊભા રહો અલબેલડા ને કહું એક છાની વાત; સુંદર શામળિયા.
ક્યાંથી આવ્યા કાહાનજી, તમો ક્યાં રમી આવ્યા રાત. સુંદર૦ ૧
આંખલડી ઉજાગરે, કાંઇ થઈ છે રાતીચોળ;
સિંદૂરનો સેંથો પડ્યો, કાંઈ કાજળરેખ કપોળ. સુંદર૦ ૨
પેચ સંભાળો પાઘનો, કાંઇ છૂટા મેલ્યાં કેશ;
નાનપણામાં નાથજી, તમે છોજી બાળેવેશ. સુંદર૦ ૩
ડગમગતા હીંડો ડોલતા, કાંઈ ગઈ તમારી સાન;
મારા સમ સાચું કહો, શું લાજો છો મન માંય. સુંદર૦ ૪
પીળું પીતામ્બર ક્યાં ગયું, ને શું ઓઢી લાવ્યા ચીર;
ભૂધરજી ભૂલા પડ્યા, તમો છો જી બાવનવીર. સુંદર૦ ૫
તમે શામાટે નથી બોલતા, હું જાણું તમારી પેર;
કાલે મેં દીઠા હુતા (જાતાં), પેલી પાડોશણને ઘેર. સુંદર૦ ૬
નિત્ય નિત્ય નવલી પ્રીતડી ને, નિત્ય નિત્ય નવલા રંગ;
પ્રભુ ગિરિધારી ગુણવંત છો, કાંઈ રહો પોતાને ઢંગ. સુંદર૦ ૭

## ગરબી ૮ મી.

તમે ક્યાં રમી આવ્યા રાતડી, સાચું કહો સુંદરશામ;
નટવર નાનડિયાં.
કોઈ સુભાગ્યવંતી[1] સુંદરી, તેનાં કરિયાં પૂરણ કામ. નટવર૦ ૧
જૂઠા બોલા જીવણજી, ને જૂઠાં બોલે વેણ;
કઠણ હૈયાના કાહાનજી, ને કપટે ભરિયાં નેણ. નટવર૦ ૨
કાલે મુજને કહી ગયા જે, આવું તમારે ઘેર;

---

૧ સુભાગ્યવંતી—સારા ભાગ્યવાળી.

શું બોલ્યા ને શું કર્યું, શી થઇ તમારી પેર. નટવર૦ ૩
હવે પ્રભાતે પાતળિયાજી, શું કરવા આવ્યા આંય;
જે માનીતી હોય માનુની, તમો પાછા જાઓ ત્યાંય. નટવર૦ ૪
રસિયાજી રસના ભર્યા, શું છાકયા હીંડો છેલ;
મીઠાં બોલીને રીઝાવો, એ ફોગટના શા ફેલ. નટવર૦ ૫
સંગ તમારો જે કરે, તે માણસમાંથી જાય;
અંતરકેરી વાતડી, તે કોઇને નવ કહેવાય. નટવર૦ ૬
રસિયાજી રસ માણવા, અમો બાંધી તમશુ પ્રીત;
પ્રભુ ગિરિધારી ગુણવંત છો, કાંઇ રાખો તમારી રીત. નટવર૦ ૭

## ગરબી ૯ મી.

સાંભળ સહિયર વાતડી, મારૂં મનડું વ્યાકુળ થાય; મોહન મળવાને.
મુને ઘરધંધો ગમતો નથી, ને એક પલક જુગ થાય. મોહન૦ ૧
મુને ભોજનિયું ભાવે નહિ, નિદ્રા નવ આવે નેણ;
વેરણ લાગે રાતડી, મુખ બોલાયે નહિ વેણ. મોહન૦ ૨
સજ્જા જાણે સાપણી, તે મુજને ખાવા ધાય;
ચંદન ચોળું અંગમાં, તે જાણે લાગી લા'ય. મોહન૦ ૩
હું ઘરમાં ફટકારી ફરૂં, કાંઇ જાણે વળગ્યાં ભૂત;
પરણ્યો આવે પાસમાં, તે જાણે જમનો દૂત. મોહન૦ ૪
કુટુમ્બ લાગે કારમું, ને જૂઠા સર્વે લોક;
વાહાલાના વિયોગથી, મારે કંઠે પડિયા શોષ. મોહન૦ ૫
અંતરમાં સંભારતી, હરિ હૈડાકેરો હાર;
એક પલક નવ વીસરે, મારો શામળિયો શણગાર. મોહન૦ ૬
પ્રાણજીવન જોયા વિના, કાળજડે કાંઈ કાંઈ થાય;
પ્રભુ ગિરિધારી ગુણવંત છો, એ મળતાં દુઃખડાં જાય. મોહન૦ ૭

## ગરબી ૧૦ મી.

મહિયારી મહી વેચવાને નીકળી,
મારગ વચ્ચે આડો ઊભો કાહાન જો;
માગે છે તે દાણ મહીનું મા'વજી,
સર્વે સખાને શામે કીધી સાન જો. મહિયારી૦ ૧
સહુ ગ્વાલે આવી ઘેરી ગોપિકા,
રસિક શિરોમણિ રાધા રૂપ રસાળ જો;
ક્રોધ કરી બોલી નંદકુમારશુ,
વાટે જાતાં શાને કરો છો આળ જો. મહિયારી૦ ૨
અમો સરવે વ્રજવિનતા છું સાધવી,
દાણ મિષે કરી લોપો અમારી લાજ જો;
વાટે ને ઘાટે વળગો વિઠલા,
નથી જાણતા કંસનું કપરૂં રાજ જો. મહિયારી૦ ૩
હું જાણું છું મોટમતા મરજાદની,
હશીને એવું બોલ્યા હળધર વીર જો;
ક્યાં ગઈતી લાજ તમારી તે સમે,
નગ્ન કરી મેં હર્યાં તમારાં ચીર જો. મહિયારી૦ ૪
શું કરીએ સર્વે આવ્યાં સાંકડે,
પરવશ પડિયાં માટે ન થયું જોર જો;
ચોરતાં ચીર અમો દીઠા નહિ,
નીકર સર્વે જાણત નંદકિશોર જો. મહિયારી૦ ૫

---

૧ મહિયારી—દહીં વેચનારી. આડો—રોકીને. દાણ—નાકું—જકાત. ૪ હળધર( બળરામ )ના વીર ( ભાઇ )—કૃષ્ણ. ૫ પરવશ—પરાધીન—કબજામાં. તમે ચીર લેઈ ગયા અને અમે જળમાં વસ્ત્ર વિનાનાં હતાં તેથી અમારાથી કાંઇ બન્યું નહિ !

હવે જાણીને શું કરતાં'તાં સુંદરી,
બીક દેખાડે કંસની વારંવાર જો;
હિમાયતી થઈને બોલે બેહેકતી,
નથી બી'તો હું કંસથકી લગાર જો. મહિયારી૦ ૬
હિમાયતી હું છું મારા બાપની,
ગોપની મધ્યે મુગટમણિ વ્રખુભાન જો;
લાડકવાઇ રાજકુમારી તેતણી,
શું જાણે તું આવી રહેલો કા'ન જો. મહિયારી૦ ૭
આવી રહ્યો છું પણ નથી હું બાપડો,
બીવરાવે છે દેખી બાળક વેશ જો;
બળવંતો ત્યારે મુજને જાણશો,
જ્યારે પછાડીશ કંસને ઝાલી કેશ જો. મહિયારી૦ ૮
ખટ બંધુ જ્યારે તમારા મારિયા,
બંધીખાને માત પિતા દુઃખવંત જો;
મથુરાથી મધરાતે શું આવિયા,
ત્યારે કંસ પછાડ્યો નહિ બળવંત જો. મહિયારી૦ ૯
બાળલીલા કરવી'તી મારે જ્યહાં,
શિવ બ્રહ્મા મુનિવર નવ જાણે ભ્રમ જો;

---

૬ કરતાં'તાં–કરતાં હતાં—કરનાર છો. હિમાયતી–હિમાયતવાળી–બળવાનના પક્ષવાળી.

૭ આવી રહેલો—મથુરાથી આવી રહેલો તું નંદનો ખરો છોકરો નથી એ વ્યંગ્ય છે—નર્મયુક્ત મેહેણું છે.

૯ રાધા કહે છેઃ ખટ બં૦—જ્યારે કંસે તમારા છ ભાઈઓને માર્યા અને માત પિતાને બંધીખાને નાખ્યાં ત્યારે મધરાતે મથુરાથી શું કરવા નાશી આવ્યા ? અને ત્યારેજ કંસને કેમ ન માર્યો ?

તપ કરિયું પૂર્વે નંદ યશોમતિ,
પુત્ર ભાવે હું પ્રગટ્યો પૂરણબ્રહ્મ જો. મહિયારી૦ ૧૦
બ્રહ્મ થઇ ચોરી ઘેર ઘેર કરો,
એઠાં જૂઠાં આરોગો શ્રીરંગ જો;
પૂરણને આ શી મનમાં કામના,
ધૂતારા હું જાણું તમારા ઢંગ જો. મહિયારી૦ ૧૧
ઢંગ નથી ટેવ મુને એવી પડી,
પ્રેમતણે વશ વરતું વારંવાર જો;
દાણ મિષે મળવું તમને માહરે,
તમ અર્થે મેં લીધો છે અવતાર જો. મહિયારી૦ ૧૨
એવાં વચન સુણી રાધા રીઝયાં રંગમાં,
મટુકી ઉતારી મહી પ્રભુને પાય જો;
મહી પાયું સૌંપી સહુ ગોવાળને,
પ્રીત પરસ્પર મુખડે નવ કહેવાય જો. મહિયારી૦ ૧૩
એમ દિન પ્રત્યે ગોપી ગોવિંદને મળે,
સુખડાં સહુને આપે સુંદરશ્યામ જો;
અલબેલો અબળાને આધીન છે,
ગિરિધારીપ્રભુ પૂરે મનના કામ જો. મહિયારી૦ ૧૪

## ગરબી ૧૧ મો.

મારા સમ સાચું બોલો શામળા,
રસિયા રજની કયાં રમી આવ્યા રંગ જો;

---

૧૦ ઉત્તરમાં કૃષ્ણ કહે છેઃ બાળલીલા ઈ૦—કરવી'તી—કરવી હતી. બ્રમ—ભેદ (બાળલીલાનો અથવા નંદને ત્યાં આવી રહેવાનો ).

૧૧ ધૂતારા—ધૂતારાના જેવા, અથવા હે ધૂતારા! ૧૪ કામ—વાંચ્છનાઓ

સુખલડાં આપ્યાં રે પેલી શોક્યને,
પ્રભાતે શું આવ્યા મારે ઘેર જો. મારા સમ૦ ૧
દગો કર્યો દામોદર મુજને તમો,
કેશવજી કાલે શા બોલ્યા બોલ જો;
આજ પછી સાચું તે કોણ માનશે,
ત્રિકમજી હવે ગયો તમારો તોલ જો. મારા સમ૦ ૨
એવાં મર્મ ( ઘીણાં ) વચન સુણી વિનતાતણાં,
હળવે રહીને હરજીએ ઝાલ્યો હાથ જો;
સાન કરી શામળિયો સમ ખાય છે,
દીન થઈને બોલ્યા દીનાનાથ જો. મારા સમ૦ ૩
હું નથી રહ્યો કોઈને મંદિર માનુની,
સમી સાંજની ગઈ'તી મારી ગાય જો;
શોધતાં રજની સર્વે વહી ગઈ,
ઉજાગરે મન આકુળવ્યાકુળ થાય જો. મારા સમ૦ ૪
ગૌ ખોળંતાં કંકણ ખુંચ્યાં ક્યાંથકી,
ક્યાં લાગી કાજળરેખ કપોળ જો;
પ્રીતમજી પૂરા છો પ્રપંચમાં,
મુજ આગળ શું બોલો જૂઠા બોલજો. મારા સમ૦ ૫
મારી માતાએ આંજી જ્યારે આંખડી,
બિંદુ કરતાં રેખા લાગી સંગ જો;
ગૌ પછવાડે જ્યારે મેં કાઢી હડી,
પડી ગયો તે કંકણ ખુંચ્યાં અંગજો. મારા સમ૦ ૬
હો પાતળિયા પીળું પીતાંમ્બર ક્યાં પાલટ્યું,

૬ બિંદુ—ગાલે મેશનું ટપકું કરે છે તે. રેખા લાગી–રેખા થઈ ગઈ.

કેઇ ચતુરાનો ઓઢી લાવ્યા ચીર જો;
ઉર લપટાયું કુચનું કુંકુમ લાલ જી,
હાર થયા છે રાતા હળધર વીર જો. મારા સમ૦ ૭
મારગમાં જાતાં ચીર જડ્યો મુને,
ભૂલી ગયો છું પીતામ્બર ઘરદ્વાર જો;
કુંકુમથી પુચ્છ ગઉનાં રંગિયાં,
તે મેં ગ્રહીને ચાંપ્યાં હૃદે મોઝાર જો. મારા સમ૦ ૮
હો વાહાલાજી એ વાતો સર્વે ખરી,
અધર વિષે કયમ ચંપાયા છે દંત જો;
પીકતણી તેમાં રેખો રાતડી,
ચતુર ઘણા છો જુઓ વિચારી ચંત જો. મારા સમ૦ ૯
એવાં વચન સુણી ઉત્તર કાંઈ સુઝયો નહિ,
બંધાયા છે બળિયા નંદકિશોર જો;
જીવણજી બોલ્યા નીચું જોઇને,
હું હાર્યો તું જીતી અબળા જોર જો. મારા સમ૦ ૧૦
ત્યારે પ્રસન્ન થયાં રીસ ગઈ સહુ ઉતરી,
પ્રીત પરસ્પર વાધી જ્યમ જળ મીન જો;
પાતળિયે પૂરી મનની કામના,
ગિરિધારી પ્રભુ પ્રેમતણે આધીન જો. મારા સમ૦ ૧૧

## ગરબી ૩ જી.

ગોપી— અલબેલા આવોની કહું વાતડી,
મારા સમ શામળિયા શો નવ બોલો જો;
શામાટે વા'લમજી વાંકા ફરો,

૮ ગઉ—ગૌ—ગાય.

ડાહ્યાં થઇને પરમંદિર શું ડોલો જો. અલબેલા૦ ૧
હું કરતાં બીજી શું અદકું કરે,
ઘેલી થઈ છું મૂકી ઘરનાં કામ જો;
કશી વાતે દામોદર દૂભ્યા નથી,
શું કરવા રીસાવ્યા સુંદરશ્યામ જો. અલબેલા૦ ૨

કૃષ્ણ— નથી રીસાવ્યો હું તુજ સાથે સુંદરી,
તુજને મળવા તલખે મારૂં મન જો;
શું કરીએ સાસુડી તારી વઢે,
પૂંઠળ વાત કરે છે સહુ દુરીજન જો. અલબેલા૦ ૩

ગોપી— દુરીજનથી હું કાંઇએ બીતી નથી,
શું કરશે સાસુડી બોલી બોલ જો;
ટેવ પડી વૃદ્ધપણમાં વઢ્વાતણી,
હાવે હું નહિ રાખું એનો તોલ જો. અલબેલા૦ ૪

કૃષ્ણ— તોલ જશે ત્યારે તો હળવાં થશો,
માણસમાંથી ભાગી જાશે ભાર જો;
તેમાટે પડદ રાખો પ્રીતડી,
સગપણકેરો સાચવીએ વે'વાર જો. અલબેલા૦ ૫

ગોપી— સગપણ શું જૂઠો સહુ સંસાર છે,
મારૂં તારૂં સ્વારથકેરી રીત જો;
અજ્ઞાને અંધારામાં આથડે,
તે શું જાણે પરમારથની પ્રીત જો. અલબેલા૦ ૬

---

૩ તલખે—તલપાપડ થાય. દુરીજન—દુર્જન. ૬ અજ્ઞાને—પોતાના ખરા સ્વરૂપના અજ્ઞાનથી. પરમારથની (પરમાર્થની)—શ્રેષ્ઠ અર્થવાળી—લૌકિક વાસના રહિત.

કૃષ્ણ— પ્રીત ખરી તેમાં ભેદ રહ્યા ઘણા,
અંતરની ઉપરની બે કહેવાય જો;
અંતરની અખંડ પ્રેમતણી સદા,
ઉપરની જ્યાં સ્વારથ પૂરો થાય જો. અલબેલા૦ ૭

ગોપી— સ્વારથની પ્રીત નથી તમશું કરી,
જાણ્યા છે મેં તમને પૂરણબ્રહ્મ જો;
ઇશ્વિર છો અંતરજામી જીવના,
દુરીજન લોકડિયાં શું જાણે બ્રહ્મ જો. અલબેલા૦ ૮

કૃષ્ણ— સુણ શ્યામા! આપણ બંન્યો એક છું,
લોકડિયાંને જણાવાનું શું કામ જો;
મન માન્યું તેને અંતર છે કશો,
મળીએ જો હોય મળવા સરખા ઠામ જો. અલબેલા૦ ૯

ગોપી— હું નહિ મૂકું હવે તમને નાથ જી,
રાખું મારા હૃદયકમળ મોઝાર જો;
શિર સાટે સુંદરવરને મેં વર્યા,
ગિરિધારીપ્રભુ પ્રાણતણા આધાર જો. અલબેલા૦ ૧૦

## ગરબી ૪ થી.

### દેશીફેર.

વૃંદાવનમાં રે વાહાલો, રંગે રાસ રમે નંદલાલો;
સહુ ગોપીની રે સાથે, હરજી તાળી લે છે હાથે. ૧
તાલ મૃદંગજ રે વાજે, ઠમકે ઠમકે ઘૂઘરી ગાજે;
રસિયો રસમાં રે રાચે, ગોપિયો ગાય ને ગોવિંદ નાચે. ૨
આલિંગન ચુંબન રે દેતાં, અલબેલાને ઉર પર લેતાં;

કામની કેલી રે કરતાં, મનડું મોહનજીનું હરતાં. ૩
ફૂદડી ફરતાં રે અળગી, શ્યામા શ્યામ બેલડીએ વળગી;
દુઃખ પ્રગટ્યું છે રે દેખી, પોતાનું રૂપ મુગટમાં પેખી. ૪
જાણ્યું એ મુજથી રે વાહાલી, મુગટમાં રાખી છે રૂપાળી;
સંદેહ પડિયો રે મનમાં, લાગી તાલાવેલી તનમાં. ૫
ચાલ્યાં આવળાં રે થઈને, કુંજભુવન સમાયાં જઇને;
રીસાવી બેઠાં રે રાધા, હરિશુ બોલ્યાની લઇ બાધા. ૬
આભૂષણ નાખ્યાં રે કાઢી, અંદર ગાંઠ પડી છે ગાઢી;
રૂસણું લીધું રે રામા, ગિરિધારીપ્રભુ સાથે શ્યામા. ૭

## ગરબી ૫ મી.

ચતુરવર ચમક્યા રે ત્યારે, રાધાને નવ દીઠી જ્યારે;
વિયોગે વાહાલો રે રોતા, ચારે પાસે જદુવીર જોતા. ૧
ક્યાં ગઈ છે તું રે મારી, પ્રાણજીવન એ પ્યારી મારી;
નથી કાંઇ ચાલ્યો રે ચૂકી, ગઇ મુને શે અપરાધે મૂકી. ૨
શું એવું મનમાં રે આણ્યું, હઇયાનું હારદ કાંઇ નવ જાણ્યું;
તનડું તપે છે રે તાપે, કેમ રહેવાશે એ સંતાપે. ૩
કોઈ જઈ તેડી રે લાવો, મનડું માનીતીનું મનાવો;
સખી તું જાની રે મારી, જ્યાં હોય પ્રાણજીવન મુજ પ્યારી. ૪
જઇને કહેજે રે એવું, કે તારે કરવું છે કેવું;
કયમ રીસાવી રે રાણી, તારી દૂભાણ કાંઈ નવ જાણી. ૫

---

૩ કેલી—રમત. અળગી—જૂદી જૂદી. શ્યામા શ્યામ—સ્ત્રી (રાધા) અને કૃષ્ણ. દુઃખ ૪૦—નાચતી રાધાનું પ્રતિબિંબ કૃષ્ણના માથાના મુકુટના મણિમાં પડવાથી તેને ભ્રાંતિ થાય છે કે કૃષ્ણે મારાથી વધારે વાહાલી કાઇ બીજી સ્ત્રીને પોતાને માથે રાખી છે અને તેથી તેને ઈર્ષ્યા ઉપજે છે.

તુજને તેડે રે રસિયો, અવગુણ એવો શો મન વસિયો;
સમજાવી કહેજે રે સારૂં, જ્યમત્યમ કારજ થાયે મારૂં. ૬
ચતુરા ચોંપે રે ચાલી, આવી જ્યાં બેઠી છે બાળી;
શીશ નમાવી રે ચરણે, ગિરિધારીપ્રભુના ગુણ વરણે. ૭

ગરબી ૬ ઠી.

દૂતિ બોલી રે વાણી, સમે જથારથ જેવો જાણી;
કહો આંહાં ક્યમ રે આવ્યાં, બાઈ તમો શામાટે રીસાવ્યાં. ૧
કલેશ કરો છો રે હાથે, નથી કાંઈ દૂભવી તુજને નાથે;
દીસે છે રીસનું રે જાળું, રૂસણું રોષ વિના શું ઠાલું. ૨
કરતા સાથે રે કરીએ, દોષ વિના શામાટે ડરીએ;
તારે વિયોગે રે વાહાલો, તનમાં તલખે છે નંદલાલો. ૩
રાધે રાધે રે બોલે, દરદે દામોદરજી ડોલે;
તાપ થયો છે રે તનમાં, મળવા મન્મથ પડે મનમાં. ૪
શું કહું સજની રે મારી, રસિયાને રઢ લાગી છે તારી;
ચંદરમા ચાલે રે દમતો, શીતળ વાયુ તે નથી ગમતો. ૫
ચંદન ચોળ્યું રે અંગે, પુષ્પપિછોડી ઓઢી સંગે;
તોય તપે છે રે તાપે, તારા વિરહતણા સંતાપે. ૬
તેમાટે વેહેલાં રે ચાલો, અંગ વિષે આભૂષણ ઘાલો;
ઘણું કહ્યું છે રે મુજને, ગિરિધારીપ્રભુ તેડે તુજને. ૭

ગરબી ૭ મી.

સંદેશો સુણીને રે શ્યામા, બોલી ગાજીને ગજગામા;

---

૧ સમે ઇ૦–જેવો સમે ( સમય ) તેને જાણીને જથારથ ( યથાર્થ ) બોલી. આંહાં–અહીંઆં.

૩ કરતા ઇ૦–જો કાંઇ ચૂક કરે તો તેની સાથે રોષ કરીએ.

૫ રઢ–લેહે. ચંદરમા–ચંદ્રમા. દમતો–( પરિતાપ કરનારો હોવાથી ).

હું નહિ આવું રે હાવે, ફોગટ ફેલ મુને નવ ભાવે. ૧
હરિનું હારદ રે જાણું, નજરે દીઠું તે પરમાણું;
દહાડી કહેતા રે મુજને, કોઇ દહાડો નહિ દૂભું તુજને. ૨
પ્રાણથકી છું રે³વાહાલી, તુજ સંગાથે લાગી તાળી;
તે મેં સાચું રે માન્યું, સરવસ સોંપ્યું નથી કાંઇ છાનું. ૩
પોતાનો માની રે લીધો, તન મન પ્રાણ સમર્પણ કીધો;
નાથ નચાવ્યા રે ઉરમાં, પડિયાં પ્રેમનદીના પૂરમાં. ૪
તે સહુ પરિયું રે છૂટી, વાહાલપણામાં વાટજ ઊઠી;
દીસે પરપંચી રે પૂરો, જૂઠા સમ ખાધામાં શૂરો. ૫
અવગુણ શો કહું રે એનો, જે બોલાવે થઇ જાય તેનો;
લાલચુ લંપટ રે લોભી, જ્યાં મળે ત્યાં રહે છે શોભી. ૬
મારી દષ્ટે રે દાખી, મુગટમાં માનીતી રાખી;
તે દુ:ખ દરદે રે ડોલું, ગિરિધારી પ્રભુ સાથે નવ બોલું. ૭

## ગરબી ૮ મી.

બાઇ શાં દરદે રે ડોલો, ઓછાં વચન શામાટે બોલો;
ઘેલાં શાં કાહાડો રે હેલી, વાહાલાને મળ્ય જઇને વે'લી. ૧
દોષ શું કરવા રે દે છે, કડણ વચન શામાટે કે' છે;
તત્વ ન જાણે રે તનમાં, આવડો મચ્છર શો છે મનમાં. ૨
ત્રુટશે ઝાઝું રે તાણે, તારા કાન ભર્યા છે કાણે;
નથી ગણ્યો અંતર રે નાથે, તું શિદ રોષ કરે તે સાથે. ૩

---

૧ ગજગામા (ગજગામિની)—હાથીની ચાલ જેવી ચાલવાળી સ્ત્રી.
૩ સરવસ—સર્વસ્વ—સઘળું. ૭ દાખી—દાખવી. અર્થાત્ જોઇ.
૧ હેલી—સાહેલી.

રસિયો રસની રે રીતે, પ્રેમ દેખાડે તુજને પ્રીતે;
તું એના અવગુણ રે બોલે, તુજથી મૂરખ તે કોણ તોલે. ૪
જે તેં દીઠું રે દૃષ્ટે, સાચું નવ હોયે કોટિ કષ્ટે;
અચ એ મુજને રે આવે, મુગટમાં માનુની કયમ સમાવે. ૫
એ પ્રતિબિંબજ રે તારૂં, જોઇને ચમકી વઢવાસારૂં;
શ્યામા સમજો રે હાવે, હરિ સાથે વઢતાં નવ ફાવે. ૬
બીજી નારી રે મળશે, ત્યારે ટેક તમારી ટળશે;
માટે વેહેલાં રે વળિયે, ગિરિધારી પ્રભુને જઈ મળિયે. ૭

## ગરબી ૯ મી.

સુણ સાહેલી રે સાચું, હાવે મળવા તુજને જાચું;
કામણગારો રે એ છે, જંત્ર ને મંત્ર ઘણા જાણે છે. ૧
નેણમાં રાખે રે નારી, કોણ છે એ સરખો વ્યભિચારી;
ત્રિયાને ખાંપણ રે લાગે, પરનારીશુ પિયુ અનુરાગે. ૨
મોટો મમત છે રે એમાં, ત્રિયા તોલ રહ્યો શો તેમાં;
દુઃખ બીજું એથી રે કેવું, મળીએ જે હોય મળવા જેવું. ૩
ક્યાં લગી સાંખી રે રહીએ, ધૂરતમાં ઢંગ નથી શું કહીએ;
સખી જઇ કહેજે રે એને, તેડો મુગટમાં રાખી તેને. ૪
તેથી સુખીઆ રે થાશો, એને મૂકી અળગા નવ જાશો;
તમારે કૌતક રે કરવું, મારે તો હવે નિશ્ચે મરવું. ૫
ઝેર હલાહલ રે પીવું, તારા સમ જો હું નહિ જીવું;
એવું બોલ્યાં રે જ્યારે, સખીને ચિંતા પ્રકટી ત્યારે. ૬

---

૨ પરનારી ઈ૦—પિયુ જો પરનારી સાથે અનુરાગે—પ્રીતિ કરે તો તેની ત્રિયાને ખાંપણ લાગે. તેનામાં એટલું ઓછું છે એમ કહેવાય.

૪ ધૂરત—ધૂર્ત-ઠગ.

આશા મૂકીને રે ઊઠી, જાણ્યું નિશ્ચે રામા રૂઠી;
હૈયાનું હારદ રે લાવી, ગિરિધારીપ્રભુ પાસે આવી. ૭

ગરબી ૧૦ મી.

દૂતિ બોલી રે વાણી, સત્ય વચન કહું શારંગપાણિ;
મારૂં કહ્યું નવ રે માને, જૂઠો ભરમ પડ્યો છે આને. ૧
મોટો અનર્થ રે કરશે, હું જાણું એ નિશ્ચે મરશે;
ગાંઠ પડી છે રે ગાઢી, ક્રોધ કરી બોલે છે ત્રાડી. ૨
ત્રિયાની બુદ્ધિ રે એવી, મગર મકોડા હરિયલ જેવી;
ઝડપી ઝાલે રે જેને, જીવ ગયે નવ મૂકે તેને. ૩
મનમાં ઉપજે રે જેવું, તરત કરે તે વેળા તેવું;
અબળા નામજ રે એનું, બળ આગળ નવ ચાલે કેનું. ૪
સ્ત્રી ચરિત્રજ રે એવું, બ્રહ્મા સરખા ભૂલે તેવું;
હું તો કહીને રે હારી, એકે વાત ન માને મારી. ૫
સમજાવો જઈને રે હાવે, બીજા કોઈનું ત્યાં નવ ફાવે;
લોહ કઠણ ઘણું રે કહેવાયે, ચુંબકથી તે ચંચળ થાયે. ૬
તેમાટે મનાવો રે જઈને, મધુર વચન ઘણાં મીઠાં કહીને;
સખા એવું બોલી રે જ્યારે, ગિરિધારીપ્રભુ ઊઠ્યા ત્યારે. ૭

ગરબી ૧૧ મી.

વાત વિચારી રે વાહાલે, નારીનો વેશ ધર્યો નંદલાલે;
ચરણાં ચોળી રે અંગે, ચળકે ચીર કસુંબી રંગે. ૧

---

૩ ત્રિયા—સ્ત્રી. મગર ઇ૦—પકડેલી પકડ જીવ જતાં પણ ન છોડવી એવી બુદ્ધિ સ્ત્રીઓની હોય છે. "मगर मकोडा हरियल काठी, तापें बुध तिरियाकी माठी; कां तो अपना धार्या कर ही, नहि तो प्रान तजीके मरही." હરિયલ—એકજાતનું પક્ષી. એ પક્ષીના હાથમાં એક વખત લાકડી આવી તો તે જીવ જતાં પણ છોડતું એમ કવિઓ કહે છે.

અંબોડો વાંકો રે વાળી, આંજી આંખડલી અણીઆળી;
શણગાર સજ્યા રે સોળે, મુગ્ધા માન ભરી રંગરોળે. ૨
જાણે ચપળા રે ચમકે, પાયે નેપુર ઘૂઘરા ઘમકે;
ગજગતિ ચાલે રે ગોરી, હરતી હંસ ગવન મૃગ મોરી. ૩
ચંપકવરણી રે વસના, * * *
કઠણ કુચ કોમળ રે અડિયાં, જાણે ખંજન જાલે પડિયાં. ૪
ગ્રીવા દર ચિબુક રે બિંદુ, અધર અરૂણ મુખ જાણે ઇંદુ;
નાકે મોતી રે લળકે, કેસર આડ કપોળે ચળકે. ૫
કુંકુમ બિંદુ રે કીધો, ગેંદ કુસુમનો કરમાં લીધો;
રમઝમ કરતી રે રામા, આવી કુંજભુવન ગજગામા. ૬
શામાએ દીઠી રે જ્યારે, ઊઠીને પાસે આવ્યાં તેણી વારે;
મનનો પડદો રે ખોલી, ગિરિધારીપ્રભુ સાથે બોલી. ૭

## ગરબી ૧૨ મી.

નવલ સખીની રે સંગે, પ્યારી પૂછે અતિ ઉમંગે;
કહો બાઈ ક્યાંથી રે આવ્યાં, મારા મનડામાં ઘણું ભાવ્યાં. ૧
સત્ય વચન તે મુજને કહેની, ક્યાં તમો જાઓ છો બહેની;
હશીને બોલ્યા રે હરજી, મારે મોહન મળવા મરજી. ૨

---

૨ રંગરોળે-રંગમાં ભીંજેલી હોય તેવી. ૩ ગજગતિ-હાથીના જેવી ચાલવાળી. હરતી ઇ૦ —તે હંસના ગવન (ગમન—ચાલને) હરતી—હરણ કરતી. અર્થાત્ હંસના કરતાં તેની ચાલ સારી હતી. મૃગમોરી—મૃગમરોડીને (?) ચંપક ઇ૦—ચંપાના જેવાં તેણે વસન (વસ્ત્ર) પેહેરેલાં હતાં. એ પછીનું ચરણ પ્રતમાં નથી તે ઠામે "તેને વરણી શકે શું રસના" એવું કાંઈ હોઇ શકે.

૫ ગ્રીવા ઇ૦—તેની ગ્રીવા (ડોક) દર (શંખ) જેવી હતી. તેના ચિબુક (હડપચી) પર બિંદુ હતું. અધર—નીચલો ઓઠ. અરૂણ—રાતો. ઇંદુ—ચંદ્ર

૬ ગેંદ—દડો. કુસુમ—ફુલ. ગજગામ—ગજગામિની—હાથીના જેવી ચાલવાળી. ૧ નવલ—નવી આવેલી.

તત્વ મેં દીઠું રે એમાં, પ્રાણ પરોવાયો છે તેમાં;
રાધા કહે છે રે વાણી, અરે બાઇ તું શી છે અજાણી. ૩
જો એની પાસે રે જાશો, સંગ કરીને પછી પસ્તાશો;
હું બોલું છું રે બળતી, માટે તું એને રખે મળતી. ૪
ભ્રમરનો ગુણ છે રે એમાં, સુંઘ્યા પછી સ્વાદ રહે નહિ તેમાં;
પેહેલાં તો ભાવે રે ભજશે, પ્રીત દેખાડીને અંતે તજશે. ૫
ત્યાં શીદ જાઓ છો રે બહેની, આવની તું મારી પાસે રહેની;
આપણ એકઠાં રે રહીશું, સુખદુઃખ વાત પરસ્પર કહીશું. ૬
એમ કહી ઝાલ્યો રે પાણિ, હૈયા સાથે લીધી તાણી;
હળવે હસતાં રે આવે, ગિરિધારીપ્રભુ ભેટે ભાવે. ૭.

## ગરબી ૧૩ મી.

આલિંગન દીધું રે તનમાં, માનુની લજ્જા પામ્યાં મનમાં;
શામા સમજ્યાં રે ત્યારે, પ્રકટ્યા પુરષોત્તમ તેણી વારે. ૧
અબળાને ઉર પર રે લીધી, તાપ શમાવીને શીતળ કીધી;
મનોરથ પૂરણ રે કરિયા, વળતા હેતવચન ઓચરિયા. ૨
હું છું રણિયો રે તારો, ક્ષમા કરજે સહુ દોષજ મારો;
એમ કહી તેડચાં રે સાથે, ભક્તિભાવ દેખાડ્યો નાથે. ૩
માન મૂકાવી રે આવ્યા, શ્યામાને સાથે તેડી લાવ્યા;
વંશીવટમાં રે વાહાલે, ફરીને રાસ રચ્યો નંદલાલે. ૪
પરમ કૃતારથ રે કીધાં વ્રજવાસીને મહાસુખ દીધાં;
અખંડ લીલા રે એ છે, રસિયાજન હોય તે જાણે છે. ૫
ધન્ય વૃંદાવન રે વાસી, ધન્ય ધન્ય ગોકુળ કોસ ચોરાશી;

---

૧ માનુની—રાધા. ૩ રણિયો—ઋણવાળો—દેવાદાર. ૫ અખંડ—કોઈ વખત ખંડિત ન થાય એવી. ગોલોકમાં અખંડ રાસ થાય છે એમ સંપ્રદાયના ગ્રંથોમાં લખ્યું છે.

ધન્ય ગૌવર્દ્ધન રે જાણી, ધન્ય ધન્ય શ્રીયમુના મહારાણી. ૬
ગાતાં સુણતાં રે પ્રાણી, દોષ મા દેશો લીલા જાણી;
તે જન પાવન રે થાશે, ગિરિધારીપ્રભુના ગુણ ગાશે. ૭

## રાધાઅષ્ટમીનું કીર્તન.

### રાગ કાફી.

બરસાને આજ બાજત બધાઇ;
શ્રીવ્રખુભાન ગોપ ઘર પ્રગટી, શ્રીરાધાકુંઅરી સુખદાઈ. બરસાને૦ ૧
જેજેકાર ભયો હે ઘોષમે, ઘરઘર તોરન માલ બંધાઈ;
ચોઆ અત્તર અરગજા કુંકુમ, દધિ હરદીકી કીચમચાઈ. બરસાને૦ ૨
કંચન થાલ ભરે મુક્તાફલ, જૂથ જૂથ જોરી વ્રજબધૂ આઈ;
કીર્ત્તિ કુખ બધાવત આવત, ગાવત મંગલ ગીત સોહાવત. બરસાને૦ ૩
પુરૂષોત્તમકી પ્રાનન પ્યારી, જગતજનુની ભક્તનકી માઇ;
પ્રેમધુજા પ્રગટી ભૂતલમે, ગિરિધર ઉમગી ઉમગી ગુન ગાઇ. બરસાને૦ ૪

### રાગ મારૂ.

રાધા પ્રગટ ભઇ, ઘોષમે રાધા પ્રગટ ભયી;
ભાદોમાસ અષ્ટમી ઉજીયારી, મંગલ મોદમયી. ઘોષમે૦ ૧

---

૭ લીલા—ભગવાનની લીલા.

૧ બરસાને—એ નામના ગામમાં. ૨ ઘોષમે—ગાયોના વાડાઓમાં. ચોઆ—ચૂઆ. અરગજા—એક જાતનો સુગંધ પદાર્થ. દધિ—દહીં. હરદી–હળદર. કીચ—કાદવ. ૩ જૂથ જૂથ જોરી—ટોળે મળીને. વ્રજબધૂ–વ્રજની સ્ત્રીઓ. કીર્ત્તિ–વૃષભાનની સ્ત્રી–રાધાની મા. ૪ પ્રાનન પ્યારી—પ્રાણોની પ્યારી. પ્રેમધુજા–પ્રેમરૂપી ધ્વજા. ઉમગી ઉમગી–ઉલટ આણીને.

૧ ભાદોમાસ—ભાદરવો મહિનો. ઉજીયારી—અજવાળી. મોદમયી—હર્ષમય.

જાચક જન બંદી સૂત માગધ, ગાવત કીરત નયી;
અનંત અલંકાર દ્વિજ જનકુ, શ્રીબ્રખુભાન દઇ. ઘોષમેં૦ ૨
દેત આશિષ સકલ બ્રજબનિતા, દોરત દ્વાર ગઈ;
ગિરિધરપ્રભુ પ્રિયકો મુખનિરખત, આનંદપ્રેમ પઈ. ઘોષમેં૦ ૩

## રાગ કાલેરો.

સુંદરશ્યામ હીંદોરે ઝૂલે, શ્રીગોવરદ્ધનધારી રે;
અદ્ભુત શોભા સમાજ સંખીકો, સંગ રાધિકા પ્યારી રે. સુંદર૦ ૧
રત્ન જડીત દોઉ ખંભ મનોહર, કંચન ડાંડી શોભે રે;
પટુલી પીરોજા ને નવરંગી, દેખી સુરનરનાં મન લોભે રે. સું૦ ૨
કંચન નીલમનિકો હીંદોરો, મરકત મુક્તા રાજે રે;
સ્ફાટિક મનિ મધ્ય ચલકત ચૂની, કોટિક રવિશશિ લાજે રે. સું૦ ૩
ચપળ ચતુરા દેતી રે ગોટા, સમીર સુગંધ મધુર રે;
શશિવદની શોભા અતિ રાજિત, લાજિત અરૂણ અધુર રે. સુ૦ ૪
શ્રીઘનશ્યામ દામની ઝૂલે, નૌતમતા સમ ભાવે રે;
ગિરિધર મુદિત દેખ સુરજુવતી, સુમનસમૂહ વધાવે રે. સું૦ ૫

---

૨ બંદી-વખાણ બોલનારા. સૂત-ભાટ. માગધ—માગણની એક જાત-ચારણ. કીરત-કીર્ત્તિ. નયી—નવી. ૩ દોરત—દોડતી. પઇ—પામી.

૨ ખંભ—થાંભલા (હિંદોળાના). પટુલી—એ જાતનું રત્ન (?)

૪ ગોટા—(ફૂલના ?) સમીર-વાયુ. શશિવદની—ચંદ્રમુખી—રાધા. લાજિત ઇ૦—એના અધુર (અધર-નીચલા ઓઠ)થી અરૂણ (રાતા રંગનો સૂર્યનો સારથિ) લજ્જિત થયો છે. ૫ શ્રીઘનશ્યામ ઇ૦-ઘનશ્યામ (મેઘ જેવા શ્યામ કૃષ્ણ) અને દામની (વીજળી જેવી પ્રકાશિત રાધા) ઝૂલે છે-અર્થાત્ કાળા મેઘમાં જેમ વીજળી શોભે તેમ કૃષ્ણ સાથે રાધા શોભે છે અને તેમની સમ (સમાન) નૌતમતા ભાવે (ગમે) છે. મુદિત—હર્ષિત. સુરજુવતી—દેવાંગનાઓ. સુમનસમૂહ—ફૂલનો જથો.

## રાગ મારૂ.

ઝૂલત પ્યારો રે, હીંદોરે ઝૂલત પ્યારો રે;
સંગ શોભે બ્રખુભાનનંદિની, ઝૂલે નંદદુલારો રે. હીંદોરે૦ ૧
શ્રાવણમાસ વૃંદાવન ફૂલ્યો, કુંજસદન સુખકારી રે;
બોલત મોર ચકોર કોકિલા, ભયો બડો રંગ ભારી રે. હીંદોરે૦ ૨
ગાજત ઘન નભ વિદ્યુત ચમકત, સમીર સુગંધ ઝકોરે રે;
ફૂલનકો સબ સાજ બન્યો હે, ચતુરા ચિત્તકુ ચોરે રે. હીંદોરે૦ ૩
બિબિધ બિલાસ હાસ્ય કરી બોલત, રીઝવત શામ કિશોરી રે;
ગિરિધર બલ બલ જુગલચરન પર, ડારે તન મન તોરી રે. હીંદોરે૦ ૪

## રાગ સારંગ.

ઝૂલે શ્યામ શ્યામ ધામ, વ્રજ કુંજમાં રે;
ફૂલ્યો વૃંદાવન આનંદ, મધુકર ગુંજમાં રે. ૧
બન્યો રંગ સો રંગ અનુપ, ઉપમા શી કહું રે;
શોભા અદ્ભુત કહી નવ જાય, જોઇ જોઇને રહું રે. ૨
મણિમય સ્તંભ જડાવ ચતુર, ડાંડી રત્નમાં રે;
સોહિયે સુભગ પીરોજા લાલ, જાલીક રત્નમાં રે. ૩

---

૧ બ્રખુભાનનંદિની–બ્રખુભાનની પુત્રી–રાધા. નંદદુલારો—નંદનો પુત્ર–કૃષ્ણ. ૨ કુંજસદન—કુંજગૃહ. કોકિલા–કોયલ. ૩ વિદ્યુત–વીજળી.

૪ બિબિધ–વિવિધ. કિશોરી–રાધા. બલ બલ–વારી જઇને વારી જઈને. જુગલ—રાધાકૃષ્ણની જોડી.

૧ શ્યામ–કૃષ્ણ. શ્યામ ( શ્યામા )—રાધા. મધુકર–ભમરો. ૩ જાલિક–( ગુંથેલી ) જાળીના રત્નમાં.

કંચન વેલની વેલ, ચોફેર મોતી ઝૂલતાં રે;
રસી રેશમી ગ્રહી નિજ હાથ, ઝૂમતડાં અમૂલ્યમાં રે. ૪
ઘમકે છે ઘૂઘરીનાદ, હીંચે ઘણું હેતશુ રે;
બોલે ચાતક મોર મરાળ, સમીરના સંકેતશુ રે. ૫
આવ્યો શ્રાવણ અતિ અનુરાગ, સિંધુ સુખમાં ભર્યો રે;
ઝૂલે જુગલકિશોર હિંદોળે, દેખત મુનિ મન હર્યો રે. ૬
તેની શોભા તે કહી નવ જાય, સદા રસ પ્રીતમાં રે;
કહે ગિરિધર ગુણ રસનાય, ગાયે સુગીતમાં રે. ૭

### રાગ સારંગ.

સખી ઝૂલત નવલકિશોર, ઝૂલાવત નાગરી રે;
મનમોહન મધુકરરૂપ, કમળની ઉજાગરી રે. ૧
ત્યાં તો હીંદોળો નવરંગ, અનુપમ ઓપતો રે;
વ્રજસુંદરીનો રે સમાજ, સંગે ઘણું શોભતો રે. ૨
શુભ શ્રાવણમાસ પ્રકાશ, ઋતુ ભલી મેઘની રે;
તેસે રાજીત સુંદરશ્યામ, પ્યારી સંગે બની રે. ૩
ભયો વ્રજજન મન આનંદ, ઝૂલાવત પ્રેમશુ રે;
વહે સમીર સુગંધીમાન, ગાજે ઘન વ્યોમશુ રે. ૪
એહ લીલા વરણી ન જાય, દેખે સુરલોક હી રે;
ગુન ગિરિધર રાચ્યો નાહિ, જ્યો સબ ફોક હી રે. ૫

### રાગ ધોળ.

સખી સાંભળને કહું વાતડી, સાહેલી રે;
શ્રીજમુનાજીની તીર, મોહન મુજને મળ્યા. સાહેલી રે. ૧

---

૫ મરાળ–હંસ. સમીર ઇ૦—વાયુની ગર્જના થવાથી મોર વગેરે બોલે.

૭ રસનાય–જીભ.

૧ કમળની ઇ૦— (?) તેસે–તેવા.

૪ સુગંધીમાન—સુગંધવાળો. વ્યોમશુ–આકાશમાં.

હું એકલડી મહી વેચવા, સાહેલી રે;
મથુરા મારગ માંય, મોહન મુજને મળ્યા સાહેલી રે. ૨
વૃંદાવનની કુંજમાં, સાહેલી રે;
સામા મળિયા શ્યામ, મોહન મુજને મળ્યા સાહેલી રે. ૩
હરિ હસિયા રે સામુ જોઇને, સાહેલી રે;
હું લજ્જા પામી મન, મોહન મુજને મળ્યા સાહેલી રે. ૪
ત્યારે ધશિયા તે થઇ ઉતાવળા, સાહેલી રે;
મારી કંઠે ઘાલી બાંહ્ય, મોહન મુજને મળ્યા સાહેલી રે. ૫
સુંદરવરને શું કહું, સાહેલી રે;
ભીડી ભુજ ભરી બાથ, મોહન મુજને મળ્યા સાહેલી રે. ૬
મહીમટુકી પૃથ્વી પડી, સાહેલી રે;
ભીંજ્યો નવરંગ ચીર, મોહન મુજને મળ્યા સાહેલી રે. ૭
હાથ જોડી હરિને કહ્યું, સાહેલી રે;
મારી શી ગતિ થાશે શ્યામ, મોહન મુજને મળ્યા સાહેલી રે. ૮
મારી સાસુડી ઘેર ખીજશે, સાહેલી રે;
પ્રભુ જઇને શો ઉત્તર દેશ, મોહન મુજને મળ્યા સાહેલી રે. ૯
કહેશે મહીની મટુકી કયાં ગઈ, સાહેલી રે;
સાડી બગડી કેમ, મોહન મુજને મળ્યા સાહેલી રે. ૧૦
વિવેક નહિ કશી વાતનો, સાહેલી રે;
નઢંગો નંદકુમાર, મોહન મુજને મળ્યા સાહેલી રે. ૧૧
ગિરિધારી ગુણશા કહું, સાહેલી રે;
પ્રેમીજનનો પ્રાણ, મોહન મુજને મળ્યા સાહેલી રે. ૧૨

## ધોળ એકાદશીનું.

આનંદકારી એકાદશી આવી, ભક્તિનું ભૂષણ પ્રેમે રે લાવી;
વૈષ્ણવજનતણા મનમાં ભાવી, તો ધન્ય ધન્ય વ્રત એકાદશી રે. ૧૩

---

૧૧ નઢંગો–ઢંગ વગરનો.

અંતર ઇચ્છાથી અનુસરીએ, ભોજન એક દશ વારજ કરીએ;
નીમ નીરંતર² અંતર ધરીએ, તો ધન્ય ધન્ય૦ ૨
પ્રાત સમે ઊઠી નાહાવણ કીજે, નિત્ય કરીને નીમજ લીજે;
હરિને ચરણકમળ ચિત્ત દીજે, તો ધન્ય ધન્ય૦ ૩
કામ ક્રોધ મદ લોભજ તજીએ, સત્ય વચન રસનાએ સજીએ;
તત્પર થઇ ત્રિકમને ભજીએ, તો ધન્ય ધન્ય૦ ૪
સતસંગતના સમાજમાં રહીએ, દુરીજન મર્મ કહે તે સહીએ;
* * * તો ધન્ય ધન્ય૦ ૫
એ રીતે વ્રત અખંડ આચરવું, પરનિંદાનું પ્રમાણ ના કરવું;
મનસા શુદ્ધ ધ્યાનજ ધરવું, તો ધન્ય ધન્ય૦ ૬
ભાવ સહિત નરનારી રે કરશે, પૂર્વજન્મ સંતાપજ હરશે;
અંતરજામીને તે અનુસરશે, તો ધન્ય ધન્ય૦ ૭
જુઓ અમરીષરાજા ઋષિએ છળિયા, ચક્ર સુદર્શન સાથે રે પળિયા;
શરણ રહ્યાથી બિધ્યા બહુ બળિયા, તો ધન્ય ધન્ય૦ ૮
મહિમા મોટો સદા સહુ જાણે, હરિજન મન અનુરાગજ આણે;
અજ ઉમયાપતિ શેષ વખાણે, તો ધન્ય ધન્ય૦ ૯
ભક્તિને વશ વિઠ્ઠલ આવે, પ્રેમ વિના પરપંચ ના ભાવે;
ગિરિધર ગુણ રસનાએ શું ગાવે, તો ધન્ય ધન્ય૦ ૧૦

### રાગ કાફી.

રંગભર પ્રીતમ પ્યારી ઝૂલે સો રંગ હીંડોરે;
ચતુરશિરોમણિ રાધા ગોરી, સંગ બને શ્રીગિરિધારી. ૧

---

૨ ભોજન ૯૦—હરિનામરૂપી એક ભોજન દશ વાર (અર્થાત્ બહુ વાર) કરીએ. ૫ * એ નિશાનીવાળું ચરણ પ્રતમાં નથી. ૯ અજ—બ્રહ્મા.

પેન્હે અનુકૂળ કુસુંબી દુકૂલ, ઉદી કંચુકી જરતારી;
લાલ પાઘ ઉપરના ગુલાબી, પીતબસન વનમારી. ઝૂલે૦ ૨
ફૂલ હીંદાર બન્યો ચિત્તચોર જ્યું, લાવે સખી સકુમારી;
અમર રેરત ચમર ઢોરત, ઘોરત ઘૂંઘરી ઘારી. „ ૩
દરપન લે લલિતા રહી ઠાડી, ચંદ્રાવળી લે કર ઝારી;
કિશોરી કિશોરકું બીરા ખિલાવતી, પ્યારીકુ કુંજબિહારી. „ ૪
વૃષાઋતુ વૃંદાવન ફૂલ્યો, કુંજસદન સુખકારી;
માનું વસંત ભૂલ્યો ઋતુ અપની, રંગ વડો અતિ ભારી. „ ૫
પુષ્પપરાગાનુરાગ શિલિમુખ, ગુંજત કુંજકી ડારી;
હરિત ભૂમિ પર નાચે કલાધર, દેખ બદરિયાં કારી. „ ૬
હરખત બરખત સુમનસમૂહ ત્રિયા, સુરતનયા મન વારી;
યહ સુખશોભાસિંધુછબી પર, જન ગિરિધર બલહારી. „ ૭

## રાગ કનડો.

ઝૂલત વૃજરાજ હિંદોરે, સંગ રાજિત વ્રખુભાનનંદની;

---

૨ પેન્હે—પેહેર્યાં. દુકૂલ—ઉત્તમ વસ્ત્ર. ઉપરના—ઉપરણો. પીતબસન—પીળા વસ્ત્રવાળા. વનમારી—વનમાળી—કૃષ્ણ.

૩ અમર—એક જાતનો સુગંધી પદાર્થ. રેરત—રેળે. ઘોરત—ઘોર કરે છે. ઘારી—ઘાડી—સજડ.

૪ ઠાડી—ઊભી. કિશોરી—રાધા. કિશોર—કૃષ્ણ. બીરાં—પાનની બીડી

૫ વૃષાઋતુ—ચોમાસુ. ૬ પુષ્પ ઈ૦—ફુલના પરાગના અનુરાગવાળો. શિલિમુખ ( ભમરો ) કુંજની ડારી ( ડાળ ) ઉપર ગુંજત ( ગુંજારવ કરો છે ). હરિત—લીલી. કળાધર—મોર. બદરિયા—વાદળીઓ. કારી—કાળી.

૭ બરખત—વરસે છે. સુમન—ફૂલ. સુરતનયા—સૂર્યતનયા—યમુના મનથી વારી જાય છે અથવા મનથી વારિ ( પાણી ) વરસે છે—ફેલાવે છે ।

અરસપરસ ગ્રીવ પર ભુજ જોરે. ઝૂલત૦ ૧
જુગ આનન અટકે જુ પરસ્પર, હસત લસત ચિત્તવત મુખ મોરે;
એક એક બદન દેખાત મુકુરવત, માનું દમકત દામની ઘન ઘોરે. ,, ૨
લલિતા લે કર બીરા ખવાવતી, ગાવતી મધુર તાન તન તોરે;
નવલ સખી મીલી હરખે ઝૂલાવતી, કરત પવન પંખા ઝકઝોરે. ,, ૩
શ્યામ સુભગ તનુ ચંદનચર્ચિત, મૃગમદ લેપ કિયો તન ગોરે;
ચંદ્રમે ચિત્ર અસિત ગિરિધર, પ્રભુ માનું કંચન કિશોરે. ,, ૪

રાગ સારંગ.

માનની માન કહ્યો તું મેરો, હિંદોરે ઝૂલત ચપલા પ્યારો;
તન આભૂષણ સાજ સંવારો. માનની માન૦ ૧
તો બિન માન પતિ નહિ ઝૂલત, છિન છિન ચિત વત હેરત હેરો;
તો બિન શ્યામ ખાત નહિ બીરા, રસના નામ રટત હે તેરો. ,, ૨
દેખત પંથ કંથ ચપલાકો, હાતે ઝૂલનકા સમય અવેરો;
ફિર પસ્તાવ કરેગી પ્યારી, દિનમનિ ઘટત હોત અંધેરો. ,, ૩
અબકો માન છાંડ મૃગલોચની, અબહી સફલ કર મેરો ફેરો;

---

૧ રાજિત–શોભિત. ગ્રીવ ૯૦—ડોકા ઉપર ડોકું જોરે (જોડે).

૨ મોરે–મોડે. બદન–મુખ. મુકુર–આરસો. દમકત–ચમકે છે ઘોરે–ઘોર–કાળા ( ઘન )માં.

૪ સુભગ—સુંદર. મૃગમદ–કસ્તુરી. ચંદ્રમે ઇ૦—રાધાના ગોરા તનમાં કસ્તુરીના લેપને આગળ રાધા સાથે કૃષ્ણને ગિરિધર ઉત્પ્રેક્ષે છે, જાણે ચદ્રમાં અસિત ( કાળું ) ચિત્ર ન કાઢ્યું હોય તેમ તે શોભે છે. કંચન ઇ૦—કિશોર ( કૃષ્ણમાં ) રાધા એ કંચન સરખી શોભે છે, એ ભાવ છે.

૧ માનની–માન ( પ્રેમરીસ )વાળી સ્ત્રી. ચપળા–હે રામા ! સંવારો–સમારો. ૨ તો–તું. છિન છિન–ક્ષણ ક્ષણ. હેરત હેરો–હેરણાં હેરે છે–તારી ચેષ્ટાઓ જુએ છે. રસના–જીભ.

૩ અવેરો–અબ ( હમણા ). દિનમનિ–દિનમણિ–સૂર્ય. અંધેરો–અંધારૂં.

ગિરિધર પ્રભુશુ હિલમીલ ચાલી, બઢો હી જાત સુખસિંધુ નેરો. „ ૪

રાગ સારંગ.

ક્યું તેરો દધિસુત સકુચ ભયોરી, સારંગપતિ પિતુવાહન ગવની;
ચિત તેરો કાંહાં જુ ઠયોરી. ક્યું૦ ૧
બનરિપુ સુત બંધવ વાહન રિપુ, તા કુલ દહન કિયો;
તાકે પિતામહજનકા મિત્ર બિન, છીનુ નહિ જાત રહ્યો. ક્યું૦ ૨
ખટપદ પ્રિય સ્નેહી તનયા તટ, મોકું બચન દિયો;
વીત અવધ મેં ફરૂં વાહોરી, નેહ ન જાત વહ્યો. ક્યું૦ ૩
ખટ ઋતુપતિ અધિપતિ અતિ પ્રગટયો, તાપ ન જાત સહ્યો;
સારંગધર સારંગ તનયાપતિ, ચિત્ત વિત્ત હરત ગયો. ક્યું૦ ૪

---

૪ મેરો ફેરો–દૂતી કહે છે કે હમણા તો મારો ફેરો સફળ કર–તું આવ. બઢયો–વધ્યો. નેરો–પાસે.

૧ દધિસુત ઈ૦—દધિ (સમુદ્ર)નો સુત—ચંદ્ર. તારો ચંદ્રક (ચાંલ્લો) કેમ સંકોચાયો છે ? સારંગપતિ ઇ૦—સારંગ(હરણ)નો પતિ (ધણી)–ચંદ્ર, તેનો પિતુ (પિતા)–બ્રહ્મા, તેનું વાહન—હંસના જેવું જેનું ગમન (ચાલ) છે એવી હે રાધા ! તારૂં ચિત્ત ક્યાં ઠર્યું છે ?

૨ બનરિપુ ઇ૦–વનનો રિપુ–અગ્નિ, તેનો સુત–કાર્તિકેય, તેનો બાંધવ–ગણપતિ, તેનું વાહન—ઊંદર, તેનો રિપુ—સર્પ, તેના કુળને જેણે દહન કર્યું છે (સર્પયજ્ઞ કરીને) તે–જનમેય. તેનો પિતામહજન—અર્જુન, તેનો મિત્ર–કૃષ્ણ વિના છિનુ (ક્ષણ) પણ રહેવાતું નથી.

૩ ખટપદ ઇ૦–ખટપદ–ભમરો, તેનું પ્રિય—કમળ, તેનો સ્નેહી—સૂર્ય, તેની તનયા (પુત્રી)—યમુના, તેના તટ ઉપર મને વચન આપ્યું છે, તેની અવધ વીત (વીતી) તેથી મેં (હું) વાહોરી (બાહાવરી) ફરૂં છું, પણ તેનો નેહ વહી જતો નથી.

૪ ખટ ઈ૦–ખટ (છ) ઋતુઓના પતિ–વસંત, તેનો અધિપતિ—કામદેવ અતિ પ્રકટયો છે, તેનો તાપ સહેવાતો નથી; કેમકે સારંગધર (શાર્ઙ્ગ

સુન સખી જા કહિયેં ખગપતિકું, અબ તોયે માન દયો;
ગિરિધર ગિરિવરે ધરન ચરન બિન, મિથ્યા જનમ ભયો રી. ક્યું૦ ૫

રાગ સારંગ.

આજ સખી દેખ્યો કુંવર કન્હાઇ;
વૃંદાવન બિહરત ગ્વાલન સંગ, નવપલ્લવ છબી છાંઇ. આજ૦ ૧
ગૈવાં ચરાવત બેનું બજાવત, કૂદત મૃગ કપિકી નાઇ;
કબહુક લરકન સંઘ મીલી ખેલત, કબહુક ચલત રીસાંઈ. „ ૨
પ્રફુલ્લિત વદન લસિત હે અલકલટ, કંચનકો શિર મુગટ સોહાઇ;
શ્યામ ઘટા ઘન બાદુર ઉપર, જ્યું રવિ દેખત દેખાઇ. „ ૩
મુક્તામાલ અતિ ઉજ્વળ શોભિત, ગગનસેં ભાગીરથી સરી આઇ;
કટિ મૃગરાજ પીત વસન વિરાજીત, જ્યું દામની ઘન માંહી. „ ૪
મૃદુલ હાસ રાજિવલોચન છબ, મનમથ કોટિ લજાઈ;

---

નામે ધનુષ્યને ધરનાર ) અને સારંગ (સૂર્ય ?)ની તનયા (પુત્રી)-યમુનાનો પતિ (કૃષ્ણ) મારૂં ચિત્ત અને વિત્ત હરી ગયો છે.

૫ ખગપતિ—ગરૂડગામી—વિષ્ણુ—કૃષ્ણ. તોયે—તને.

૧ બિહરત-વિહાર કરે છે. ગ્વાલન-ગોવાલણીઓ. નવપલ્લવ-નવાં પાંદડાં. છબી-કાન્તિ. છાંઇ-છવાઈ રહી છે.

૨ ગૈવાં-ગાયો. બેનુ-વાંસળી. મૃગ-હરિણી. નાઈ-પેઠે. લરકન-છોકરાં. ૩ લસિત-શોભાયમાન. અલકલટ-માથાના કેશની લટ. શ્યામ ઈ૦—મેઘની કાળી ઘટાવાળા બાદુર (વાદળા) ઉપર જેમ રવિને દેખતાં જેવો દેખાવ માલમ પડે તેવા મુગટવાળા કૃષ્ણ શોભે છે.

૪ મુક્તામાલ ઇ૦—કૃષ્ણના કંઠમાં મુક્તા( મોતી )ની અતિ ઉજ્વળ માળાઓ શોભે છે; જાણે કે આકાશમાંથી ભાગીરથી (ગંગા) વહી આવી ન હોય ! કાળા આકાશમાં ધોળી ગંગા( આકાશગંગા )નેં કાળા કૃષ્ણે પેહેરેલા મોતીના હાર સાથે સરખાવો કર્યો છે તે સુઘટિત છે. મૃગરાજ-સિંહ. વસન-વસ્ત્ર. દામની-વીજળી.

ગિરિધર મન માનસ મરાલ પ્રભુ, વિહરો સદા વ્રજરાઈ. ,, ૫

## રાગ સારંગ.

આજ બન બિહરત શ્રીવ્રજરાઈ;
શ્રીબૃંદાબન પ્રફુલ્લિત દ્રુમ વેલી, કુસુમલતા ઝુક જાઈ. આજ૦ ૧
આછો ડોર રચ્યો ચંદનકો, અદ્દભુત સાજ બનાઇ;
તાપર ઝૂલત હે પ્રિયા પ્યારી, દંપતિ સબ સુખદાઈ. આજ૦ ૨
ત્રિવિધિ સમીર સુગંધ ઝકોરત, બોલત હંસ કોકિલ સબ રહાઇ;
અરસપરસ મન મોદ બઢાવત, રતિસુખ કોટિ લજાઈ. આજ૦ ૩
શ્યામ સુભગ તન ચિત્ર ચંદનકો, કછુ મૃગમદ બહુકો સોહાઇ;
જ્યો રવિસુતા તરંગ નિશા છબી, ચંદ્ર કિરન ઝલકાઇ. આજ૦ ૪
* * * * વામ ભાગ છબી છાંઈ
શ્યામ તમાલ વિટપ તન માનું કનકવેલ ઉરઝાઇ. આજ૦ ૫
અધરસુધારસ પાય પીવાવત, ઉપમા દેત મન ધી સકુચાઇ;

---

૫ મૃદુલ–કોમળ. રાજિવ–કમળ. છબ–છબી. મનમથ (મન્મથ)–કામદેવ. મન ૯૦—ગિરિધર કવિના મનરૂપી માનસસરોવરમાં મરાળ ( હંસ ) રૂપ પ્રભુ વિહરો.

૧ કુસુમલતા–ફૂલવેલી. ઝુકજાઈ–નમી જાય છે. ૨ આછો–સારો. ડોર–દોલ હિંદોળો. ૩ ત્રિવિધિ સમીર–શીતળ, મંદ, સુગંધી વાયુ. બઢાવત–વધારે છે.

૪ સુભગ–સુંદર. તન–શરીર. જ્યોં ઈ૦—જેમ રવિસુતા ( યમુનાના કાળા તરંગની રાતની છબી ઉપર ( અર્થાત્ અધિક શ્યામ વર્ણ ઉપર ) ચંદ્ર કિરણ ઝળકતા હોય તેમ કૃષ્ણના સુંદર શ્યામશરીર ઉપર કાંઇક મૃગમદ ( કસ્તુરી ) શોભે છે અને તે ઉપર ચંદનનું શ્વેત ચિત્ર શોભે છે. ( યમુનાના તરંગની ઉપમા શ્યામના શરીરને, રાતની ઉપમા કસ્તુરીને અને ચંદ્ર કિરણની ઉપમા ચંદનને આપી છે ).

૫ રાધાથી યુક્ત કૃષ્ણને ઉત્પ્રેક્ષે છે: શ્યામ ઈ૦–શ્યામનું તન એ જાણે તમાલ વિટપ ( વૃક્ષ ) છે અને (રાધા એ જાણે ) તેને કનકની વેલ ઉરઝાઇ ( ગૂંચાઈ રહી ) છે, એમ હું માનું છું.

ગિરિધર જુગલ ચરન મકરંદમે, મન મધુકર રહ્યો હે લોભાઈ.[૬],, ૬

## હોળી.

હોળી ખેલું હરિની સાથે રે, મારી ભીંજે છે નવરંગ ચૂંદડી; ૧
મળી આવો સકળ વ્રજનારી રે, મારી ભીંજે છે નવરંગ ચૂંદડી.
લાવો કુંકુમ કેસર ઘોળિયે, ચુવા ચંદન અત્તર ગુલાબ રે. મારી૦ ૨
લોની અબીલ ગુલાલ ખોળા ભરી, જઈને ઘેરો શ્રીગોકુળનાથ રે;
મારો રંગ ભરી પીચકારિયો, ભીડો ભૂધરજીશુ બાથ રે. મારી૦ ૩
મુખ માંજીને આંજી આંખડી, બળવંતાના બાંધ્યા ના હાથ રે;
ગિરિધારીપ્રભુ ગુણવંતને, રાખો ઓરડામાં આજની રાત રે. મારી૦ ૪

## હોળીની ધુમાર—કાફીની.

યા ગોકુળ વ્રજકી ગલી, મદમાતી ગ્વાલ;
ખેલત નવલકિશોર, ફાગ સોહાવનો. ટેક. ૧
ગ્વાલ ગોવિંદ કે સંગ મીલી, મદમાતી૦
સબ નીકસ ખડી નંદદ્વાર, ફાગ સોહાવનો. ૨
હરિ હળધર સબકે બીચમે, મદમાતી૦
જૈસે તારાગનમે ચંદ્ર, ફાગ સોહાવનો. ૩
આપ આપનો સબ સાજ લિયો, મદમાતી૦
મૃદંગ ઝાંઝ ડફ તાલ, ફાગ સોહાવનો. ૪
કર કંચન પિચકારિયાં, મદમાતી૦

---

૬ ધી—બુદ્ધિ. જુગલ ઇ૦—રાધાકૃષ્ણના બન્નેના ચરણરૂપી કમળના મકરંદમાં મારા મનરૂપી મધુકર ( ભમરો ) લોભાઇ રહ્યો છે.

૪ માંજીને—મોઢે ગુલાલ ચોપડીને.

ઝોરિયન ભરો રે ગુલાલ, ફાગ સોહાવનો. ૫
ઇત લાલનકે ગ્વાલન બને, મદમાતી૦
ઉત આઇ સુતા બ્રખુભાન, ફાગ સોહાવનો. ૬
બરસાનેકી નાર સબે, મદમાતી૦
કિયો મત અતિ અદ્‌ભુત, ફાગ સોહાવનો. ૭
ચંદ્રમુખી એક બેને કહો, મદમાતી૦
તુમ સુનો સકલ બ્રિજનાર, ફાગ સોહાનો. ૮
લાજ તજી સન્મુખ ચલો, મદમાતી૦
પકડો હરિ હળધર વીર, ફાગ સોહાવનો. ૯
આયે સખા સબ શ્યાંમકે, મદમાતી૦
સબ નિકટ ચલી બ્રિજનાર, ફાગ સોહાવનો. ૧૦
પિચકારનકી લાગી ઝરી, મદમાતી૦
ઉડાવત અબિલ ગુલાલ, ફાગ સોહાવનો. ૧૧
મુખસે બોલત હો હો હોરિયાં, મદમાતી૦
કરે અરસપરસ અતિ ખેલ, ફાગ સોહાવનો. ૧૨
ગાવત ગારી દે તારિયાં, મદમાતી૦
સોહાગી પરમ અનુરાગ, ફાગ સોહાવનો. ૧૩
પિચકારી ગ્રહી શાવરે, મદમાતી૦
છુપકર મારતે દાર, ફાગ સોહાવનો. ૧૪
લાગી ઊરમે બ્રખુભાનસુતા, મદમાતી૦
ચમકત ચોહોદશ દેખ, ફાગ સોહાવનો. ૧૫

---

૪ ઝોરિયન—ઝોળિયો. ૫ ઇત—અહીં. લાલન—કૃષ્ણ બળદેવ. ગ્વાલન—ગોવાળિયા. ઉત—ત્યાં—ગણે. ૬ બરસાનેકી—બરસાના ગામની. ૧૨ ગારી—ગાળ. તારિયાં—તાળિયો. ૧૩ શાવરે—શામળે દાર—દારા ? સ્ત્રીઓને

દોરી સબૈ વ્રજનાયકા, મદમાતી૦
પકરે હરિ હળધર સંગ, ફાગ સોહાવનો. ૧૬
આંધી ઉડાઇ ગુલાલકી, મદમાતી૦
સબ નેન મુદ કર પેત, ફાગ સોહાવનો. ૧૭
ભયે ગ્વાલ સબ બાહાવરે, મદમાતી૦
ઉન્મત્ત મદન તન નાર, ફાગ સોહાવનો. ૧૮
બેગી ચલી ગ્રહી શ્યામકુ, મદમાતી૦
જ્યાંહાં સકલ ત્રિયાકો વૃંદ, ફાગ સોહાવનો. ૧૯
કામની કંચન બેલ જસી, મદમાતી૦
માનું લપટી શ્યામ તમાલ, ફાગ સોહાવનો. ૨૦
વિદ્યુત શ્યામ ઘટા ચમકે, મદમાતી૦
જેસે ગજ જૂથન માંહુ સિંઘ, ફાગ સોહાવનો. ૨૧
કાજર અંજન નેન દિયો, મદમાતી૦
કિયો લેપન અંગ અબીર, ફાગ સોહાવનો. ૨૨
પિચકારનકી લાગી ઝરી, મદમાતી૦
માનું છીરકત કેસર રંગ, ફાગ સોહાવનો. ૨૩
પીતામ્બર પટ ભીજ ગયો, મદમાતી૦
પિયા પ્યારી અતિ અનુરાગ, ફાગ સોહાવનો. ૨૪
રાધા માધવ રંગ ભરે, મદમાતી૦
ઋતુદાવ બઢાવત બેલ, ફાગ સોહાવનો. ૨૫
દેવ સબ નભ ઝુમ રહે, મદમાતી૦
સુરજુવતી કરત મનુહાર, ફાગ સોહાવનો. ૨૬

---

૧૭ સબ ઈ૦-?

૧૮ મદન-કામ. ૧૯ બેગી—વેગથી. ૨૧ જૂથન-ટોળુ. માંહુ-માંહે. ૨૬ ઝુમ રહે—ઝઝુમી રહ્યા છે.

દુંદુભિ નાદ બજાવહી, મદમાતી૦
બરખાવત કુસુમ સમૂહ, ફાગ સોહાવનો. ૨૭
ફગુવા માગત લાલસુ, મદમાતી૦
સબ ઘેરી રહી ગ્રહી બાંહ, ફાગ સોહાવનો. ૨૮
દીનો મનવાંછિત સબકુ, મદમાતી૦
બૂઝાઈ મદન તન પીર, ફાગ સોહાવનો. ૨૯
યહ સુખ કહેત ન આવહી, મદમાતી૦
શ્રુતિ શારદ શેષ મહેશ, ફાગ સોહાવનો. ૩૦
નિત્ય નિત્ય લીલા ગોપાળકી, મદમાતી૦
રતિ ફાગન સદા સોહાગ, ફાગ સોહાવનો. ૩૧
જુગલ ચરન મકરંદ હી, મદમાતી૦
ગિરિધર મન મધુકર રૂપ, ફાગ સોહાવનો. ૩૨

## રાગ કાફી.

### હોરી.

હોરી કે ખેલઇયા[1] તુમ મેરી ગલી આવ રી;
સંગ સબ સબ છોટે છોટે, ઝાંઝ મૃદંગ ડફતાલ બજાવ રી. હોરી૦ ૧
પાવત દરશ નેન ભયે શીતળ મૃદુલ હાસ રસસે ન રીઝાવ રી;
મદન સદન[2] મન વ્યાકુળ વિરહે, ઉર લપટી તન તપત બુઝાવ રી. ,, ૨
ભીંજ ભરી ભેટ મેટ સબ હી દુઃખ, પુરન પ્રીતકી રીત દેખાવ રી;
ગિરિધર અધરસુધારસ અમૃત, રતિરન[3] જીત પરચો અબ દાવ રી. ,, ૩

### હોરી.

નંદકો દુલારો પ્યારો ખેલે રસ હોરિયાં;

---

૧ ખેલઇયા–ખેલનારા. ૨ સદન–ઘર. ૩ રતિ ઇ૦—અબ ( હમણા ) દાવ પરચો છે માટે રતિરન ( રતિસંગ્રામ ) જીત–જીતો.

ગ્વાલકે સંગ ગોપ બિરાજીત, અબીર ગુલાલન કી ભર ઝોરિયાં. નંદ૦ ૧
સકળ નાયકા મધ્યે વ્રજનાયક, તામે અધિક બ્રખુભાન કિશોરિયાં;
શ્યામ તમાલ લાલ મરકત છબ, માનું લપટી પિયા ઉર કંચન ખોરિયાં.,, ૨
અધર સુધારસ પાય પીબાવત, નચવત અંગઅનંગ ઠગોરિયાં;
ગિરિધર લાજ તજી ફાગુનમે, ભઈ ઉન્મત પિયા ચિત ચોરિયાં. ,, ૩

## હોરી.

પિયા સંગ ખેલું હોરી રે, આછો ફાગુન આયો;
શ્રીગોકુળ ગામ સોહાવના રે, મતબારી શ્રીરાધા ગોરી. આછો૦ ૧
કુલમર્યાદ લાજ તન છાંરી, ભઇ સબે એક હી ઠોરી;
કિયો મતો એક મનકો ભયો, પકરે હરિ હલધર જોરી. આછો૦ ૨
નેનન સેન કરી મુખ ચહેન, સુકાજર રેખ સમારી;
બિખરા અલક સમારહી રે, મન ભાવત ગાવત ગારી. આછો૦ ૩
છીરકત રંગ અનંગ બડો અનુરાગી, સોહાગી કિશોરી;
મારત ભર પિચકારિયાં રે, મુખ બોલત હો હો હોરી. આછો૦ ૪
સુરજુવતી સબ દેખત ખેલ, ભઈ મન વ્યાકુળ ભોરી;
ગિરિધર ધન્ય વ્રજ નારિયાં, માનુ લપટી કંચન ખોરી. આછો૦ ૫

## હોરી.

બરસાને આજ ખેલત હોરી;
અબિર ગુલાલ ઉડાવત ગાવત, કેસર રંગ સુરંગ ઝકોરી. બરસાને૦ ૧
બાજત તાલ મૃદંગ ઝાંઝરી, ગ્વાલની ગાલ મીલી સબ ટોરી. બરસાને૦ ૨
ગાવત ગારી દેત કર તારી, નંદલાલા બ્રખુભાન કિશોરી. બરસાને૦ ૩
ગિરિધર જુગલ ચરન પર, વારી વારી ડારત તન તોરી. બરસાને૦ ૪

---

૨ મરકત—રાતો મણિ.
૧ આછો–સારો. ૨ ઠોરી–ઠેકાણે. જોરી–જોડી. ૩ અલક–ચોટલો.
૨ ટોરી–ટોળી.

## વસંત.

ચલો બસંત બધાવા સબ વ્રજકી નાર;
સજી નૌતમ પટન વસંત શૃંગાર. ટેક.
લીએ નવપલ્લવ ઉપહાર ચાર, સજે કનકકળશેં પરિપૂર્ણ વાર;
તામે શ્રીફળ ફોફળ દળ અપાર, આંબામોર આદ બિબિધ પ્રકાર. ,, ૧
લિયો માનુની મંગળ કનકથાલ, તામે કુંકુમ કેસર કુસુમમાલ;
ચુવા ચંદન અત્તર અબીર ગુલાલ, ગાવે મંગળગીત ત્રિયા રસાલ. ,, ૨
ગજગામની દામની ચપલ મીન, શોભે સકલ કલા રસ પ્રબીન;
મુગ્ધા મધ્યા પ્રૌઢા રતિરૂપ ગીન, સબ અંગન ચિત્ર બિચિત્ર કીન. ,, ૩
મૃગનેની કોકિલસ્વર સુદેશ, મુખે ચારૂ લજાવત તરૂન વેશ;
ભૃકુટી કોદંડ શિર લંબ કેશ, બન્યો રૂપ અનુપ અધિક ભેષ. ,, ૪
ઉર પદક હાર શિર કનકમોર, જરીકંચુકી કસમલ ગુલિક દોર;
પેહેરી નવરંગ ચુંદરી ચિત્ત ચકોર, સખે બની ઠની આઈ નંદ પોર. ,, ૫
બાજે તાલ મૃદંગ રવાબ બેન, ડફ ઝાંઝ શરણાઈ ગોમુખ ચેન;
આઈ નિકટ કરી વ્રજરાજ સેન, સબ નવલ નાગરી નચાવે નેન. ,, ૬
ત્યાંહાં બિધિવત કીન પૂજા પ્રકાર, હરિ કંઠ આરોપે પુષ્પહાર;
તજી લાજ સકલ ઉન્મત નાર, ખેલે ઋતુ બસંત રાધા મોરાર. ,, ૭
ઉડે અબીર ગુલાલ ચુવા ફૂલેલ, પિચકારી શું કેસર રંગરેલ;
પ્યારી શ્યામ તમાલશુ કરત કેલ, માનુ તા પર ઉરઝી કનકવેલ. ,, ૮

---

૧ બધાવા–વધાવવા. પટન–વસ્ત્રો. ચાર—સેવકો. વાર–પાણી. દળ—પાન. (નાગરવેલનાં). ૪ કોદંડ–ધનુષ્ય. સુપેશ–સારો મધુર. ભેષ–ભેખ–વેશ.

૫ કસમલ–કસુંબલ. ગુલિક—ગળીના રંગનો (?). પોર–પોળ.

૬ રવાબ–રવાબ. (એ નામનું વાજું). ૮ કેલ—કેલિ (ક્રીડા). તા પર–શ્યામ તમાલ (કૃષ્ણ). ઉરઝી–વીંટાઈ.

સુરજુવતી સહિત દેખત અકાશ, ઋતુરાય બઢાવત મદન પાસ,
સબ ભાગ્ય સરાહત વ્રજનિવાસ, જશોદા દરશ હરિ સુખ બિલાસ. ,, ૯
એહ નવલ ખેલ નિત્ય નિત્ય બસંત, લીલા અપાર નિત્ય ગ્રગુ અનંત;
ગિરિધર મન માનસ પુનિત અંસ, તામે બિહરો સદા વ્રજરાજ હુંસ.,, ૧૦

## વસંત.

ખેલત બસંત વ્રજરાજ સંગ;
બને ગ્વાલબાલ તન અધિક રંગ. ટેક.
સબ તરૂન કિશોર કુમાર સંગ,
લીઓ સકલ સાજ મન ભયો ઉમંગ;
બાજે તાલ મૃદંગ ઊપંગ ચંગ,
ગાવે અમિત ગીત ઊઠે સ્વતો રંગ. ખેલ૦ ૧
બને હરિ હળધર આનંદધામ,
શોભે ગૌર શ્યામ તન કોટિ કામ;
વિનય કરી છબી તમાલ શ્યામ,
કટિ કાછ કછે પટ પીત દામ. ખેલ૦ ૨
શિર કંચન મુગટ બન્યો ઉદ્યોત,
રાજે કુંડલ દિનકર જુગલ જોત;
ઉર મુક્તામાલ ઉજ્વળ ઉતંગ,
માનુ નીલ ગિરિથે આઈ ગંગ. ખેલ૦ ૩

---

૯ અકાશ—આકાશમાં. ઋતુરાય—વસંત. મદન—કામ. સરાહત—વખાણે છે. ૧૦ પુનિત—પવિત્ર.

૧ અમિત—અપાર. સ્વતો (સ્વતઃ)—પોતાની મેળે. ૨ દામ—દોરી—કંદોરો. ૩ ઉદ્યોત—પ્રકાશ. ઉતંગ—અધિક. માનુ ઈ૦—નીલગિરિ–કાળા પર્વત. જાણે કાળા પર્વતથી ગંગા આવી હોય તેવો શ્યામ શરીર પર મોતીનો ઉજળો હાર શોભે છે.

પિચકારી ગ્રહી નિજ હાથ શ્યામ,
કર અબીર ગુલાલ જું લીનો રામ;
ભરે કેસર રંગસુ કનક માટ,
સબ સખા પરસ્પર દેત છાંટ. ખેલ૦ ૪
કર તારી બજાવત ગારી દેત,
કરે બાલ કેલ રસ સગુન હેત;
એસે હરિપદ કોમલ કમલ દોય,
તામે ગિરિધર મન મધુપ લપટ હોય. ખેલ૦ ૫

## રાગ વસંત.

શ્રીવલ્લભકુલ પરિવાર, આજ વ્રજ ઋતુ વસંત રસ ખેલે જ્યું;
શ્રીવિઠ્ઠલનાથ સિંઘાસન બેઠે, નિકટ કુંવર રંગ રેલે જ્યું. શ્રીવલ્લભ૦ ૧
શ્રીગિરિવરધર નવ કેસર કર છીરકત, મૃગમદ લે લે જ્યું;
શ્રીગોવિંદરાય ગુલાલ ઉડાવત, સંગ સખા હે નવેલે જ્યું. „ ૨
શ્રીબાલકૃષ્ણ ગોકુળપતિ રઘુપતિ, જદુપતિ રસનિધિ ઝીલે જ્યું;
શ્રીઘનશ્યામલિયે કર કંચન-પિચકારી ભરભર મેલે જ્યું. „ ૩
યહ અવતાર ભક્ત હિત કારન, જગતારન ભુવ ડોલે જ્યું;
ગિરિધરદાસ આસ મન ક્રમવચ, શ્રીવલ્લભ કુલે જશ બોલે જ્યું. „ ૪

## રાગ ભૈરવી.

બદનકી શોભા મોહન બદનકી શોભા;
જાય ઊઠત મેં નિરખત મન આનંદકી ગોભા. મોહન૦ ૧
ભ્રાંવ સોહન કાહા કહુ છબી ભાલ કુંકુમ બિંદુ;

---

૫ મધુપ—ભમરો.
૨ નવેલે—નવા. ૪ ભુવ-ભૂમિમાં.- ક્રમ-કર્મ.

શ્યામ બાદર રેખા માનું અબહી ઉદ્યો ઈંદુ. મોહન૦ ૨
નેન દ્વિજ અધર કછું કછું અસિત સિત રાતે;
પિયા આનન ચંદ્રકા, મધુપાન રસ માતે. મોહન૦ ૩
લલિત લોલ કપોલ કુંડલ, મધુર મકરાકાર;
જુગલ શશિ દામની માનુ, નાચત નટ સાર. મોહન૦ ૪
બિમલ સબલ સુઢર મુક્તા, નાસિકા દીનો;
ઉંચે આસન અસુરગુરૂ, માનું ઉદેશો કીનો. મોહન૦ ૫
બંસિકા કલહંસિકા, મુખકમલ રસ રાચે;
પવન પરસ અલક અલિકુલ, કુલહંસી નાચે. મોહન૦ ૬

---

૨ ભ્રાંવ—ભ્રુવ-ભ્રમર ( આંખની ). કપાળની નીચે બે ભ્રમરની વચ્ચે કંકુનો બિંદુ જોઇ કવિ ઉત્પ્રેક્ષા કરે છે કે જાણે આકાશમાં કાળા વાદળની રેખાઓના વચ્ચે હમણાજ ચંદ્ર ઉગ્યો છે ( હમણા કહેવાની મતલબ એ કે તે લાલ હોય છે ).

૩ નેન ઇ૦—નેન ( નેત્ર ) દ્વિજ ( દાંત ) અને અધર ( નીચલો ઓઠ ) એ અનુક્રમે કાળાં, ધોળાં અને રાતાં છે. પીયા ઇ૦—પીયા ( સ્વામી—કૃષ્ણ )ના મુખચંદ્રના મધુપાન ( અમૃતપાન )ના રસથી માતે ( પુષ્ટ ) થયેલાં છે ( નેત્રાદિ ).

૪ લલિત—સુંદર. લોલ—હાલતાં. કપોલ—ગાલ. ગાલ ઉપર હાલતાં કુંડળ—ને ઉત્પ્રેક્ષે છે. જુગલ ઇ૦—એ ચંદ્ર ઉપર બે વીજળીરૂપી નટ નાચે છે એમ હું માનું છું. ગાલને ચંદ્ર અને કુંડળને વીજળીની ઉપમા આપી હોય એમ જણાય છે.

૫ બિમલ—નિર્મળ. સબળ—પાણીવાળાં. સુઢર—ઢળકતાં. મુગતા—મોતી ઉત્પ્રેક્ષે છે: ઊંચે ઇ૦—જાણે કે ઊંચા આસન ઉપર અસુરગુરૂ—શુક્ર ( તારા )નો ઉદેશો ( ઉદય ) થયો હોય નહિ !

૬ બંસિકા ઇ૦—બંસિકા વાંસળીરૂપી. કલહંસિકા—હંસલી મુખરૂપી કમળના રસથી રાચે છે. પવન ઇ૦—પવનનો સ્પર્શ થતાં અલક ( કેશ )રૂપી અલિકુળ ( ભમરાનો સમુદાય ) કલહ કરતો હોય તેમ દેખાય છે.

રહ્યા મન લલચાય યાતે ટરત નહિ ટાર્યો;
અમી અદ્ભુત માધુરી પર ગિરિધર વાર્યો. મોહન૦ ૭

## પદ.

લલિત બદન, ગલિત કુસુમ, વલિત કેશ;
સુદ્રશ નેન, નલિન રંગ મગસે, શશિ શરદ શર્વરી. લલિત૦ ૧
અરજી ઓર, માલ શીથલ, કયૈં કયૈં ચંદનકી રેખ;
રીસભરે લપટાત ગાત, મધુપ અરવરી. લલિત૦ ૨
શોભિત ઉર ઉરજ લબખીમ, પરસત નહિ પરત પછીમ;
નખ છબી પરવાર ડારૂ, ચંદખૂરવરી. લલિત૦ ૩
વાસુદેવ લાલ કલ્યાન, ગિરિધરકો સુજશ ગાત;
શ્રીવિઠ્ઠલ શ્રીપદરજપ્રતાપ ગર્વરી. લલિત૦ ૪

## રાગ કાફી.

વૃંદાવન વાંસળી વાગી રે, મા મુને કાંઈ કાંઈ થાય છે;
વાંસળી સુણીને મારી પાંસળી ઘુમાય છે,
ચિત્તડામાં ચટપટી લાગી રે. મા મુને૦ ૧
હું સૂતી'તી ભર નિદ્રામાં, તે ઓચિંતી ઝબકીને જાગી;
મન મારૂં ગયું મોહન પાસે, દેહતણી ગતિ ભાગી રે. ,, ૨
કામ કાજ મુને કાંઈ નવ સૂઝે, શુદ્ધ પ્રેમ મતિ પાગી;
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ થઈ, આનંદરસ અનુરાગી રે. ,, ૩
નાદતણી ધુની શ્રવણે સુણતાં, વિશ્વની વાસના ત્યાગી;
ગિરિધરપ્રભુ ઉત્કંઠા પ્રગટી, મળવાને શ્યામ સોહાગી રે. ,, ૪

---

૩ પાગી—ભાગંપડી કે આશ્રય મળ્યો. જાગ્રત ઈ૦—મારી જાગ્રત આદિ ત્રણે અવસ્થાઓ આનંદરસની અનુરાગી થઈ છે. ધુની-ધ્વનિ-અવાજ.

## રાગ કાફી.

મત હોવે બૈરાગી રે, બૈરાગ કઠન હે;
ભેખ લિયે કછુ અરથ ન સરે, બિન હરિપદ અનુરાગી રે. બૈરાગ૦ ૧
સંગ્રહ કરત અશાશ્વત સુખકો, મુખસે કહત હમ ત્યાગી;
જ્ઞાન પ્રબોધ કરત ઓરનકું, અંતર વિષે ધુની લાગી. બૈરાગ૦ ૨
કાછ કછો નહિ નાચ નચ્યો તબ, કેસે હોવે હર રાજી;
જ્ઞાન વૈરાગ વિવેક ભક્તિ બિનુ, જેસી નટકી બાજી રે. બૈરાગ૦ ૩
કરત દીનતા ભોગ લિયે જડ, નહિ શુદ્ધ પ્રેમ મતિ પાગી;
ગિરિધરસો શીતળ કેસે હોવે, ચિત્ત લગી ચાહના આગી રે. બૈરાગ૦ ૪

## કુંડળિયો.

સત સંગત સબસે બડી, પાવન પતિત હી જાન;
સાધન સબ ફીકો લગે, ઉન આગે તપ દાન;
ઉન આગે તપદાન, તેજ ઋષિરાજ કહાયો;
સહસ્રાનન સબન ગયે, ભેદ સબહી ઉન પાયો;
કહે ગિરિધર ગુનવંત, ભઈ સબ તુરકો ભંગત;
પાવન પતિત હી જાન, બડી સબતેં સતસંગત. ૧
એસી સંગત છાંડકે, મત કર જાન અજાન;
ખલ સો સાધુ હોયગો, મૂરખ ભયો શિયાન;
મૂરખ ભયો શિયાન, રાજકો ભ્રમ કહાયો;
જાને જાન સુજાન, ભેદ ઉનકો જીન પાયો;
કહે ગિરિધર ગુનવંત, ભવાબ્ધિ નૌકા જેસી;
મત કર જાન અજાન, છાંડ દે સંગત એસી. ૨

---

૨ અશાશ્વત—અનિત્ય—નાશવંત. ધુની—લેહે. ૩ બિનુ—વિના.
૧ પતિત—ભ્રષ્ટ. ૨ શિયાન—શાણો. ભવાબ્ધિ નૌકા—સંસાર સાગર તરવાની હોડી.

મતબારો મદમે ફીરે, ડરે નહિ દિલ માંહિ;
કામ ક્રોધકે બસ ભયો, સો કરત અશુભ શુભ નાહિ;
સો કરત અશુભ શુભ નાહિ, અધમ નર પરત્રિય ગામી;
પરમારથકી બાત, કરત નહિ દામ હરામી;
કહે ગિરિધર ગુણવંત, દેહ વંશકો જારો;
ડરે નહિ મનમેય, ફીરે મદમે મતબારો. ૩

ભૂલ્યા ભૂલ્યા ક્યું ફિરે, ચેત ચેત મન માંહિ;
ફીરે ચક્ર શિર કાલકા, કેસો ઉગરવેકો તાંહિ;
કેસો ઉગરવેકો તાંહિ, અધમ નર નહિ બિચારે;
ભજ ભજ ભજ ભગવાન, હરિ બિન કોન ઉગારે;
કહે ગિરિધર ગુણવંત, ડહાપણ સબ તેરા ડૂલ્યા;
ચેત ચેત મન માંય, ક્યું ફિરે ભૂલ્યા ભૂલ્યા. ૪

ચતુરાઈ ચિત્તમે બડી, રૂપ રંગ ગુન જાન;
સકલ શિરોમણ સુખનિધિ, બોલત બચન પ્રમાન;
બોલત બચન પ્રમાન, નહિ ભગવત પર પ્રીતિ;
ધિક ડહાપણ ધિક રૂપ, જરો સબ ઉનકી રીતિ;
કહે ગિરિધર ગુનવંત, ભજન બિન ફીકો ભાઈ;
રૂપ રંગ ગુન જાન, બડી ચિત્તમે ચતુરાઈ. ૫

ચટકાવે ક્યોં મોજડી, મટકાવે ક્યોં અંગ;
દો દિનમે ઉડ જાય ગો, જેસો રંગ પતંગ;
જેસો રંગ પતંગ, દેહકો ગરવ ન કીજે;
અંતે હોવે ખાખ, દેખ ક્યોં મૂરખ રીઝે;
કહે ગિરિધર ગુણવંત, રતન શીલા પટકાવે;
અંધા દેખ બિચાર, મોજડી ક્યોં ચટકાવે.

સજ્જન એસા કીજીએ, દેખતહી દુઃખ જાય;

મન ફૂલે નેનાં હસે, હિરદે રહે સમાય;
હિરદે રહે સમાય, જીયાકુ મોદ બઢાવે;
જાને તનકી પીર, શિખર સુખ શીખ ચઢાવે;
કહે ગિરિધર ગુણવંત, મીન જલ બિન જ્યોં પ્યાસા;
જેસે ચંદ્ર ચકોર, કીજીએ સજ્જન એસા. ૭

એસા સજ્જન જગતમે, બોલત મીઠે બેન;
હૃદે કપટ નેનાં હસે, લંપટ મનકે ચેન;
લંપટ મનકે ચેન, જનાવે પ્રીત પ્રબોધી;
મુખસે મિસરી પાય, હલાહલ સ્વારથ લોભી;
કહે ગિરિધર ગુણવંત, ધ્યાને બગ સાધુ જેસા;
અંતે નિજ અભ્યાસ, જગતમે સજ્જન એસા. ૮

રીતિ સજ્જનકી સહી, કબુ ન હોત બીછોહ;
ઇશક બિના બૂઝે નહિ, દેખત પાવે મોહ;
દેખત પાવે મોહ, નેહ ઘન ચાતક જેસા;
સ્વાતિ બુંદકુ છીપ, ઓર અસવત નહિ એસા;
કહે ગિરિધર ગુણવંત, કાઠ હરિયલકી પ્રીતિ;
જીવ એક તન ઓર, સહી સજ્જનકી રીતિ. ૯

સાધુ સો કહિયે ખરા, ભગવત ભજન પ્રબીન;
સમદૃષ્ટિ સબ બિસ્વમે, સેવે બ્રહ્મ નહિ ભિન્ન;
સેવે બ્રહ્મ નહિ ભિન્ન, માનપ્રદ આપ અમાની;
સુખ દુઃખ લાભ અલાભ, કરે સરભર મન જાની;

---

જીયાકુ-જીવને. બઢાવે-વધારે. શિખર પર ૯૦—જેની શીખામણ સુખના શિખર પર ચઢાવે. ૮ મિસરી-ખાંડ. ૯ અસવત-એના જેવો. કાઠ-લાકડી.

કહે ગિરિધર ગુણવંત, છોડ સબ એહી અરાધું;
ભગવત ભજન પ્રબીન, ખરા સો કહિયે સાધુ. ૧૦
શૂર સો કહિયે ખરા, ધરે ગ્યાન હથિયાર;
કામ ક્રોધ મદ લોભકુ, દે સબકે શિર માર;
દે સબકે શિર માર, હરિચરણે ચિત્ત લાવે;
એકાદશ બસ કરે, ડરે નહિ આપ ડરાવે;
કહે ગિરિધર ગુનવંત, સોહી સંગ્રામી પૂરા;
ધરે ગ્યાન હથિયાર, ખરા સો કહીએ શૂરા. ૧૧
પંડિત સો કહિએ ખરા, જાને તત્વવિચાર;
બેદ શાસ્ત્ર સિદ્ધાંતમે, ગ્રહે સરવકા સાર;
ગ્રહે સરવકા સાર, કહે હરિકથા નિરંતર;
કહે જથારથ રૂપ, જીવ બ્રહ્મ રૂ ઇશ્વિર;
કહે ગિરિધર ગુનવંત, સદા રહે ગ્યાન અખંડિત;
જાને તત્વ વિચાર, ખરા સો કહિયે પંડિત. ૧૨
જળચર જ્યુ જલ ભીરમે, પરસત નહિ તન પીર;
બિછુરી પરે જબ તીરમે, (તબ) જાને સાચો નીર;
(તબ)જાને સાચો નીર, બિજોગે જી રહે ન જાવે;
બિન બિછુરે રૂચિ નાહિ, પ્રીતકો પોત ન આવે;
કહે ગિરિધર યહ સદા, સંગ નહિ સજ્જન ફલકર;
પરસત નહિ તન પીર, ભીરમે જેસે જલચર. ૧૩
સંસારીકો સુખ જરો, ચિત્ત ચિંતા રહી લાગ;

---

૧૦ માનપ્રદ—બીજાને માન આપનાર. ૧૧ એકાદશ—દશ ઇંદ્રિયો અને અગિયારમું મન.

૧૩ જલ ભીરમે–જળની ભીડમાં. બિછુરી–છૂટું પડીને. જી–જીવ. ફલકર–ફળદાતા.

જ્યું લુહારકી સાનસી, છિન પાની છિન આગ;
છિન પાની છિન આગ, અભાગી નહિ સુખ પાવે;
ઓહોત મનોરથ કરે, અંત સબ નિષ્ફલ જાવે;
કહે ગિરિધર દુઃખરૂપ, ગુલામ ભયો નારીકો;
ચિત્ત ચિંતા રહી લાગ, જરો સુખ સંસારીકો. ૧૪
ચિંતા ચિત્ત હરી લેત હે, કરિયે કાહા ઉપાય;
બુદ્ધિકો નિશ્ચે ડગે, મન ચંચળ વ્હે જાય;
મન ચંચલ વ્હે જાય, ગ્યાનકી સ્મૃતિ જ્યું ભૂલે;
અનુભવ ગત વિજ્ઞાન, ધ્યાન વિક્ષેપ હી ફૂલે;
કહે ગિરિધર કો બચે, જોગી પંડિત બુધવંતા;
કરિયે કાહા ઉપાય, ચિત્ત હરી લેત હે ચંતા. ૧૫
ચંતા અગ્નિ ચમકતી, જા દિલ ભીતર માંહિ;
સુખી કહે વા જીવકુ, સો હી વિવેકી નાહિ;
સો હી વિવેકી નાહિ, કહો સુખ કેસે હી પાવે;
કાષ્ઠ મનોરથ જરે, નિરંતર નહિ બુઝાવે;
કહે ગિરિધર વા ઠોર, બસે નહિ સો ગુણ મીતા;
જા દિલ ભીતર માંહી, ચમકતી અગ્નિ ચિંતા. ૧૬
ચિંતા જેસી ચકમકી, રૂંધ રહી સકુમાર;
શ્વાસોશ્વાસ ઝપટ લગે, સો જરી હોત હે છાર;
સો જરી હોત હે છાર, ચીર મન જાત હી ફૂટી;
પ્રગટ ધુમ્ર નહિ દેખ, જરે જ્યોં કાચકી ભટ્ટી;

---

૧૪ જરો—બળો. ૧૫ વ્હે જાય—થઇ જાય. અનુભવ ઇ૦—અનુભવમાં આવેલું વિજ્ઞાન અને ધ્યાન વિક્ષેપ (અંતરાય)થી ફુલે.

૧૬ વા—તે. કહે ઇ૦—ગિરિધર કહે છે કે એ ઠેકાણે (એવા સંસારમાં) જે વસે નહિ તે ગુણનો મિત્ર (ગુણવાન) જાણવો.

કહે ગિરિધર હો જાત, ક્ષીણ તન પામર જીતા;
ફૂંધ રહે સકુમાર, ચકમકી જેસા ચિંતા. ૧૭
માયા એસી મોહની, મોહ્યા સબ સંસાર;
ગ્યાની ધ્યાની પચ રહે, તપસી કરે પુકાર;
તપસી કરે પુકાર, જોગિયા દોદશ ધાવે;
સુર કિયે ચકચૂર, દેખ જુ મદિરા પાવે;
કહે ગિરિધર ગુનવંત, બચે કોઉ રામનીજાયા;
મોહ્યા સબ સંસાર, મોહની એસી માયા. ૧૮

## કવિત.

ચેત રે ચેત મન મુઢ મતિ ચેત તું,
વિષય રત હો રહો કામે અંધા;
પુત્ર પરિવાર વૈભોગ ધન ધામસેં,
નાર સંસારકે પાશ બંધા;
ખાવત પીવત જન્મ તેરા ગયા,
અંગ અરચાત સુગંધ ગંધા;
તન તેરો ત્રિય તાપસે જલ રહ્યો,
અગનસેં અગન ક્યું હોત ઠંડા;
રામકા નામ નહિ લેત બુધ બહાવરા,
રૈન નિદ્રા દિન કરત ધંધા;
દાસ ગિરિધર કહે મનુષ્ય દે' નહિ લહે,
રવિ ઉદે ઉલૂક જ્યોં હોત અંધા.
પંચ મહાભૂતકા સકલ પિંજર બના,
જ્ઞાન ઓર કર્મ દશ ઇંદ્રિ લાગી;

---

૧૭ ચીર મન-મનરૂપી ચોર. જીતા—જીવતા.
૧ કવિત—છંદ ઝૂલણાની ચાલ. ત્રિય-ત્રણ. રૈન—રાત. ઉલૂક-ઘૂડ.

રૂપ રસ ગંધ જો પરસ ઓર શબ્દસેં,
પંચ તનમાતરા એહી જાગી;
મન બુદ્ધ ચિત્ત અહંકાર ઉન્મત્ત અતિ,
સો હી અંતઃકરણ ચતુર રાગી;
ચોવિસ તત્વમે જીવ પચવીસમો,
વીસખટમો હરિ વિકાર ત્યાગી;
સ્થૂલ સૂક્ષમ વિષે પિંડ બ્રહ્માંડમે,
સકલ ભરપૂર તું જો રે જાગી;
દાસ ગિરિધર કહે રામ સબ ઘટ રહે,
અણછતો જીવ હું ઇક અભાગી.
રામકા નામ સો પરમપદ ધામ હે,
સકળ સિદ્ધાંતકો સાર ટીકો;
નિગમ નેતિ કહે, ઉપમા નહિ લહે,
મુનિ મન ધ્યાનકો આદ લીકો;
એક હરિ નામ બિન સાધના જો કરે,
ધરમ ઓર કરમ તપ દાન ફીકો;
નામસુ રામ તત્કાળ તો પાસ હે,
ઓર ઉપાય નહિ એહ નીકો;
રામકા રૂપ સો પરમ અદ્દ્ભુત હે,
ઇંદ્રિયાતીત અનુસાર ધીકો;
દાસ ગિરિધર કહે એહ અનુભવ લહે,

---

૨ જ્ઞાન ઓર કર્મ—જ્ઞાનેંદ્રિય અને કર્મેંદ્રિય. પરસ—સ્પર્શ. તનમાતરા—તન્માત્રા. રાત્રા-રાત(પ્રીતિ)વાળાં. વીશખટમો—છવીશમો સ્થૂલ—પંચ ભૂતથી બનેલો દેહ. સૂક્ષમ—મન આદિકનો બનેલો દેહ. અણછતો ઈ૦—હું જીવ ન છતાં જીવરૂપે પોતાને માની બેઠેલો.

વાણી કેસે કહે સ્વાદ ધીકો. 3
એક હરિનામ સંસારમે સાર હે,
સકલ સિદ્ધાંત મત સાર ખોજા;
જપ તપ નીમ વ્રત દાન તીરથ વિષે,
નામ બિન સકલ શિર બહુત બોજા;
નીચ ઓર ઉંચ બડ છોટ નર નારકું,
અજ અણુ આદ અધિકાર પૂજા;
પતિત પાવન સદા વેદવાણી કહે,
ઓર કોઈ જાને ન બિન ભેદ બૂઝા;
મનુષ્ય દેહ પાયકે રામ જાન્યો નહિ,
ઓર ઉપાય શઠ કરત દૂજા;
દાસ ગિરિધર કહે છોડ ચિંતામણિ,
મૂઢ લલચાય કર લેત ગુંજા. ૪
પતિતપાવન સદા નામ હે રામકો,
સુમરતાં હોત હે સુખકારી;
નીચમે નીચ અધમ અજામીલસે,
ગ્રાહશુ ગજ ગુનકા જો તારી;
કરત અતિ કષ્ટ જેહી કાજકું મહામુનિ,
સુપચકું સોહી પદ દેત ભારી;

---

3 ટીકો–ટીકા (રૂપે). ટીકા–રૂપે કહ્યો છે. નીકો—સારો ધીકો અનુસાર–બુદ્ધિ પ્રમાણે. વાણી ૯૦—ઘીનો સ્વાદ વાણી કેવી રીતે કહી શકે?

૪ બડ છોટ—બડા ઓર છોટા. અજ ૯૦–અજ (બ્રહ્મા) અને અણુ (પરમાણુ) એને આદિ લેઇને સર્વને તેની પૂજા કરવાનો અધિકાર છે–અર્થાત સર્વનો પૂજ્ય છે. ગુંજા–ચનોઠી.

નીચકું ઉંચ કરી દેત હે પલકમે,
દૂર અવગુન બડે ગુન બિચારી;
એક ચિત્ત લાયકે સુમરિયે શ્રીહરિ,
ભકતવત્સલ સદા બિર્દ ધારી;
દાસ ગિરિધર કહે શરણ જો ગ્રહી રહે,
કાલકે ગાલકું જાય ફારી. ૫
ભટકતે ભટકતે જન્મ તેરા ગયા,
લેત અવતાર બહુ કાલ બીતે;
જનમ ઓર મરનકો ભેદ ભાગ્યો નહિ,
સિંધુ બિન પાર કયું નાવ છીતે;
પુત્ર ધન ધામ સુખ કામકે બસ ભયો,
મંદ મતિ જાને અમ જગહી જીતે;
રામરસ ગુનસુધા રસકું ચાખત નહિ,
તૃપત નહિ હોત મદપાન પીતે;
મનુષ્ય દેહ પાયકે લાભ તેં કાહા લિયો,
સેવ્યે નહિ સચ્ચિદાનંદ પ્રીતે,
દાસ ગિરિધર કહે મૂલકું ખોજકે,
અંતસુ જાત હે હાથ રીતે. ૬
જ્યાં લગી સંતકા સંગ કીના નહિ,
કામ ઓર ક્રોધ મદ લોભ લીના;
કરમ ઓર ધરમ સબ કરત ચાંડાલકા,
કાહા હુઆ આકાસીમે બાસ કીના;
જ્ઞાનકી બાત નહિ ધ્યાનમે આવતી,

૫ સુપચ (શ્વપચ)—ચાંડાળ. મદપાન–મદરૂપી પાન અથવા મદ્યપાન. ૬ અંતસુ—છેવટે. રીતે—ખાલી.

લોક નિંદા બિખે બોત પ્રબીના;
શ્વાનકી નાઇ મન ભટકતો રહે સદા,
કા હુઆ બેઠકે માલ લીના;
જીવતે માત અરૂ તાતકું દુઃખ દિયા,
મરન પીછ કા હુયા પિંડ દીના;
દાસ ગિરિધર કહે એક હરિ ભજન બિન,
ધરમ ઔર કરમ સબ હોત હીના. ૭
કરત હે કુટિલકો ક્રૂરમ ખલકો સદા,
પર ત્રિયા પ્રીત જ્યો વાર મીના;
આપકું ખોજ ઔર મેલ ધોયા નહિ,
ક્યા હુઆ નાહ્યકે છાપ દીના,
ગ્યાન બિચારકે ગુરૂમુખ નહિ ભયા,
ચિત્ત નહિ આતમા તત્વ ચીના;
અંતકી શુદ્ધ નહિ આદકી બુદ્ધ નહિ,
ક્યા હુઆ બેઠ કીર્તન કીના;
આપકે કાજ ઓરનકું દુઃખ દેત હે,
ક્યા હુઆ ભક્તકા નામ લીના;
દાસ ગિરિધર કહે સકલ બોજા વહે,
જો નહિ રામકે રંગ ભીના. ૮
સુમર રે સુમર મન સુમર તું શ્રીહરિ,
જન્મ સંસારમેં બો'ત ભટકા;
કરત હે કોટિ ઉપાય નહિ ઉગરે,

---

૭ લીનાં-લીન થયો (કામાદિમાં). આકાસીમે-અગાશીમાં-સમાધિમાં (!). માલી-માળા. ૮ કુટિલકે-વાંકા માણસનું (કર્મ). ગુરૂમુખ-ગુરૂની સન્મુખ.

કાલ મુખ જગતકું કરત (હે કોટિ) કટકા;
એક ક્ષણ માત્ર સતસંગ કીનો નહિ,
નહિ ગુરૂ શબ્દ મન માંઝ ખટકા;
આપ મન મસ્ત હે ઓરકી નહિ સુને,
પર ત્રિયા સંગ શઠ કરત લટકા;
મનુષ્ય દેહ પાય (કે) સાધન કછુ નહિ કિયા,
નાવ નાવિક બિના સિંધુ અટકા;
દાસ ગિરિધર કહે અમૂલ્ય ચિંતામનિ,
સો બિસય કાગકી પીઠ પટકા.
તત્વકો તત્વ ગુરૂ પરમ દૈવત સદા,
કરત ઉદ્યોત ઉજીઆરે ઘટકા;
કામ ઔર ક્રોધ મદ લોભ માયા ઉલૂક,
હોત નિસ્તાર કામાદિ ભટકા;
એક હે રૂપ ગોવિંદ ગુરૂકો સદા,
કરત હે ચરિત જ્યું ભેખ નટકા;
અગમ અપાર કોઉ પાર પાવે નહિ,
હોત બિસ્તાર જ્યોં બીજ ખટકા;
એક ચિત્ત ગુરૂપદ કમલ સેવત સદા,
મિટત અગ્યાન મન પંથ હટકા;
દાસ ગિરિધર ગુરૂ આપરૂપે કરે,
કીટને ભમર જ્યું હોત ચટકા. ૧૦

---

૯ માંઝ—માંહ્ય. નાવિક—ખલાસી. અમૂલ્ય ઈ૦—જીવતરરૂપી અમૂલ્ય ચિંતામણિને વિષયરૂપી કાગડાની પાછળ ફેંકયો—ગુમાવ્યો. ૧૦ ઘટકા—દેહનો. ઉલૂક— (સંતાઈ જાયછે). હોત નિસ્તાર—પાર આવેછે. ભટકા—યોદ્ધાના. ખટકા—ખડનું (?) કીટને ઈ૦—જેમ કીડાને ભમરી ચટકો મારીને ભમરીરૂપ બનાવી દેછે તેમ ગુરૂ પણ શિષ્યને બોધ કરીને આપરૂપ બનાવી દે છે.

પ્રથમ સો કુલ ગુરૂ કહત મોહિત સદ્દા,
કરત હે કરમ ઓર ધરમ કાની;
દ્વૈત વિદ્યા ગુરૂ પઢત આદર કરી,
પ્રબીન વિદ્યા મન લેત માની;
તીસરે અધિક કહિએ ગુરૂ સંપ્રદા,
તિલક માલા હરિ નામ દાની;
સો હી સબ હે ભલા નિગમ નીતિ બિખે,
યા રીતે સદ્‌ગુરૂ અધિક જાની;
અજ્ઞાન તિમિર બિખે જ્ઞાન રવિ પ્રગટ કર,
કહત હે બાત જો પ્રેમ સાની;
દાસ ગિરિધર કહે એહ અનુભવ લહે,
નામ ઓર રૂપકી જાત છાંની.

---

૧૧ છાની-ગાળીને. સાની—ડાહી.

